॥ वंदेमातरम् ॥

( દુનિયાંના દેશોદ્ધારક મહાવીર પુરૂષોનાં ચરિત્ર. અંક—૨ )

ઇટાલીનો ઉદ્ધાર કરનાર મહાવીર

# ગેરીબાલ્ડી.

( લાલા લાજપતરાયના ઉરદુ પુસ્તકનો અનુવાદ. )



"ઇશ્વરી બક્ષિસોમાં પ્રજાકીય સ્વતંત્રતા સર્વેથી ઉંચા પ્રકારની બક્ષિસ છે, જે મેળવવા માટે દરેક જમાનાના મહા પુરૂષો પોતાની જીંદગીનો ભોગ આપતા રહ્યા છે. સત્યછે કે ગુલામી જીંદગી દુઃખો તથા પાપોનું મૂળ છે."

---

સંપાદક.

દેવજી કુંવરજી માસ્તર.



સંવત ૧૯૬૩. મુંદરા—કચ્છ. સને ૧૯૦૭.

---

અમદાવાદઃ—"વિજય પ્રવર્તક" પ્રેસ.

---

કિંમત આના દસ.

# અર્પણ પત્રિકા.



આ લઘુ પરંતુ અનુકરણીય જીવનથી ભરેલું પુસ્તક, કે જેઓ, આ હિંદ દેશની નિરાધાર કંગાલ પ્રજાની પરાધીનતા જન્ય અધમાધમ આર્થિક સ્થિતિથી તેનો ઉદ્ધાર કરવા વિદેશમાં જઇ પ્રયત્ન કરી રહેલા છે, અને જેઓ દેશની ત્રીસ કરોડ અજ્ઞાન પ્રજાને તેની દયાજનક સ્થિતિથી વાકેફ કરવા સાથે પાશ્ચાત્ય અને જાપાનિઝ પ્રજાકીય લાગણી આ દેશની પ્રજામાં જાગૃત કરવા રૂપ સત્યધર્મનું શિક્ષણ આપવામાં પોતાની જીંદગી અર્પણ કરી છે, કરે છે અને કરશે, તે મારા દેશભક્ત હિંદી ભાઇઓ તથા બહેનોને અર્પણ કરૂં છું.

"સંપાદક"



# ભારતી વંદન.

## રાગ દેસ, તાલ ત્રિતાલ, માત્રા ૧૬ મધ્ય લય.

વંદુ માતને, વંદુ મા ત્હને;
સુજલા, સુફલા, ભારતી માને— વંદુ મા ત્હને.
રત્નાકર સ્પર્શે તવ પદને,
અભ્રભેદિ હિમગિરિવર પવને— વંદુ મા ત્હને. ( ટેક. )
શુભ્ર જ્યોત્સ્ના પુલકિત યામની, કુસુમે પ્રફુલિત દ્રુમદલ શોભિની,
વદન સુહાસિની, વચન સુભાષિણી,
સુખદા, વરદા, હિંદને— હું વંદુ મા ત્હને. ૧
ત્રીશકોટી પુત્રો તુજ ગરજે, કોણ કહે મા તુજને અબલે,
બહુ બળવંતી તારકતરણી,
રિપુદલ વારતા આત્મ ઉદ્ધરતી—દેવિ હિંદ તું, હું વંદુ મા ત્હને. ૨
હૃદયે, ધર્મે, વિદ્યા, મર્મે, સર્વ શરીરે તુજના પ્રાણો,
અતુલ ત્હમારી છે મા શક્તિ,
હૃદયે અર્પો સ્વદેશ ભક્તિ—વિનવું મા ત્હને, હું વંદુ મા ત્હને. ૩
જનમાનસમંદિર તુજ મૂર્તિ, હૃદયે નિરંતર પ્રેરક સ્ફૂર્તિ,
રામ કૃષ્ણ શિવ પ્રતાપ શક્તિ,
તે સમ ઘો અમને હે માજી—વિનવું હું ત્હને, વંદુ મા ત્હને. ૪
મહાકાલી થઇ શસ્ત્રો ધરતી, કમલા રૂપ હૃત્કમલ વિલસતી,
સરસ્વતી રૂપ વાચે લસતી,
અમલા, અતુલા, સુજલા, સુફલા—માતુ હું ત્હને, વંદુ૦ ૫
જય જય જય અમ ભારતિ માતા, સુસ્મિત, ભૂષિત, સ્યામલ, સરલા,
બ્રિટન નૃમણિ મતિ પ્રેર ઉજવલા,
મુક્ત કરે પરતંત્ર શંખલા, યાચું હું ત્હને— વંદુ૦ ૬

( પ્રખ્યાત નવલકથાકાર સ્વર્ગવાસી સાક્ષર શ્રીયુત બંકીમચંદ્રની વંદેમાતરમ્‌વાળી પ્રખ્યાત કવિતાનું રૂપાંતર કરનાર ગણપતરાવ ગોપાળરાવ બર્વે. )

# પ્રસ્તાવના.

ભારતવર્ષની પ્રજા અતિ દીર્ઘ કાળથી પરાધીનતામાં સબડતી રહીને ટેવાઇ ગયેલી હોવાથી, તે પરાધીનતામાંજ સુખમાની રહેલી જોવામાં આવે છે. તે પરાધીનતાને લીધે ઉદ્ભવતા, બીરૂતા, પિશુનતા, સ્વાર્થપરાયણતા, નિર્બળતા, કુસંપ વગેર દૂર્ગુણો આખી પ્રજામાં પ્રસરવાથી દેશની ઔદ્યોગિક, સાંસારિક, ધાર્મિક, રાજ્યકીય અને પ્રજાકીય અધોગતિ થઇ ગઇ છે. તે હવે અસહ્ય થઇ પડવાથી પ્રજાની આંખ કંઇક ઉઘડવા માંડી છે. તે અધોગતિથી ઉદ્ધાર થવા માટે અનેક ઉપાયોથી પરાધીનપણે વર્તતી બુદ્ધિ, સ્વતંત્ર વિચાર કરવા સમર્થ થઇ દૃઢતા ધારણ કરે, તેવી વાર્તાઓનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવું આવશ્યક છે.

આપણા દેશના મહારાણા પ્રતાપસિંહ અને મહારાજા શિવાજીના દૃષ્ટાંતો ઉપરથી આપણે સ્વતંત્રતા, સત્યપ્રિયતા અને અંતઃકરણની પવિત્ર દૃઢતા શીખી શકીએ છીએ, પણ નવીન પ્રજાકીય ભાવના તેથી ઉદ્ભવતી નથી.

ચાલતા સાલની તારીખ ૪ થી જુલાઇને રોજ જેના જન્મને એક સો વર્ષ થયાં તે માટે સોમા વર્ષની જયંતિ આખા યૂરોપમાં મોટી ધામધૂમથી ઉજવવામાં આવી હતી. તે પ્રસંગે આપણા દેશના પેપરોએ શિવાજી મહારાજ સાથે જે નરરત્નની સરખામણી કરી હતી તે મહાવીર ગેરીબાલ્ડીનું જીવનચરિત્ર હિંદની પ્રજાની મગજ ઉપર એક નવીન રોશનીનો પ્રકાશ કરનાર છે. મહારાણા પ્રતાપસિંહ તથા મહારાજા શિવાજી સાથે મહાત્મા ગેરીબાલ્ડીની સરખામણી કરતાં આપણે એટલી વાત ખૂબ સ્મરણમાં રાખવી કે આપણા બહાદૂરોના અંતઃકરણમાં પ્રજાકીય લાગણી જેવા સ્વરૂપમાં આપણે યૂરોપિયન અને જાપાનિઝ પ્રજા પાસેથી શીખ્યા છીએ તેવા પ્રકારની નહોતી. આ "મારો દેશ" એ પવિત્ર ખ્યાલ માત્ર રાજાઓના અંતઃકરણમાં સ્વમાલકીરૂપ સ્વાર્થતાને લીધે હતો ને બાકીના લડનારાઓ રાજા કે રાજ્યની ખાતર લડતા હતા. પ્રજામાં તો "ધણી પણ ખેડસે અને ચોર પણ ખેડસે" એવા ખેતીના જાનવરો માટે નીકળતા ઉદ્ગારોની માફક પાશવ સંસ્કારો દૃઢ થયેલા હતા. હાલ જેમ યૂરોપાદિ દેશોમાં દરેક મનુષ્યને યુદ્ધ માટે ઉપયોગી ગણવામાં આવે છે તેવું હિંદમાં નહોતું. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર એ ચાતુર્વર્ણ્ય વ્યવસ્થાજ બતાવી આપે છે કે માત્ર ક્ષત્રીઓજ યુદ્ધમાં ઉપયોગી ગણાતા હતા, બીજી ત્રણ વર્ણોને તો તે કામથી

બાતલજ કરવામાં આવી હતી. અને હાલ તો તે ક્ષત્રીઓ ઘણુાખરા ખેતી વગેરે બીજાં કાર્યોમાં જોડાઇ ગયેલા જોઇએ છીએ, તેથી લગભગ આખી પ્રજામાંથી સ્વત્વ ( રાજત્વ ) ઉડી ગયું છે અને સ્વત્વની ગેરહાજરીમાં પ્રજાત્વ પણ જાગૃત થઈ શકવાની તો આશા કયાંથીજ રાખી શકાય ?

ગેરીબાલ્ડીનું ચરિત્ર આપણા અંતઃકરણમાં પ્રજાસ્વાતંત્ર્યનો ખ્યાલ પ્રકટ કરાવે છે. ગેરીબાલ્ડી એક પ્રજાજન હતો. તે પ્રજાજન તરીકે તેણે જે મહત કર્તવ્ય કરેલ છે તે ઉપરથી પ્રજાનું કર્તવ્ય સમજી શકાય છે. વિજેતા નેપોલિયને અનેકવાર ઇંગ્લાંડ જીતવાના મનોરથ કર્યા, છતાં તે નહાના (ફ્રાન્સ) દેશની પ્રજામાં પ્રજાકીય લાગણી જાગૃત ન હોવાથી જીતી શકયો નહીં. જાપાનીઝ પ્રજા એવી ચમત્કારિક લાગણીના પ્રભાવથીજ રૂશિયા જેવા મહાન રાજ્યને સખ્ત હાર ખવરાવીને બળવાન પ્રજામાં ગણાઇ. હિંદની પ્રજામાં તે પવિત્ર સત્ય ખ્યાલ જયારે સર્વત્ર ફેલાઇ જશે ત્યારે વિદેશી રાજ્યનો તેને ભય રહેશે નહીં. વર્તમાન જમાનામાં બધી સુધરેલી પ્રજાઓમાં પ્રજાકીય સ્વતંત્રતાને ઉચ્ચ સ્થાન આપવામાં આવે છે. છતાં હિંદમાં હજુ પ્રજાકીય શિક્ષણની શરૂઆત પણ થઇ નથી તેથી પ્રજાકીય ખ્યાલ પણ હજુ ઉદ્ભવ્યા નથી. પ્રજા બહુ કંગાલ સ્થિતિમાં આવી જવાથી હાલમાં બહુ વિચારમાં પડી ગઇ છે અને તે આર્થિક સંકટોમાંથી બચવા માટે જે ભાગ્યોતૂટ્યો પ્રયાસ કરે છે તેમાંથી પ્રજાકીય ભાવના ઉદ્ભવવા સંભવ છે. તે જો પ્રજાને સદ્બુદ્ધિ સૂઝે તો " અમારો દેશ " એવી પ્રજાકીય લાગણી જાગૃત કરી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો યુગ હાલ આખી પૃથ્વી ઉપર પ્રવર્તે છે, તે યુગધર્મને અનુસરવારૂપ સત્યધર્મનિષ્ઠા પ્રાપ્ત થઇ ગણાય.

આ ઇટાલીયન મહાવીરના જીવનમાં વિશેષતા એ જોવામાં આવે છે કે,

**परित्राणाय साधूनां विनाशायच दुष्कृतां**
**धर्म संस्थापनार्थाय संभवामि युगेयुगे. ॥ १ ॥** (ગીતા.)

અર્થ—" નીતિવાન સામાન્ય પ્રજાનું રક્ષણ કરવા અને દુષ્ટ—જુલમીઓનો નાશ કરવા, તથા યુગધર્મને પ્રવર્તાવી સ્થિર કરવા માટે દરેક યુગમાં હું મહાત્મા કે વીર પુરૂષરૂપે ઉત્પન્ન થાઉં છું." એ પૂર્ણ અંશે સિદ્ધાર્થ થાય છે, વળી આર્યાવર્તના પ્રસિદ્ધ મહારાજા ભગીરથે સ્વર્ગમાંથી ગંગા નદી લાવવા રૂપ કાર્ય છ પેઢીના દીર્ઘ પ્રયત્ને કર્યાનું આપણે જાણીએ છીએ. પરંતુ ઇટાલીની પ્રજાને સ્વતંત્રતારૂપી નિર્મળ ગંગાજળમાં અવગાહન કરાવી આપવાનું મહત્કાર્ય ગેરીબાલ્ડીએ પોતાની એકજ જીંદગીના ભગીરથ પ્રયત્ને પૂર્ણ કર્યું.

ગેરીબાલ્ડી સાથે હિંદુ કે મુસલમાન કોઈ યુદ્ધવીરોને તો સરખાવી શકાય તેમ નથી. કારણ કે ગેરીબાલ્ડી જેવા પ્રજાસ્વાતંત્ર્યના ખ્યાલો પ્રાચીન કાળમાં તો એ બંન્ને પ્રજાઓમાં નહોતા, પણ આધુનિક સમયમાં પણ હજુ પ્રદિપ્ત થયા નથી. (ઇરાનની મુસલમાન પ્રજામાં તે ભાવનાનો ઉદય થઇને તેણે પ્રજાકીય પાર્લામેન્ટ સ્થાપન કરી છે ખરી, અને મિસરના મુસલમાનો તે માટે મથી રહ્યા છે એ પણ ખરૂં, તે ઉપરથી કદાચ તેનું અનુકરણ હિંદના મુસલમાનો પણ કરે તો સંભવ છે.) ખ્રસ્તિઓમાં **નેપોલિયન** તો શહેનશાહ બન્યો હતો અને અમેરિકાને સ્વતંત્ર કરનાર **વાશિંગ્ટન** ત્યાંનો પ્રેસિડેંટ બન્યો હતો, પરંતુ ગેરીબાલ્ડીમાં નેપોલિયન જેવી યુદ્ધકુશલતા અને વાશિંગ્ટન જેવી પ્રજાપ્રીયતા હોવા છતાં પોતે સાધારણ ગરીબીમાંજ રહ્યો હતો એટલું તેનામાં વિશેષ હતું.

પરાધીન પ્રજાને સ્વતંત્ર કરવા માટે તથા વિદેશી પ્રજાના જુલમોથી કચડાતી નિરાધાર પ્રજાનો ઉદ્ધાર કરવા માટે સ્વાત્માર્પણ કરનાર પરોપકારી મહાપુરૂષોમાં તે ઉચ્ચ દરજ્જો ભોગવે છે. તેની સરલતા, નીતિ, નિરભિમાનતા અને કર્તવ્ય પરાયણતા તો સર્વોત્કૃષ્ટ હતાં. એક વખત સિસિલી અને નેપલ્સ પોતાનાજ વાલંટિયરોના સૈન્યથી જીતી લઈને તેના સ્વામી જેવી સ્થિતિમાં હોવા છતાં, રાજ્યમહેલો તેના માટે તૈયાર હોવા છતાં પણ, અનેક સૈનિકોથી વીંટાયલો કોઇ દેવળના દરવાજા પાસે ઘોડાના જીનનું ઓશીકું કરીને સુતો હતો. પાસે એક ચૂલા ઉપર તેના ભોજન માટે રોટલી બનતી હતી. માત્ર રોટલી અને એક પ્યાલું પાણી તેને માટે બસ થતું હતું!

તેના લોહીના દરેક બિંદુમાં, રૂએ રૂંઆમાં અને દરેક શ્વાસોશ્વાસમાં "સ્વદેશ, સ્વપ્રજા," એવી ધુનિ ઉઠતી હતી. અને તેનું મગજ તથા અંતઃકરણ તે ધુનથી છવાઇ રહેલાં હતાં. મન, વચન અને કાયાથી હમેશાં તેજ કાર્યમાં પ્રવૃત્ત રહેતો હતો. ક્યાંએ પણ નીતિને છોડી નહોતી. નીતિ જ તેનો ધર્મ હતો. અને તે ધર્મને મુખ્ય રાખીને જ તેણે અર્થ, કામ અને મોક્ષની સાધના કરી છે.

**द्वावेतौ मोक्ष गन्तारौ सूर्यमंडल भेदिनौ**
**परिव्राट् योग युक्तश्च रणश्चाभिमुखे हतः ॥ १ ॥**

અર્થ—"સૂર્યમંડલ ભેદીને મોક્ષ જનારા આ બે જણ છે. એક તો યોગયુક્ત સન્યાસી અને બીજો યુદ્ધમાં સન્મુખ રહીને મરનાર."

આ પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થાય છે તે મારા મિત્ર મી. નૂરમહુમદ ખાલીકભાઈ મણીઆર બી. એ. રંગુનરાંદેરીઆ સ્કુલના હેડમાસ્તરની મહેનતનુંજ પરિણામ છે.

મારા આત્મીય સ્નેહી સાક્ષર વર્ય પ્રોફેસર ગણપતરાવ ગોપાલરાવ બર્વેએ આ કાર્યમાં જે શ્રમ લીધો છે તે માટે તેમનો આભાર માનું છું.

જે દેશમાં આવા ધર્માત્મા મહા પુરૂષો થાય છે તે દેશને ધન્ય છે.

આ જીવન ચરિત્ર વાંચ્યા પછી અંતઃકરણમાં એ સવાલ ઉત્પન્ન થાય કે, " ખરો સ્વદેશાભિમાની કોણ ?" તો તેના જવાબમાં નીચેની કવિતા આપી વિરામ પામું છું.

## તેજ સ્વદેશાભિમાની.

જન્મ ધર્યો જે દેશ તન મનથી તેને ધરો;
વિસારશો ના લેશ સ્વર્ગ જતાં સંભારજો. ૧
આ છે મારો દેશ જન્મ ભૂમિ છે માહરી;
ચિતમાં હોય હમેશ દેશ ઉદય દ્રષ્ટિ ધરે. ૨
દેશ દુખે દુખિ જેહ દેશ સુખે સુખિયો થશે;
શાણો સહુમાં તેહ દેશ હિતે તન ધન તજે. ૩
**પ્રભુ ભક્તિ પણ એજ દેશભક્તિ હાલમાં ધરે;**
**નામ સ્મરણ પણ તેજ દેશ દેશ હાલથી જપે.** ૪
ગણજો પૂત સપૂત એકોતર ઉદ્ધારશે;
મરજો એહ કપૂત દેશ દશા દીલ ના ધરે. ૫
મુક્ત પુરૂષ પણ એજ મુક્ત કરે નિજ દેશને;
તુરતે આવે તેજ દેશ દુખોને ટાળતાં. ૬
**ન ચહે મન કૈલાસ નહિં અક્ષર વૈકુંઠને;**
**થઇ દેશનો દાસ તુચ્છ ગણે સુખ સર્વને.** ૭
બ્રહ્મા વિષ્ણુ મહેશ દેશાર્થિને જાણશે;
વખાણશે તે વેશ રાજ્યભક્ત થઇને રહે. ૮
તન મન ધન કુરબાન સુત નારી સુખને તજે;
ગુણિજન કરશે ગાન ધ્યાન ધરે ધરણીપતી. ૯
**ફૂટ જનની ફૂટ જાત તાત ગણો ધિક્કાર તે;**
**રાખી જગમાં વાત દેશદ્રોહિ જે કો થયો.** ૧૦

( કૃપાશંકર જીણાભાઇ કૃત " **હિંદની હાલત** ")

" સંપાદક "

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|




# શુદ્ધિપત્ર.

સૂચના—આ પુસ્તકનાં પ્રુફ જોવામાં ગ્રંથકર્ત્તાથી તથા મી० [illegible] અનેક અગવડોને લીધે જોઇએ તેટલી કાળજીથી ચોક્કસ ધ્યાન આપવાનું બની શક્યું નથી. તેથી વિરામ ચિન્હો, શબ્દ સંયોગો, શબ્દ વિયોગો, અનુસ્વાર અને માત્રાઓની જે ભૂલો જોવામાં આવે તે વાચકવર્ગ સુધારીને વાંચશે એવી આશા છે; માત્ર જે ખાસ ભૂલો વિષે ધ્યાનમાં રાખવા જેવું છે તેની શુદ્ધિ નીચે પ્રમાણે છે.

## શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬ | ૨૪ | સામી | સાચી |
| ૩૭ | ૮ | ઉપર | ઉપર જોનએગ |
| ,, | ૧૬ | વર્તવ | વર્તન |
| ૪૬ | ૧ | સદા | સાદા |
| ,, | ૧૭ | સંદા | સાદા |
| ,, | ૧૯ | ઝપટ | ઝડપ |
| ૪૮ | ૨૪ | અબલ ! | અબલા |
| ૫૫ | ૧૬ | સ્વાધીનના | સ્વાધીનતા |
| ૫૬ | ૨૬ | માર્યું | માર્યું |
| ,, | ૨૮ | આરજંટ | સારજંટ |
| ૫૭ | ૨૫ | રહ્યાતા | રહ્યા હતા |
| ,, | ૨૮ | છે | છું |
| ૫૮ | ૨ | મણીક | માણીક |
| ,, | ૨૭ | મીલાન | મીલાઉ |
| ૫૯ | ૨૧ | પેહલજ સ્થિતિમાં | પેહલ સ્થિતિમાંજ |
| ૬૧ | ૫ | ડેપ્યુશન | ડેપ્યુટેશન |
| ,, | ૭ | લકરમાં | લશ્કરમાં |
| ૬૪ | ૨૭ | આવ્યા છે | આવે છે |
| ૭૦ | ૨૦ | લશ્કરની | લશ્કર તેની |
| ૭૭ | ૨૦ | આપદ | આવદ |
| ,, | [illegible] | તીકલીફ | તકલીફ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૪ | ૨૮ | ૮૦૦ | ૮૦૦૦ |
| ૮૯ | ૬ | લોકોએ, | લોકો ? એ |
| ૯૧ | ૫ | ડીગીએ | ડીચીએ |
| (તે પૃષ્ઠમાં તથા ૯૨ પૃષ્ઠમાં ડીગી છે ત્યાં ડીચી વાંચવું) | | | |
| ૯૩ | ૧૯ | તેની સરદારીથો | તે તાબેદારીથી |
| ૧૦૧ | ૨૪ | કેપન | કેપ્ટન |
| ૧૦૨ | ૧ | હાઇન | ટાર્ઇન |
| ૧૦૨ | ૧૦ | તમારા | મારા |
| ૧૦૭ | ૧૫ | ગામાંથી | ગામગાંથી |
| ૧૧૫ | ૧૦ | " સંપાદક | ૦ |
| ૧૧૬ | ૧૩ | ગીને | ગીમે |
| ૧૧૯ | ૨ | રાખજે | રાખજો |
| ૧૨૦ | ૧૯ | લાર્ડ | લોક |
| ૧૨૪ | ૨૬ | બુરજન | બુરજો |
| ૧૨૬ | ૫, ૧૩, ૧૯ | બુએનિ | બુર્બોન |
| ૧૨૮ | ૨૨ | ઇઞ્જીલ | ઈઞ્જીલ |
| ૧૩૦ | ૨૦ | રાખતાં | રાખતે |
| ૧૩૫ | ૨૩ | ઉદાઝ | ઉદાત્ત |
| ૧૪૯ | ૧૫ | તે | ને |
| ૧૫૧ | ૧૪ | કોમ નહીં, | કોમ, નહીં |
| " | ૨૪ | તેનો છે એનો | તેનો |
| ૧૬૧ | ૨ | પહેલો | પહેલાં જ્યારે |
| " | ૩ | વખતે | વખતે પણ |
| " | ૨૮ | વિશ્વજનીન શાંતિ, | વિશ્વજનિત શાંતિ |
| ૧૬૪ | ૧૪ | રહ્યા | રહ્યા |
| ૧૬૬ | ૨૦ | ગયો | ગયું |

જોસેફ મેટ્ઝીનીની જાહેર ખબરમાં. ૮ મી લીટીને અંતે " એ મેટ્ઝીનીનું " અને ૯ મી લીટીને આરંભે "જીવન" એટલા શબ્દો છે તે રદ સમજવા.

## લાલા લાજપતરાયનું નિવેદન.

**વહાલા સ્વદેશીઓ ?**

બળ નથી જેથી તમારી સેવા કરૂં ધન નથી જે તમારા માટે ભોગ આપું બાકી રહેલ ગુરૂએ શીખવેલ છે તે મહા પુરૂષોના વિચારો તમને પહોંચાડું. પણ ગયા વર્ષની બિમારીએ તે બાકી રહેલને પણ જખમી કરી દીધા. લાચાર કલમથી તમારી સેવા આરંભ કરી છે. આ સીરીઝમાં પહેલો નંબર "મેઝિની" હતો તે તમે પસંદ કરેલ છે, બીજો નંબર "ગેરીબાલ્ડી" રજુ કરૂંછું. સદ્ભાગ્યે એને પણ આપ પસંદ કરશો. "ગેરીબાલ્ડી" વિના મેઝિની અપૂર્ણ હતો તેથી જોકે મરજી માફક આ તૈયાર કરી શકયો નથી તોપણ જેવો બન્યો તેવોજ જલદીથી પ્રસિદ્ધ કરૂંછું. આપ પૂછસો કે મેં આ સીરીઝ વિદેશી મનુષ્યથી કેમ આરંભ કરી? જવાબ એ છે કે આજકાલ ભારત વર્ષ લગભગ દરેક વાતમાં વિદેશી વસ્તુઓજ પસંદ કરે છે. વિદેશી રાજ્યકર્ત્તાને કારણે વિદેશી ભાષા, વિદેશી અક્ષરો, વિદેશી પહેરવેશ, વિદેશી રીતભાત. સારાંશ કે વિદેશી શું નથી ? તેથી કરીને મેં એજ ધાર્યું કે સહુથી પહેલાં વિદેશી કોમના અગ્રેસરોનેજ તમારી સેવામાં રજુ કરૂં. કદાચ વિદેશી લોકોના આશરા નીચેજ આપણા દેશના પદાર્થો પણ તાજા લીલા થઇ જાય. જોકે મને એ વિચાર સ્વીકારવામાં સંકોચ છે, તોપણ આપના અભિપ્રાય સમક્ષ માથું નમાવું છું.

ત્રીજા નંબર માટે દેશના એક મહાન આત્માને ચુંટી કહાડેલ છે. શિવાજી મરાઠાનું જીવન વૃત્તાંત લગભગ અરધું લખી ચુકયો છું. ઇરાદો તો એ હતો કે નવેંબરથી પહેલાં પહેલાં તેને પ્રસિદ્ધ કરી દેત, પણ તનદુરસ્તીની ગેરહાજરી તેના વચમાં આવી. જુઓ ઇચ્છા કયારે પૂર્ણ થાય છે, ઇશ્વર આશીર્વાદ આપે.

૧૧ નવેંબર ૧૮૯૬.

તમારો સેવક.

લાજપતરાય.

---

ઓ૩મ્.

# પ્રારંભ.

જગતની ભૂગોળમાં ઇટાલી ને રોમ એ બંને નામો પ્રસિદ્ધ છે, કારણ તેનીસાથે જગતના ઘણા એક ઐતિહાસિક બનાવોનો સંબંધ છે. આ પુસ્તકમાં જે બનાવો વાચકવૃંદની સમક્ષ રજુ કરવામાં આવે છે તે યથાસ્થિત સમજી શકાય તે સારૂ શરૂઆતમાં ઇટાલી દેશનું બહુ ટુંકું દર્શન, અને ઇટાલીની પ્રજાની સંક્ષેપ હકીકત દાખલ કરી છે.

યુરોપ ખંડની દક્ષિણમાં એક દેશ આવેલ છે તેનું નામ ભૂગોળમાં ઇટાલી લખેલ છે; તે ઇટાલી એશિઆના હિંદુસ્તાનની પેઠે એક દ્વીપકલ્પ છે, એટલે એની ત્રણે બાજુએ સમુદ્ર છે, ને ઉત્તરે યુરોપખંડના સર્વથી ઉંચા પહાડોની હારો આવેલી છે. ઇટાલીની ઉત્તરે આલ્પ્સ પર્વત, દક્ષિણે અને પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર, અને પૂર્વમાં આડ્રિઆટિક સમુદ્ર આવેલો છે. ઉત્તરમાં આલ્પ્સની પેલે પાર સ્વીત્ઝર્લાંડ દેશ, વાયવ્ય ખૂણામાં ફ્રાન્સ, ઇશાનમાં આસ્ટ્રિઆ, અને બરાબર પૂર્વમાં તુર્કસ્તાનને ગ્રીસ આવેલા છે. પશ્ચિમમાં કાર્સિકાને સાર્ડિનીઆના બેટો આવેલા છે, ઇશાન ખૂણાપર આડ્રિઆટિક સમુદ્રના કિનારાપર વેનિસ નામે શહેર છે તે તે સ્થળની ખૂબ સુરતીને કુદરતી દેખાવને લીધે યુરોપના સર્વે બંદરોમાં શ્રેષ્ઠ ગણવામાં આવે છે. ઇટાલીના મધ્યમાંથી એપીનાઇન્સ પર્વતની હારો દક્ષિણ ઉત્તર તરફ જાય છે, યુરોપનો પ્રસિદ્ધ જવાળામુખી પર્વત વિસુવીયસ પણ અહીંજ આવેલો છે. તે પર્વતમાંથી અગ્નિના ભડકા હરવખ્ત નીકળતા રહે છે, અને કોઇ કોઇ વાર એટલો બધો ફાટી નીકળે છે કે આજુ બાજુના બધા પ્રાંતોનો નાશ કરી દેછે, માઇલોને ગાઉઓ સુધી રસ્તામાં જે કંઇ આવે છે તેને બાળી નાંખે છે. કેટલાક શહેરો આ જવાળામુખીના ભોગ થઇ ચૂકયા છે, તેઓમાં

સર્વથી પ્રસિદ્ધ વિશાળ, પ્રાચીન ને જાહોજલાલીવાળું પોંપીનામે શહેર ગણાય છે. ઈટાલીના દક્ષિણ ભાગને સિસિલી કહેવામાં આવે છે. તે બંનેની વચ્ચે મેસીના નામે સામુદ્રધુની છે, તેને કિનારે એપિનાઇન્સ પર્વતની બંને બાજુએ નેપલ્સ નામે પ્રાંત છે, તેની રાજધાની નેપલ્સ છે. તે પ્રસિદ્ધ શહેર ઇટાલીની પશ્ચિમે સમુદ્ર કિનારાપર છે. નેપલ્સની ઉત્તરે જે પ્રાંત આવેલ છે તેને ગેરીબાલ્ડીની કારકીર્દિ પહેલાં પોપનો ઇલાકો કહેવામાં આવતો તેની રાજધાની રોમ જગતના વિશેષ નામાંકિત શહેરોમાંનું એક છે, અને ઇટાલીના પશ્ચિમ કિનારા ઉપર લગભગ મધ્યમાં એટલે ઉત્તર દક્ષિણ ભાગથી લગભગ વચ્ચોવચ એ શહેર આવેલું છે, તેથી તે શહેરથી ઉત્તરના ભાગને ઉત્તર ઇટાલી કહે છે, તે કેટલાક પ્રાંતોમાં વહેંચાયલ છે. આલ્પ્સની દક્ષિણના ભાગમાં ત્રણ પ્રાંતો પ્રસિદ્ધ છે, તેમાં બરાબર પશ્ચિમે ફ્રાન્સની હાલની સરહદ સાથે જોડાયલ પિડમાંટ પ્રાંત છે, તેની પૂર્વે લેંબાર્ડી છે, ઇશાન કોણમાં આસ્ટ્રિઆની સરહદ સાથે જોડાયલ વેનીસ છે. પીડમાંટની નૈઋત્યે સમુદ્ર કિનારે જીનીવા છે, તેની પૂર્વે પાર્મા છે, તેથી પૂર્વમાં કંઇક દક્ષિણે મૂડીના છે, તેની પૂર્વે વિનેશિયા–વેનીસ–અને તેની દક્ષિણે અલ્મીલિયા (એમીલીયા) છે. પોપના પ્રાંતોને મૂડીનાની વચ્ચે ટસ્કની આવેલું છે. પીડમાંટની પશ્ચિમે ફ્રાન્સ સાથે જોડાયલા પ્રાંતો લેન્સી ને સિવાઈ છે, તે હવે ફ્રાન્સના રાજ્યમાં જોડાઇ ગયા છે. લેન્સી અમારા બહાદુર ગેરીબાલ્ડીની જન્મભૂમી છે. પીડમાંટની રાજધાની ટ્યુરન, લેંબાર્ડીની મીલાન, વેનેશિયાની વેનીસ, મૂડીનાની મૂડીના, પાર્માની પાર્મા, જીનીવાની જીનીવા, ટસ્કનીની ફ્લોરેન્સ, પોપના પ્રાંતોની રોમ, નેપલ્સની નેપલ્સ ને સીસિલીની પાલર્મો છે.

ખેતીવાડીની બાબતમાં ઇટાલીની હિંદુસ્તાન સાથે સમાનતા છે. ઈટાલીમાં ઓછામાં ઓછું યુરોપના સર્વે દેશોની વસ્તુઓ પેદા થઇ શકે છે, અને હિંદુસ્તાનની જમીનમાં જગતની દરેક પ્રકારની પેદાસ ઉત્પન્ન થઈ શકે છે. ખેતી કરવાની રીતો પણ ઇટાલીને હિં-

દુસ્તાનમાં સમાનજ છે, ઇટાલીની પેઠેજ હિંદુસ્તાનમાં બળદ ખેતી-ના કામમાં અને બોજો લાદવાના કામમાં વિશેષે કરીને ઉપયોગમાં આવે છે. બીજા ખેડવાના ઓજારો પણ લગભગ એકજ તરેહના છે. ભાજીપાલો અને બીજી કુદરતી નીપજમાં પણ ઇટાલી દેશ બહુ ફ-ળદ્રુપ છે. સારાંશ કે કુદરતે પોતાના ખજાનામાંથી અતીશય ઉત્તમ પ્રકારના હવાપાણી, ફળદ્રુપતા, કુદરતી દેખાવો, સૃષ્ટિ સૌંદર્ય અને કુદરતી સાધનોની પુષ્કળતા ઇટાલીને બક્ષિસ કરી છે. ઇટાલીને કુદરતની વિરૂધ ફરીયાદ કરવા જેવું કાંઇપણ નથી, તેથી કુદરતી શક્તિને લાભોના પ્રમાણમાં જગતના ચુંટી કહાડેલા દેશોમાંનો દેશ તેને સત્યરીતે કહેવામાં આવે છે.

મનુષ્ય કારીગિરીએ પણ ઇટાલીને જગતના ચુંટી કહાડેલા દેશો-માંનો દેશ બનાવવાને કંઈ અધુરાશ રાખી નથી, ઇટાલીના શહેરો ઉત્તમ પ્રકારે રળિઆમણા બનેલા છે. ઇમારતોને જોતાં રોમને ફ્-લોરેન્સ આખી દુનીઆના બહુજ ખુબ સુરત શહેરોમાં ગણીશકાય છે. કોની શક્તિ છે કે થોડાપાનામાં રોમ શહેરની આલીશાન ઇમા-રતોનું થોડુંક પણ ચિત્ર ખેંચી શકે ? કોતર કામમાં, ચિત્ર વિદ્યા-માં, મકાનોમાં, મહત્વતામાં, ને ખૂબસુરતીમાં આ શહેર ને તેની ઇમારતો જાતેજ અનુપમ છે.

ઇટાલી જેમ કુદરતી ખૂબસુરતીમાં અને મનુષ્યકૃત કારીગિરી માં એક અનુપમ દેશ છે, તેમ તેના રાજકીય ઇતીહાસમાં પણ કંઇ ઘટે તેવું નથી. દુનિયામાં ઉન્નતિ ને અવનતિ થવાનો અચલ નીયમ સર્વને લાગુ પડે છે, જમાનાના ચમત્કાર પ્રસિદ્ધ છે, આજ જે એક પ્રજા બળવાન છે તે કોઈ કાળે બળહીન થઇ જવી સંભવે છે. એમ બધી સંસારિક વસ્તુઓને આ અસ્તોદયનો નિયમ લાગુ પડે છે તો બિચારૂં ઇટાલી તેની અસરથી બચી શકે નહીં. ઇટાલિયન પ્રજા જ-ગતની જે પ્રજાઓએ ઇસ્વીસન પૂર્વે ઉત્તમ પ્રકારની ઉન્નતિ સંપાદન કરી પૃથ્વીપર પોતાની સત્તા જમાવી હતી તે પ્રાચીન પ્રજામાંની છે. તે જમાનામાં જ્યારે હિંદુસ્તાન સ્વતંત્ર હતું ત્યારે ઇટાલી પણ સ્વતંત્ર

હતું. ખ્રિસ્તિ ધર્મ પહેલાં રોમનું રાજ્ય ઉન્નતિના શિખર પર હતું. લગભગ આખો યુરોપ, આખો ઉત્તર આફ્રિકા, બધો પશ્ચિમ એશિઆ રોમની તલવાર સામે માથું નમાવતા હતા. રોમના રાજાઓ જગ જાહેર થઇ ગયા છે. ઇસુખ્રિસ્તના જન્મથી કેટલાક વર્ષ પહેલાં રોમે ગ્રેટબ્રિટનને પણ જીતી લીધું હતું. સારાંશ કે રોમન રાજ્યનો વાવટો મધ્યને દક્ષિણ આફ્રિકા તથા પૂર્વ એશિઆ શિવાય બાકીના બધા પ્રાચીન જગત ઉપર ફરકતો હતો, ને રોમ શહેર એવા મહાન રાજ્યની રાજ્યધાનો હતું. તે વખતે જેટલો પૃથ્વીનો ભાગ જાણીતો હતો તેનું પ્રમાણ લેવામાં આવે તો અમે કહી શકીએ છીએ કે આધુનિક સમયમાં એવું કોઇ રાજ્ય નથી કે જેની મહત્વતા તે વખતના રોમન રાજ્ય જેવી હોય. છતાં સરખામણી કરવી છે તો કહેવું જોઇએ કે જે મોટાઇ આ વખતે ગ્રેટબ્રિટનને મળેલી છે તેનાથી વધારે મોટાઇ તે જમાનામાં રોમ અને ઇટાલીને મળી હતી. રાજ્યકુળોમાંથી રોમના શહેનશાહે સહુથી પહેલાં ઇસુખ્રિસ્ત ધર્મ સ્વીકાર્યો હતો તેનું પરિણામ એ આવ્યું કે રોમન રાજ્ય ખ્રિસ્તિ ધર્મનું મધ્યબિંદુ બની ગયું. ઈસ્લામની ફરકવા લાગેલી લહેરોએ રોમન રાજ્યને ધક્કો એટલા સુધી માર્યો કે રોમન રાજ્યને ઇરાનના ભાગ ( ફાર્સ ) અને એશીઆઈ તથા યુરોપીયન તુર્કસ્તાનમાંથી ધકેલી મુકવા ઉપરાંત ગ્રીસ પણ લઇ લીધું. એ ઇસ્લામ માર માર કરતે સ્પેન સુધી જઇ પહોંચ્યો. આફ્રિકાના ઉત્તર ભાગને પણ ઇસ્લામે કાબુમાં લીધો. તે એટલે સુધી કે રોમના તાબામાં ઇટાલી શિવાય બીજું કંઇપણ રહ્યું નહીં. તે પછી રોમન રાજ્યને યુરોપના રાજ્યો સાથે તકરારો શરૂ થઈ, તેનું પરિણામ એ આવ્યું કે પોપ વિજય પામ્યો; ને તેની સત્તા જગતમાં ફેલાઇ. યુરોપના કાયદાઓ રોમન રાજ્યે ઘડ્યા, યુરોપમાં ખ્રિસ્તિધર્મ તેણે ફેલાવ્યો અને યુરોપે હુન્નરો અને વિદ્યાઓ રોમન રાજ્ય પાસેથી પ્રાપ્ત કર્યા. રોમન રાજ્યે એ બળ ને નીતિ ગ્રીસ પાસેથી મેળવ્યા હતા. આપણે યાદ રાખવું જોઇએ કે મહાન સિકંદરના વખતમાં જગતમાં ગ્રીસ સર્વથી બળવાન હતું. તે ગ્રીસ-

ના ખંડેરો પર રોમ બન્યું, એટલે ગ્રીસ પાસેથી રોમે નીતિ અને વિદ્યાઓ પ્રાપ્ત કરી. કેટલીક સદીઓ સુધી આખાયુરોપમાં ફક્ત ગ્રીક ને લાટીન (ઇટાલીયન) એ બે વિદ્યા રૂપી ભાષાઓ જ હતી. યુરોપની સર્વે ભાષાઓ ઘણું કરી તેજ બે ભાષાઓથી બનેલી છે. અને હજુ સુધી આખા યુરોપમાં એજ બે ભાષાઓ પ્રાચીન (classical ક્લાસિકલ) સમજવામાં આવે છે, તે શીખ્યા વિના કોઈપણ માણસ વિદ્વાન કે પંડિત કહેવડાવવાનો દાવો કરી શકે નહીં. એમ ગ્રીસ ને રોમે આખા યુરોપને માત્ર નીતિ ને વિદ્યાનુંજ દાન આપ્યું એમ નહીં સમજવું પણ હુન્નરો એ અહીંઆથીજ પ્રસર્યા. રોમના ચિત્રકારો અને કોતર કામ કરનારા યુરોપના નામાંકિત હુન્નરી માણસોમાં ગણવામાં આવે છે. સારાંસ કે હાલનું યુરોપ ખરેખર કહીએ તો ગ્રીસ ને રોમનું બચ્ચું છે.

એક એવો પણ સમય હતો કે જ્યારે પોપજ ખરેખર આખા યુરોપનો માલિક હતો, પોપના હુકમથી રાજાઓ ગાદીપરથી ઉઠાડી મુકવામાં આવતા, પોપના આશિર્વાદ નવા રાજા માટે જરૂરના થતા હતા. ખ્રિસ્તિ ધર્મે સ્વીકારાયલા સિદ્ધાંતોની વિરૂદ્ધ કંઈ પણ આચરણ કરવાની કોઈ હિંમત કરી શકતા નહીં. ટુંકમાં આખો યુરોપ તેના સર્વ રાજાઓ સહિત પોપના હુકમને તાબે હતો. પોપે તે સત્તાનો તે લોક ઉપર નહીં કરવા જેવા જુલમો કરવામાં અમલ કર્યો. તે અસહ્ય થઇ પડવાથી જેઓએ કોઇ કોઇ વાર ખ્રિસ્તિ ધર્મના મનાતા તે સિદ્ધાંતોની વિરૂદ્ધ પોતાનો અવાજ ઉઠાવ્યો તેઓ મહાન સંકટો સહન કરતા માર્યા ગયા. માનસિક શક્તિઓએ સંકટો ઉત્પન્ન કરવામાં પણ પોતાની પ્રવીણતા બતાવી. એ ધાર્મિક અંધાધુંધી ભરેલી સ્થીતિ જર્મનીમાં માર્ટિન લ્યુથરે પોપની વિરૂધ બળવાનો વાવટો ખડો કર્યો ત્યાં સુધી ચાલુ રહી. માર્ટિનલ્યુથર પ્રોટેસ્ટંટ પંથનો સ્થાપનાર છે. તેણે લોકોને સમજાવ્યું કે પોપ તરફથી જે શિક્ષણ આપવામાં આવે છે તે પવિત્ર ખ્રિસ્તિ ધર્મનું શિક્ષણ નથી, પોપની સત્તા કુદરતના કાનુનથી વિરૂધ છે અને તે સત્તાને તાબે રહેવાની જરૂર નથી.

સારાંશ કે તે બહાદુર મહાત્માએ સર્વથી પહેલાં પ્રસિદ્ધપણે યુરોપમાં ધાર્મિક સ્વતંત્રતાના દરવાજા ખુલ્લા કરી દીધા. બસ પછી શું જોઇએ ? જો કે તે ધર્માતિક્રમણની શરૂઆતના સમયમાં માર્ટિન-લ્યુથરના જેવા વિચારોવાળા પોપ અને તેના પાદરીઓના ક્રોધના ભોગ થયા તેમને વિવિધ પ્રકારે સંકટો ઉત્પન્ન કરવામાં સમગ્ર માનુષી બુદ્ધિઓનો ઉપયોગ કરવામાં આવ્યો અને દીર્ઘકાળ પર્યંત પ્રોટેસ્ટંટોની કતલ થવી જારી રહી, પણ સ્વતંત્રતાની લહેરોનો પ્રભાવ એવો છે કે તે જો એકવાર શરૂ થઇ જાય તો તેને રોકવા કોઇ પણ માનુષી શક્તિ સમર્થ થતી નથી. ખુબી એ છે કે સ્વતંત્રતા પ્રીય સ્વાર્થ ત્યાગીઓ તેને માટે જીવ આપવાને પ્રશંસા પાત્ર ગણે છે. પોપ તથા તેના પાદરીઓના જુલમ ને બળાત્કારોએ પ્રોટેસ્ટંટ વિચારો પ્રસરાવવામાં સહુથી વધારે મદદ કરી. એટલે સુધી કે આખા યુરોપમાં પ્રોટેસ્ટંટ ધર્મ પ્રસરી ગયો ને પોપની સત્તા ઘણી ઓછી થઇ ગઈ. યુરોપના દેશોમાં શ્રેષ્ટતાને માટે પરસ્પર લડાઇઓ થવા લાગી તેનું પરિણામ ઈટાલી માટે એ આવ્યું કે ૧૯ મી સદી-ની શરૂઆતમાં ઇટાલીના ઘણાખરા પ્રાંતો યુરોપના બીજા રાજ્યો-ની હકુમત નીચે આવી ગયા. ફ્રાન્સ ને આસ્ટ્રિઆના રાજ્યકુટુંબની શાખાઓ કેટલાક પ્રાંતો પર અમલ કરતી હતી, અને થોડોક ભાગ પોપની પાસે પણ હતો. તે પછી ઇટાલીના પુત્રોએ પોતાના પવિત્ર દેશને સ્વતંત્ર કરવા માટે જે [1]કારરવાઇઓ કરી તે મેઝિની ને ગેરીબાલ્ડીની જીંદગીના બનાવોથી જાણી શકાય છે. મેઝિનીનું જીવન વૃત્તાંત પહેલાં પ્રસિદ્ધ થઇ ચૂકેલ છે અને ગેરીબાલ્ડીની જીંદગીના બનાવો નીચેના પાનાઓમાં વર્ણવવામાં આવે છે.

---

૧ કારસ્તાનો, પ્રયત્નો.

## ગેરીબાલ્ડીનો જન્મ, કુટુંબ ને બચપણ.

ગેરીબાલ્ડી સમુદ્ર કિનારે આવેલ નેન્સી (નાઈસ) નામે શહેરમાં તા. ૪ થી જુલાઇ ૧૮૦૭ ને રોજ જન્મ્યો હતો. તેના બાપદાદા વહાણના ખલાસીનું કામ કરતા હતા. તેના બાપનું નામ ડોમેનીકો હતું. તે કંઇ અમીર નહીં હતો, પણ તેની જીંદગીમાં તેણે સારા દીવસો જોયા હતા. પાછળથી ઘણી વાર તેના વહીવટમાં નુકસાન ભોગવવું પડેલ હોવાથી તેવી સ્થિતિમાં પોતાના સંતાનોને ભણાવવામાં તે વધારે પૈસા ખરચી શકયો નહીં. તોપણ જ્યાં સુધી બની શકયું ત્યાં સુધી કરકસર કરીને પૈસા બચાવી તે સંતાનોને કેળવણી આપવા માટે ખરચવામાં ચૂકયો નહીં. ગેરીબાલ્ડી પોતાના જીવનચરિત્રમાં લખેછે કે—" મારે પ્રાથમિક કેળવણી બાબતમાં " " જો કંઇપણ ફરિયાદ કરવાનું કારણ રહેતું હોય તો માત્ર એ છે કે " " મને અંગ કસરતનું પૂરતું શિક્ષણ નહીં મળ્યું; કારણ કે જે " " વખત બધી જાતની કેળવણી આપીને બાળકોને પૂર્ણ શહેરી બ- " " નાવવાની જરૂર હતી તે વખત મારા કમનસીબ દેશમાં લોકોનું " " સ્વાભાવિક વલણ પોતાના સંતાનોને પાદરી કે વકીલ બનાવવા " " તરફ હતું. " ગેરીબાલ્ડીના બાપનો પોતાના બાળકોપર એટલો બધો પ્રેમ હતો કે એમની જીંદગી જોખમમાં આવી પડે તેવું કાર્ય કરવા દેવા માટે ખ્યાલ પણ આવતો નહીં. સમુદ્રની મુસીબતો અને જોખમોથી ગેરીબાલ્ડીને દૂર રાખવા માટે તેની પંદર વર્ષની ઉમર સુધીતો સમુદ્રની સફરે જવાની પણ રજા દીધી નહીં. ગેરીબાલ્ડીને પોતાના બાપ માટે આ બાબતની ફરિયાદ રહી, કારણ કે જેઓ સમુદ્રની મુસાફરીની ટેવ પાડવા ચાહતા હોય, અને ખાસ કરી ખલાસીની જીંદગી અખત્યાર કરવા ઇચ્છતા હોય, તેના માટે બહેતર છે કે બચપણથીજ તે કામમાં તેમને જોડી દેવા જોઇએ; તેને બદલે તેમને વીસ વર્ષ સુધી ટયુનિસ ને પારીસની શાળામાં ભણાવતા ને

પછી ખલાસીના કામમાં જોડતા. ગેરીબાલ્ડી પોતાની માતાના તો બહુ-જ વખાણ કરતો હતો. તે કહે છે કે " બીજી માતાઓને ઘડો લેવા " " લાયક મારી મા હતી, દયાની તો તે કેવળ મૂર્ત્તિ જ હતી. દુઃખી " " અને વિપદગ્રસ્ત માણસો તરફ તેને ઘણીજ દિલસોજી હતી. ગે- " રીબાલ્ડી માટે એ માન ભરેલું છે કે આ બે ગુણ તે એની મા પાસેથી શીખ્યો અને માના એ સાદા ગુણોએ જ તેને આગળ ઉપર પ્રકટ થ-ઇને પ્રજાકીય લાગણીવાળો બનાવ્યો. ' ગેરીબાલ્ડી ' એ જર્મન નામ છે. જર્મન ભાષાનો શબ્દ 'જર' અને ગેરીબાલ્ડીનો 'ગેરી' એક જ ધા-તુનાં રૂપો છે. જર્મન ધાતુનો અર્થ " ભાલા મારવાવાળો " એવો થાય છે, તેથી એનું નામ એનામાં રહેલા ગુણનું સૂચક હતું. માટે કહેવું જો-ઇએ કે ગેરીબાલ્ડીમાં નામ તેવા ગુણ હતા. ગેરીબાલ્ડીએ પોતાના બાપના દબાણ છતાં પણ ઉપરોક્ત રીતે નિરીક્ષા કરી તરૂણાવસ્થા-માંજ બહાદુરી ને ચંચલતાનું ઉદાહરણ આપ્યું છે. અને તેના કહેવા પ્રમાણે તેનો ન્હાનપણનો ઘણો ખરો વખત ખેલવા કુદવામાં ગયો. તે પોતાના બાપની નજર ચુકવીને શરીર કસાય તેવા જોખમી કા-મોમાં મશગુલ રહેતો હતો. તે શરીરે પાતળો હતો પણ મજબૂત હતો. તેની બુદ્ધિ તીવ્ર હતી. તેને પોતાની શક્તિ ઉપર પૂરો ભરૂસો હતો. તેને મોતનો ભય નહોતો. તરવામાં તેણે મહાન કુશળતા મેળવી હતી. તે એટલી ન્હાની ઉમરે તરતાં શીખ્યો હતો કે પછીથી પોતે કયારે તરતાં શીખ્યો તે યાદ આવતું નહોતું. તે લખે છે કે " મને એવું જણાતું કે તરતાં તો પહેલેથીજ સારૂં આવડે છે. " તેના પહેલા શિક્ષક બે પાદરી હતા. તેના મનમાં પાદરીઓ તરફ બહુ તિરસ્કાર હતો અને પોતાના જીવનચરિત્રમાં ઘણે ઠેકાણે પાદરી-ઓને સખ્ત અને હલકા શબ્દોથી પ્રહાર કરેલ છે. આ પ્રસંગ માટે પણ તેણે લખેલું છે કે " મારા દેશીઓની માનસિક અને શારીરિક " " પડતી ને અધમતાનું મુખ્ય કારણ તેમને કેળવણી આપવાનું " " કામ પાદરીઓના હાથમાં સોંપાયલું છે તે છે. " એ બે પાદરી શિક્ષકો પાસેથી તે કંઇ વધારે શીખ્યો નહીં પણ એનો ત્રીજો

શિક્ષક જે પાદરી નહોતો તેની પાસેથી તેને સારૂં શિક્ષણ મળ્યું. તે કહે છે કે " મને જે કંઇ આવડે છે તે એ ઉસ્તાદની પ્રસાદી છે."
" એજ શિક્ષકે મને મારી માતૃભાષાની કદર કરતાં શીખવ્યું."
" એણે મને મારા મુલક ને રોમના ઇતીહાસથી જાણીતો કરીને"
" મારામાં દેશદાઝના અંકુરો ઉગાડયા." તે વખતે ઇટાલી તથા રોમના ઇતિહાસના શિક્ષણપર જોઇએ તેવું ધ્યાન અપાતું નહીં હોય એમ જણાય છે. તે સંબધમાં ગેરીબાલ્ડી ફરીયાદ કરે છે કે " દે-
" શનો ઇતીહાસ શીખવ્યાથી મહાન સ્વતંત્ર પ્રજાના સંતાનોને"
" સ્વતંત્ર થવાની ઈચ્છા થાય છે, માટે ખાસ કરી લેન્સી શહેરમાં"
" એવા શિક્ષણની અનિવાર્ય અપેક્ષા હતી; પરંતુ તે શિક્ષણ નહીં"
" અપાવાનું કારણ એ હતું કે નાઇસ શહેર ઘણુંખરૂં ફ્રાન્સની"
" હકુમત નીચે હતું, અને અમલદારોનું લક્ષ લોકોને લૂંટવા"
" તરફ વધારે હતું. વળી લોકોને લશ્કરમાં દાખલ કરીને બીજી"
" પ્રજા સાથેના વિરોધમાં તેમને કામે લગાડવાની દરકાર તે"
" હાકેમોને નહોતી." તેની માન્યતાનુસાર શિક્ષણ નહીં મળવાથી સ્કુલથી કંટાળીને મુસાફરી ને ખેલખુશીના શોખમાં પોતાના થોડા મિત્રો સાથે જીનોવા જવાની ગોઠવણ એક વખત કરી. કંઇ ખાવાનો સામાન લઇ લીધો, માછલાં પકડવાની જાળ સાથે લીધી, ને એક હોડીમાં બેસી હોડીને સમુદ્રમાં ધકેલી મુકી. એક પાદરીએ આ બધી હકીકત જોઇને તેના બાપને ખબર આપી. તેણે તે હોડી પાછળ એક વહાણ રવાને કર્યું કે જે એને કેટલેક દૂરથી પકડી લાવ્યું. પાદરીની એ ચુગલી તેને ઉમરભર યાદ રહી. પહેલી કોશેશમાં ફતેહમંદ નહીં થવાથી તેણે પોતે ભરણપોષણ માટે રસ્તો શોધી લે તેવી ફિકર તેના માબાપના મનમાં ઉત્પન્ન થઇ ત્યાં સુધી ભણવા અને દેશનો ઇતિહાસ શીખવાનું શરૂ રાખ્યું. હવે તેના માબાપ તથા મોટો ભાઇ તેને કંઇ ખરચને ભોગે પણ કોઇ ધંધામાં જોડવા ઇછતા હતા. ધર્મ ગુરૂનો ધંધો તેને પસંદ નહોતો. વકીલાતના ધંધા તરફ તેને ધિક્કાર હતો. વૈદક તરફ તેનું વલણ

નહોતું. એ બધા કરતાં વ્યાપારને તે શ્રેષ્ઠ માનતો હતો, પણ તેનું દિલ ખલાસીના ધંધાને પસંદ કરતું હતું. ન્હાની ઉમરથીજ સમુદ્ર કિનારે ઉભા રહીને સમુદ્ર તરફ જોતાં રહેવાની તેને આદત હતી. તે સમુદ્રની ખુબસુરતી અને કુદરતના દેખાવોથી આશ્ચર્ય પામતો, સવાર સાંઝ એટલે સૂર્યોદયને સૂર્યાસ્ત સમયે સમુદ્રને નિહાળતાં તેને બહુ આનંદ થતો હતો. સૂર્યના કિરણોને ચંદ્રની ચાંદનીથી સમુદ્રના પાણીમાં જે રંગબેરંગી ચિત્રો પડતા હતા તે તેના ચિત્તનું આકર્ષણ કરતા અને કલાકો સુધી તે તેના ધ્યાનમાં મગ્ન રહેતો હતો. છેવટે જેથી પોતાને હમેશાં કુદરત તથા કુદરતની લીલા જોવાને અસંખ્ય પ્રસંગો મળે તેના કરતાં બીજો કોઇપણ ધંધો પોતા માટે સારો નથી એમ નિશ્ચય કીધો, ને માતપિતાની નાખુશી છતાં પણ ખલાસીનો ધંધો કરવાની હઠ લીધી. અંતે આખા કુટુંબને એના નિશ્ચય સાથે મળતા થવું પડયું. તે વહાલા પુત્રનો મુસાફરીનો સામાન બાંધતાં તેની ગરીબ માતાની આંખોમાંથી ટપોટપ આંસુ વહ્યાં જતાં હતાં, બાપ પણ અફસોસમાં ઉદાસીન ચહેરે ફરતો હતો, પણ તે બહાદુર પુત્રને તેથી કંઈ અસર નહીં થતાં પોતાનો ખલાસીનો ધંધો કરવાનો નિશ્ચય કાયમ રાખ્યો.



## ખલાસીના ધંધાની શરૂઆત.

ગેરીબાલ્ડીના પિતાએ વ્હાલા પુત્રને પોતાના મિત્ર એક વહાણના કમાંડરને સોંપ્યો. તેના મમતાળુ સ્વભાવ અને સદ્ગુણોએ યુવાન ગેરીબાલ્ડીના સ્વભાવ ઉપર બહુ સારી અસર કરી. ગેરીબાલ્ડી જીંદગી પર્યંત તેના તરફ માનની લાગણી યુક્ત રહ્યો, અને અતી અદબથી તેના ગુણ ગાતો રહ્યો. જે વહાણ ઉપર તેણે પહેલી સફર કરી હતી તેને મગરૂરી તથા પ્રેમથી યાદ કરતો રહ્યો. પોતે લખેલા જીવનચરિત્રમાં લખે છે કે "એ વહાણ, તેના ખલાસી અને કપ્તાનને જીંદગી પર્યંત ભૂલીશ નહીં." એ વહાણના ખલાસીઓને જોઇને

પહેલો પોતાના દેશના વતનીઓની વહાણુ ચલાવવાની હુશીઆરી વિષે અભિપ્રાય બાંધ્યો. તે સંબંધે લખે છે કે 'ખલાસીઓ જ્યારે' 'તુતક ઉપર બેસીને કામ કરતા હતા તે વખતે તેમની હીલચાલ' 'બહુજ મનોરંજક ને મનોવેધક માલમ પડતી હતી. તેમના ગીતો' 'બહુ શોખથી ધ્યાન પૂર્વક સાંભળતો હતો અને કહેતો કે તેમને' 'પોતાના વહાલા દેશ અને દેશીઓના પ્રેમી ગીતો શીખવવામાં' 'આવ્યા હોત તો કેવું સારૂં થાત? આ સાધારણ પ્રેમના રાગ' 'ગાવાને બદલે દેશ ભક્તિનાં ગીતો ગાત; પણ અફસોસ કે કોઇએ' 'તેમને ઇટાલી શબ્દ તેમની રગોમાં જોસ પેદા કરી શકે અથવા' 'દેશ પ્રત્યેના પ્રેમની લાગણી જાગૃત કરે એવું બતાવ્યું નહોતું.' 'તેમ એટલું પણ કોઇએ તેમને શીખવ્યું ન હતું કે તેમના' 'પ્રેમમાં જન્મભૂમીનો પણ ભાગ છે. તેને ઘાતકી દુશ્મનોના' 'પંજામાંથી મુક્ત કરવી, પરાધીનતાથી છોડાવી સ્વતંત્ર કરવી, એ' 'તેમની ફરજ હતી.' એ વહાણુપર ગેરીબાલ્ડીએ પહેલાં મુસાફરી ઓડેસા તરફ કરી. તેટલો વખત તેના માબાપ બહુ ચિંતાતુર રહ્યા, અને જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેઓએ તેને એ ધંધો છોડીને કોઇ બીજા ઉદ્યોગમાં જોડાવા અરજ કરી. પણ તેણે પોતાનો વિચાર ફેરવ્યો નહીં જેથી બીજી મુસાફરીમાં તેનો પિતા પોતાના વહાણુમાં તેને રોમ તરફ લઇ ગયો. રોમ શહેર જોઇને ગેરીબાલ્ડીના શરીરનાં રૂંવાંટાં ઉભાં થઇ ગયાં. તેની નજરમાં રોમ પોતાની અસલી મોટાઇ, જાહોજલાલી અને ઉત્તમ પ્રકારના સીવીલીઝેશન (સુધારા) ને લીધે આખી પૃથ્વીની રાજધાની હોવી જોઇએ; તેને બદલે હાલ એક [1]મહજબી [2]ફીરકાના લોકો (પાદરી ભટ્ટો) ની રાજધાની હતી. રોમના ખંડેરો તથા જુની ઇમારતો તેની અસલી મોટાઇ યાદ કરાવતાં હતાં, અને ગેરીબાલ્ડીના અંતઃકરણને ચીરી નાંખતાં હતાં. તેને રોમપર પ્રેમ ઉત્પન્ન થયો. તે પોતાના જીવનચરિત્રમાં લખે છે કે 'મારી નજરમાં રોમ એક પદભ્રષ્ટ'

---

૧ ધર્મ સંબંધી, ગત પંથની. ૨ સમાજ, ઓસાબટી વાડાના,

' થયેલ રાજા જેવો લાગ્યો. રોમની ભાગી તૂટી બાકી રહેલી '
' નિસાનીઓ તેની અસલી મોટાઈ સાબીત કરતી હતી. રોમનો '
' નાશ, અવનતિ, કમનસીબી વગેરે અંતઃકરણમાં યાદ લાવીને '
' સર્પની પેઠે આળોટતો હતો ( બેચેન રહેતો હતો ). રોમ મને '
' દુનીઆંની બધી ચીજો કરતાં વધારે પવિત્ર ને પ્રિય લાગતું '
' હતું. મારી સ્વદેશપ્રીતિ જરા પણ ઓછી નહીં થતાં જીવન '
' પર્યંત વધતીજ ગઇ. હું રોમથી સેંકડો ગાઉ દૂર ગયો તોપણ '
' રોમના ફરી દર્શન માટે નિરંતર પરમેશ્વરની પ્રાર્થના કરતો '
' રહ્યો. મારી નજરમાં રોમ સિવાય ઇટાલી અર્થ વગરનો શબ્દ '
' જણાતો. જ્યાં સુધી ઇટાલીના સઘળા ભાગો એકઠા થઇ [illegible] '
' નહીં ત્યાં સુધી ઇટાલી કંઇ વસ્તુ નથી. વળી તે સંપથી રોમ '
' એક ઝુંડા અથવા તારાની પેઠે દેખાઇ શકે. રોમને જોઇને '
' પોપ તરફ મને બમણો તિરસ્કાર થતો હતો, કારણ કે તેનેજ '
' લીધે નીતિ તથા સુધારામાં અવનતિ થઇ હતી. મારા અંતઃકરણથી '
' અવાજ આવતો હતો કે એક મોટી પ્રજાને પુનર્જીવન આપનાર '
' કોઇપણ શબ્દ હોયતો તે રોમ છે; અને હું જીવન પર્યંત તે વિ- '
' ચાર ઉપર કાયમ રહ્યો. ' તે પછી બીજી ઘણી સફરોમાં ગેરી-
બાલ્ડી પોતાના બાપની સાથે રહ્યો. થોડા સમય પછી તે એક બીજા
વહાણમાં સફર કરતો હતો તે વખતે સમુદ્રમાં એક મોટું ભયંકર
તોફાન થયું. નવયુવાન ગેરીબાલ્ડીએ તેવી જાતનું તોફાન પહેલી-
જ વાર જોયું. તે સમયે હવા બહુ જોરથી ચાલી રહી હતી અને સ-
મુદ્રમાં પાણીનાં મોજાં બહુ ઉછળતાં હતાં. જે વહાણમાં ગેરીબાલ્ડી
હતો તેની સાથે બીજા પણ વહાણો હતાં, તેમાંના એક વહાણપર
પાણીનું મોજું ફરી વળ્યું અને તેજ ક્ષણે તે વહાણ ડુબી ગયું. તેનું
વહાણ તથા બીજાં વહાણો, ડૂબતાં વહાણને કંઇ મદદ કરી શક્યાં
નહીં, કારણ તોફાન બહુ જોરમાં હતું, તેમાં દરેકને પોતાની જીંદગીની
ફીકર હતી. જોકે ગેરીબાલ્ડીનું વહાણ બચી ગયું તોપણ ડુબી ગયેલ
વહાણની હાલત જોઇને તેના અંતઃકરણને સખત ધકો લાગ્યો; સે

છતાંપણ આશ્ચર્ય એ છે કે પોતાના ખલાસીનાધંધા તરફથી તેનું દિલ જરાએ હઠ્યું નહીં ને પોતાના નિશ્ચયને વળગી રહ્યો. થોડા દિવસ પછી કોન્સ્ટેન્ટીનોપલ પહોંચ્યા બાદ ત્યાં બહુ બીમાર પડયો, બીમારી એટલી લંબાઇ કે વહાણ રવાના થઈ ગયું ને ગેરીબાલ્ડી કોન્સ્ટેન્ટીનોપલમાં મિત્ર કે મદદગાર રહિત સખ્ત બીમારી તથા લાચારીની હાલતમાં રહી ગયો. એક ડાકટરનીં મહેરબાનીથી તેને જલદી આરામ થયો, પણ ગુજરાન માટે ફીકર થઇ પડી. આખરે એક ખાનદાન કુટુંબમાં બાળકને શિક્ષણ આપવાનું કામ શરૂ કર્યું, તેમાં કેટલાક દિવસ પસાર કર્યા પછી કોઇ વહાણપર નોકરી માટે શોધ કરી, અને તે મળ્યા પછી વહાણનો કપ્તાન થવાને ભાગ્યશાળી થયો. તે વહાણપર ગેરીબાલ્ડીએ પહેલીજ પોતાની હુંશીઆરી, બહાદુરી, હિંમત ને શક્તિની સાબીતી આપી. અને તેજ વહાણપર તેને પહેલ વહેલો પોતાના કમનસીબ દેશની સ્થિતિ ઉપર વિચાર કરવાનો વખત મળ્યો. આકાશની છત નીચે દરીયાના ઊંડા પાણીમાં તે લાકડાની ઇમારત ઉપર બેઠો બેઠો ગેરીબાલ્ડી પોતાના દેશને અને તેની અસલી મોટાઈને યાદ કરતો હતો, ને વિચાર કરતો હતો કે ઈશ્વરી ચમત્કારે તેને કયાં લાવી મુકેલ છે. ઇટાલીના ભિન્ન ભિન્ન સ્થિતિના ચિત્રો પોતાના અંતરાકાશમાં ખડાં કરીને અફસોસના ઉદ્ગાર કાઢતો કે અરે પરમેશ્વર ! શું હતું ને શું થઇ ગયું !! એ ચિંતામાં તેને વિચાર આવતા કે કોઈપણ પ્રકારે ઈટાલીનો ઉદ્ધાર થઇ શકશે ? કોઇ પણ રીતે આ સુંદર જમીનને ઘાતકી દુશ્મનોના પંજામાંથી મુક્ત કરી શકાશે ? કે કોઇપણ ઉપાયથી જેમના યશોગાન હજુપણ ગવાઈ રહેલા છે તેવા આ દેશમાં ઉત્પન્ન થયેલ વીરપુરૂષોની પરદેશી પ્રજાના પગતળે દબાતી કબરોને બચાવી શકાશે ? મતલબ કે વહાણમાં બેઠો બેઠો તેવા પ્રકારના વિચારોમાં મગ્ન રહેવા સાથે હમેશાં ચિંતાતુર દેખાતો હતો. તે વહાણમાં એક વખત જેનું નામ જણાયલું નથી તેવો એક સ્વદેશાભિમાની પુરૂષ મુસાફરી કરતો હતો, તેણે પોતાના દેશ માટે અને દેશીઓની સેવા માટે માણસોનું શું કર્તવ્ય

છે તે સ્પષ્ટપણે બતાવી આપ્યું. એટલામાં એક બીજા ફ્રેંચ શિક્ષક સાથે મળવાનો પ્રસંગ આવ્યો, તેણે તેને પોતાની કોમ તરફ પ્રીતિ ને દેશભક્તિનું શિક્ષણ આપ્યું. તે ફ્રેંચની જે તાલીમને લીધે યુવાન ગેરીબાલ્ડીના મનપર છાપ પડી તે નીચે મુજબ છે.

(૧) દરેકપુરૂષની પવિત્ર અને પહેલી ફરજ એછે કે, પોતાના દેશના રક્ષણ માટે તલવાર ચલાવે.

(૨) બીજા દેશપર હુમલો લઈ જવા માટે કોઇવાર પણ બીજાને મદદ ન કરે.

(૩) કોઇપણ જુલમથી પીડત અને પરદેશીથી ઘેરાઇ ગયેલા મુલકને પોતાનું વતન બનાવીને તેના રક્ષણ માટે અને તે દેશની પ્રજાની હયાતીના રક્ષણ માટે તલવાર ખેંચે, તેનો દરજ્જો સહુથી મોટો થાય છે. અને તેવાજ પુરૂષો શૂરવીર કહેવાય છે.

ગેરીબાલ્ડીએ લખ્યું છે કે તે વિચારો સાંભળીને મારા હૃદયમાં 'એક આશ્ચર્યકારક પ્રકાશ પેદા થયો. અને તે પ્રકાશની રોશ-' 'નીથી મને જોવામાં આવ્યું કે વહાણ માત્ર એક મુલકની પેદાસ' 'ઉપાડીને બીજા મુલકમાં લઇ જવાના કામ માટેજ નથી, બલકે' 'તે એવો પાંખો વાળો કાસદ છે કે જે પરમેશ્વરના ફરમાનો અને' 'મુક્તિ આપનારની તલવારને લઇ જઇ શકેછે. મારા મનમાં નૂતન' 'લાગણીઓ ઉદ્ભવવા લાગી, અને નવીન ઇચ્છાઓ પ્રદિપ્ત થવા' 'લાગી. પહેલાં મારી દૃષ્ટિમર્યાદા પરિમિત હતી, પણ હવે મને' 'એવું માલમ પડવા માંડ્યુ કે મારી દૃષ્ટિ ભવિષ્યની હાલતો જોઈ' 'રહી છે. એમ મારી દૃષ્ટિ મર્યાદા દીર્ઘ થઇ અને મારા વિચારોનો' 'પ્રદેશ વિશાળ થઇ ગયો. તે એટલે સુધી કે ભવિષ્યના અંધ-' 'કારમય અને ઊંડા વાદળમાં પણ મને કંઇ કંઇ દેખાવા લાગ્યું.' 'નહાનપણથીજ મને મારા દેશ ઉપર પૂર્ણ પ્રેમ હતો અને મારૂં' 'દિલ તેના ઉપર જુલમ ગુજારનારની વિરૂધ, ક્રોધથી ભરેલું હતું.' 'મને હમેશાં એવી ઇચ્છા થયાં કરતી કે પોતાના પ્યારા દેશની'

'સ્વતંત્રતા માટે જે ગુપ્ત હીલચાલ કરવામાં આવે છે તેમાં સામેલ'
'થઇને મારી ફરજ બજાવું. એ ઇચ્છાથી ઇટાલીની સ્વતંત્રતા માટે'
'નીકળતાં ચોપાનીયાં વગેરેની શોધમાં રહેતો હતો. અને જેમણે'
'પોતાની જીંદગી તેવા દેશોદ્ધારના કામમાં અર્પણકરી હોય તેવા'
'મનુષ્યરત્નોની શોધ કરતો હતો. સૌથી પહેલાં જીનોવાના એક'
'નવયુવાને મને પ્રજાના હિતેચ્છુઓ તરફથી થયેલી હીલચાલોથી'
'વાકેફ કર્યો. તે માણસને મળવાથી મને એટલી ખુશી તથા સંતોષ'
'થયો કે તેટલો અમેરિકા શોધવા માટે કોલંબસને પણ કદાચ'
'નહીં થયેલ હોય.'

---

## દેશની સેવામાં શરૂઆતની કોશેશો.

'જે પોતાની શક્તિ ઉપર ભરૂંસો રાખીને મરતાં સુધી જ-'
'વાંમરદી–બહાદુરી—નો રસ્તો પોતામાટે બનાવે છે, તેમાં બીજા'
'લોકો શું કહે છે તેની પરવા કર્યા વિના પોતાના જ અંતઃકરણને'
'દુનિયાં માનીને રસ્તો કાપે છે તે બહાદુરને ધન્ય છે.'

"ટોમસ મૂર."

સને ૧૮૩૦ ની સાલમાં ગેરીબાલ્ડીની ઉમર ૨૩ વર્ષની હતી તે સાલમાં સ્વતંત્રતા મેળવવા માટે દેશમાં ચાલુ થઇ ચુકેલી કોશેશોથી પહેલો વહેલો જાણીતો થયો. બાદ પૂર્વ તરફની એક સફરથી સને ૧૮૩૧ માં પાછો આવીને જ્યારે માર્સેલ્સમાં દાખલ થયો ત્યારે ખબર મળ્યા કે ઈટાલીના દેશહિતૈષીઓ તરફથી દેશનો ઉદ્ધાર કરવા માટે જે રેવોલ્યુશન પેડમાંટમાં શરૂ થયું હતું તેને ઉત્તેજન આપવાને બદલે તે દેશનું ભલું કરનાર અનેક બેગુનાહ મનુષ્યોના શિરચ્છેદ આસ્ટ્રિઆની સરકારની સલાહથી પેડમાંટના રાજાએ કર્યા. તે ખબર સાંભળીને તરતજ તેના શરીરમાં ક્રોધની જવાળા પ્રગટ થઇ, અને જે જગાપર ઇટાલીના ખલાસીઓ એ દુઃખદાયક વાતો સંભળાવી રહ્યા હતા ત્યાં ગેરીબાલ્ડી પણ ઊભો રહ્યો, ને એ મનો-

વેધક વાતો સાંભળીને તેની આંખોમાં આંસું આવ્યાં. તરતજ એ ખુન રેજીનો પોતાના દેશના દુશ્મનો પાસેથી બદલો લેવા પ્રતિજ્ઞા કરી, અને તેજ વખતે મેઝિનીને પોતાના બાપની સમક્ષ તેડી જઇ ત્યાંજ તેની સોસાઇટીમાં દાખલ થયો. મેઝિનીની ખાસ એ પ્રકૃતિ હતીકે માણસો ઉત્સાહમાં આવી જઇ લોહચુંબકની શક્તિની પેઠે તેની તરફ આકર્ષાતા હતા. તે નવયુવાન ઇટાલીયનને એકદમ પોતાની પ્રીતિના સંચામાં ખેંચીને મેઝિનીએ તેની જીંદગી દેશસેવામાં અર્પણ કરાવી. મેઝિનીને પોતાની જીંદગીમાં બહુ માણસો સાથે પરિચય પડયો. બહુ માણસોને તેણે શિક્ષણ આપ્યું ને દેશની સેવામાં કામે લગાડયા. પરંતુ ગેરીબાલ્ડી સાથેની તેની પહેલી મુલાકાતે જે કામ કર્યું છે તે દુનિયાના ઇતિહાસમાં અદ્વિતીય છે. મેઝિની તથા ગેરીબાલ્ડીના મેળાપથી એવા આશ્ચર્યકારક બનાવો બનેલા છે કે પ્રજામાં ઉશ્કેરણી, અને જુલમીને ભય ઉત્પન્ન કરવામાં કારણ રૂપ થાય. તેવા બનાવો દુનિઆમાં બીજે ભાગ્યેજ બનતા હશે, માટે તે મેળાપ અને તે દીવસ ઇટાલીના ઇતિહાસમાં યાદ રાખવા લાયકછે.

સને ૧૮૩૨ માં મેઝિની ફ્રાન્સમાંથી નાસીને સ્વીટઝર્લાંડમાં રહ્યો, ત્યાં મેઝિનીએ લડાઇ માટે જે તૈયારીઓ કરી તેમાં ગેરીબાલ્ડી સામેલ હતો. એક ખાસ વહાણ ઉપર જઈને તેના ખલાસીઓમાં દેશ દાઝની લાગણીઓનો જોસ પેદા કરવા, અને તેઓને પ્રજાકીય પક્ષમાં લઇ તે વહાણ મેઝિનીની પાર્ટીને સોંપવાનું કામ ગેરીબાલ્ડીને સોંપવામાં આવ્યું હતું. તેમાં તેની કોશેશો નકામી ગઇ નહીં. તેણે પહેલાં થોડા માણસોને પોતાના પક્ષમાં મેળવી લઇને બીજાઓને સમજાવવાનું કામ તેમને સોંપ્યું અને પોતે જીનીવાના કાંપમાં જે સીપાઇઓ રહેતા હતા તેમને પકડવાની યોજના કરવા લાગ્યો. તે કાર્ય માટે જે જગ્યા મુકરર કરવામાં આવી હતી ત્યાં ગેરીબાલ્ડી હાજર થયો પણ તેના સાથીઓ દેખાયા નહીં. તેની યોજનાની હાકેમોને ખબર પડી ગયેલ હોવાથી ઉલટું સરકારી સીપાઇઓએ તેને પકડવા માટે ઘેરી લેવા માંડયો, તેથી તે એક

મેવો વેંચનારના મકાનમાં ભરાઇ ગયો, અને તે મકાનની માલીક એક સ્ત્રી હતી તેને પોતાની ભયંકર સ્થિતિથી જાણીતી કરી. તે બાઇએ તેને તરતજ છુપાવી દીધો અને પછી મેવો વેંચનાર ગામડીઆનો વેશ પહેરાવીને ઘરથી બહાર કાઢયો. સને ૧૮૩૪ ના ફેબ્રુઆરીની તારીખ ૧૫ મીની સાંજે લગભગ આઠ વાગે તે જીનીવાથી બહાર નીકળી ગયો, ને સીધું પહાડ તરફ ચાલવા માંડયું. રસ્તો ભયાનક અને મુશ્કેલીથી ભરેલો હતો. ખેતરો, કયારડા, બગીચાઓ, દીવાલો, દરવાજા અને વાડોને કુદતો રસ્તો કાપતો હતો; જોડા ફાટી ગયા, પગમાં છાલા પડી ગયા અને શરીરપર કોઇ કોઇ ઠેકાણે જખમ થયા. એમ બહુ તકલીફ વેઠીને રાતો રાત સફર કરતો પોતાના વતન નાઇસમાં જઇ પહોંચ્યો, ને પહેલાંના ભયથી મુક્ત થયો. પણ ત્યાં રહેવું એ તેને નિર્ભય જણાયું નહીં, તેથી પહેલેજ દીવસ બે બીજા નવયુવાન દેશ હિતૈષીઓ સાથે ત્યાંથી નાઠો. નાસતે નાસતે ચાર નદીને કિનારે આવી પહોંચ્યા. નદીમાં બહુ પાણી આવેલું હતું, તે બે કાંઠાપૂર વહેતી હતી. ગેરીબાલ્ડીના સાથીઓને તરતાં નહીં આવડતું હતું તેથી તેઓ ત્યાંજ રહી ગયા, પણ ગેરીબાલ્ડી પરમેશ્વરનું નામ લઇને નદીમાં કુદી પડયો, ને સામે પાર પહોંચ્યો. એવી તકલીફો પસાર કરીને જયારે છૂટકારો નજીક જણાતો હતો તે વખતે [1]દુશ્મનના પંજામાં સપડાઇ ગયો. કહ્યું છે કે,–

ખુબીયે કિસમતકો દેખીયે કિ તૂટી કહાં કમંદ[2]
દોચાર હાથ જબકે લબેબામ[3] રહે ગયા ।।

કીસમતની ખૂબી જુઓ કે ગેરીબાલ્ડી ફ્રેન્ચ સીપાઇઓની એક ચોકીમાં ભરાયો અને તેમને પોતાની ખરી હકીકતથી વાકેફ કરવાની બેવકુફી કરી. તેઓએ તેને પકડી લીધો ને પાસેના શહેરમાં લઇ ગયા. ત્યાં તેને એક મકાનમાં કેદ કરવામાં આવ્યો. જે ઓરડામાં તેને પૂરવામાં આવ્યો હતો તેથી પંદર ફીટ નીચે એક બાગ હતો તેના ફૂલોના કયારાઓમાં તે કુદી પડયો. પહેરાવાળા સીપા-

---

૧ ફ્રેંચ પોલીસ. ૨ કમાન. ૩ સામેનો કિનારો.

ઇઓની તેટલી ઉંચાઇએથી કુદવાની હિંમત પડી નહીં તેથી દરવાજે થઇને બાગમાં ગયા તેટલામાંતો ગેરીબાલ્ડી બાગ છોડીને પર્વતો તરફ નીકળી ગયો હતો. જોકે તે એ મુલકથી તદન અજાણ્યો હતો તોપણ તારાઓપરથી માર્સેલ્સ તરફ મોં કર્યું. પહેલે દીવસે પાછલે પહોરે એક ગામડામાં દાખલ થઇને ત્યાંની ધર્મશાળામાં ગયો. જમ્યા પછી ધર્મશાળાના માલીક સાથે બિનઅંદેશે વાતો કરવા લાગ્યો, તે વાતચીત દરમ્યાન પોતાની ખરી ઓળખાણ પણ બતાવી દીધી. તેથી તુરતજ માલીક બોલ્યો કે 'મારા વિચાર પ્રમાણે' 'તમને પકડવાની મારી ફરજ છે.' ત્યારે ગેરીબાલ્ડીને પોતે પોતાને હાથે બીજીવાર ભયમાં નાખવા માટે પસ્તાવો થયો, અને મકાનના માલીકને એવું ભાસે કે આ માણસ પકડાવાની બીલકુલ પરવા કરતો નથી એવી યુક્તિ કરવા શિવાય બીજો કાંઇ ઇલાજ સૂઝયો નહીં. તેથી ખાવાનું માગીને પોતે જાણે ઘણા દિવસનો ભૂખ્યો હોય તેવી રીતે શાંતપણે ખાવા લાગ્યો. મકાનના માલીકને તેથી વિચાર આવ્યો કે જે ખાણું ખાધા પછી સહેલથી તેને પકડી શકાશે માટે હાલ કંઇ ઉતાવળ નથી. થોડીવાર પછી તે ગામડાના કેટલાક યુવાનો જે ત્યાં વખતો વખત આવી પોલીટીકલ બાબતો પર વિવેચન કરતા હતા, ને વર્તમાનપત્રો વાંચતા હતા, તે આવી પહોંચ્યા. હવે ગેરીબાલ્ડીને બચવું મુશ્કેલ ભાસ્યું, પણ મન મજબુત રાખીને તે યુવાનો તાસ રમવા લાગ્યા તેની સાથે રમતમાં જોડાઇને ખૂબ રમ્યો. તેઓ ગાવા લાગ્યા તેની સાથે પોતે પણ ગાવા લાગ્યો. કુદરતે તેના કંઠમાં મધુરતા બક્ષી હતી અને જે લોકપ્રિય હતા તથા સાધારણ માણસો પણ જેના ગીતો ઉમંગથી સાંભળતા હતા તેવા કવીઓનાં ગીતો તેણે આ પ્રસંગ માટે પસંદ કીધાં. તેના ગાયનોથી એવી અસર થઇ કે મકાનનો માલીક પણ લહેરમાં આવીને તેની પ્રશંસા કરવા લાગ્યો. એટલામાં સૂર્યોદય થતાં તેમને ગેરીબાલ્ડી કેવી મુશ્કેલીમાં છે તે માલુમ પડયું તેથી યુવાન છોકરાઓએ એકદમ ફ્રાન્સ અને ઇટાલીના નામપર ખુશીભર્યા નાદો કરીને તેને પોતાના સંરક્ષણ નીચે

લઇ જઇ નિર્ભયસ્થાને મુકયો. તે યુવાનોની પ્રજાકીય લાગણી જોઇને મકાનનો માલીક પણ ચુપ રહ્યો. ગેરીબાલ્ડી ત્રણ અઠવાડીઆની સખ્ત મુશ્કેલી ભરી મુસાફરી બાદ છેવટે માર્સેલ્સ પહોંચ્યો. ત્યાં પહોંચતાંજ તેને ખબર મળ્યા કે તેના નામપર ફાંસીનો હુકમ નીકળી તે વિષે નોટીસ પ્રસિદ્ધ થઇ ચુકી હતી. આ પહેલોજ પ્રસંગ હતો કે ગેરીબાલ્ડીએ પોતાનું નામ પ્રેસમાં છપાયલું જોયું અને તેની સાથેજ મોતની શિક્ષાનો હુકમ હતો. તે પોતાનું નામ પેઇન રાખીને યુસફ્પીરસ નામે મિત્રના ઘરમાં રહ્યો. એ બંદરમાં ખલાસીની નોકરી મળવાના ઘણા પ્રસંગો આવતા તેમાં તેના શ્રદ્ધાળુ મિત્રે એક ફ્રાન્સીસ વ્યાપારીના વહાણ ઉપર મેટ[1] તરીકે ગોઠવણ કરી. કયાં કપ્તાની ને કયાં મેટની નોકરી! સફરની તૈયારી કરી રહેલો હતો એટલામાં બંદરની નજીક એક યુવાન માણસ દરીઆમાં પડી ગયો. તે જોઇ એકદમ તેણે તેની પછવાડે દરીઆમાં કૂદકો માર્યો અને બહુ મુશ્કેલીથી તેને બચાવી લાવ્યો. કિનારાપર લોકોનું મોટું ટોળું ઉભું હતું, તે બધા શાબાસ શાબાસ પુકારવા લાગ્યા. જે ઘરમાં તે રહેતો હતો તે ઘરની સ્ત્રીને માતા કહીને બોલાવતો હતો. તેની આ બહાદુરીથી આખા શહેરમાં પ્રશંસા થવા લાગી ને લોકો ટોળા બંધ તેની માને મુબારકબાદી દેવા આવ્યા. જે માણસને તેણે મોતના પંજામાંથી બચાવ્યો હતો તે પાછો જીંદગી પર્યંત તેને મળ્યો નહીં. તે કોઇનું ભલું કરીને બદલાની ઇચ્છા રાખતો નહીં પણ ભલાઇ કરવામાં પોતાના અંતઃકરણની પસંદગીનો પૂર્ણ રીતે વિચાર કરતો. તે વહાણપર સવાર થઇને ત્રીજીવાર ઓડેસા પહોંચ્યો. એક વખત વહાણપર બેઠો ફ્રાસફરસની સામુદ્રધુનીના સ્વચ્છ પાણી તરફ જોઇ રહ્યો હતો ત્યારે એક બીજા વહાણ વાળાએ એક થેલો સમુદ્રમાં નાંખ્યો તે દીઠો. તેણે પહેલાં સાંભળ્યું હતું કે તુર્કી મુસલમાનો કોઇ સ્ત્રીથી નારાજ થઇ કહાડી મુકવા ઇચ્છે છે ત્યારે એવી રીતે કોથળામાં નાખી દરીયામાં જીવતી બુડાડી દેછે. એ વિચાર આવતાંજ

---

૧. હેડ ખલાસી.

એકદમ કુદી પડયો ને કોથળા પાસે પહોંચી તે લઇ આવ્યો. વહાણુ પર લાવી કોથળો ખોલ્યો તો તેમાંથી એક ખુબસુરત સુંદરી નીકળી. તેણીને પૂર્ણ રક્ષણ સાથે વહાણુ પર રાખીને ઓડેસામાં અંગ્રેજ સરકારના વકીલને સોંપી દીધી, તેણે તેણીના માબાપ પાસે મોકલી દીધી.

તે પછી ગેરીબાલ્ડીએ ઘણીવાર તુર્કીના વહાણમાં સફર કરી, ને આખરે એકવાર માર્સેલ્સમાં પાછો આવ્યો ત્યાં કોલેરા ચાલી રહેલ હતો. ઇસ્પીતાલમાં દરદીઓની સારવાર માટે માણસો મલતા નહોતા. તે જોખમી કામમાં એક બીજા બહાદુર માણસની સાથે તે જોડાયો, અને પંદર દીવસ તે કામમાં મંડયો રહ્યો, એટલામાં કોલેરાનું જોર નરમ પડયું. એવી રીતે પોતાની જીંદગી જોખમમાં નાંખતાં પણ બીજાની જીંદગી બચાવવાની તક મળતી તેમાં તે આનાકાની કરતો નહીં. તે સમયે એક હબસી ખલાસી દરિયામાં પડી ગયો તે પાછળ એકદમ કુદી પડીને તેને બચાવી લીધો. વહાણુ હંકારવામાં તે પૂર્ણ ઉત્સાહી હતો. તે ઉમંગવશ તે બીજા વહાણ ઉપર નોકર રહ્યો અને તે નોકરીને લીધે દક્ષિણ અમેરિકાના બ્રાઝીલની રાજ્યધાની રાયજનેરૂ ( રીઓદેજાનેરો ) જઇ પહોંચ્યો.

---

## ગેરીબાલ્ડી દક્ષિણ અમેરિકામાં.

રાયજનેરૂ પહોંચ્યા પછી તે એક દિવસ બજારમાં જતો હતો ત્યારે એક ઈટાલીયનને જોયો, તેને પોતાના સ્વદેશી ભાઇ તરીકે તરતજ પીછાનીને તેની સાથે ઓળખાણ કરી. આ પહેલા મળનાર માણસનું નામ રોઝતાઇ હતું. તેપણ તેની પેઠે પોતાના દેશને ચહાવાના ગુન્હા માટે દેશનિકાલ થયો હતો, અને સંકટો સહન કરી અહીં પહોંચ્યો હતો. ગેરીબાલ્ડીએ એ માણસની બહુ પ્રશંસા કરી છે ને લખ્યું છે કે " પહેલી વખત આંખો મળતાંજ જેવો સાચા ' ' ભાઈઓમાં હોય છે એવી જાતનો પ્રેમ અમારામાં પેદા થયો. '

'અને આશ્ચર્ય એ છે કે મરણ પર્યંત એ પ્રેમમાં કાંઈ પણ ઓછા-'
'પણું થયું નહોતું." અહીં ગુજરાન માટે તે બંનેજણે કંઇ વેપારનું કામ શરૂ કર્યું, પણ બંનેજણ તે કામને માટે લાયક નહોતા. તે અરસામાં ત્યાં એવા પ્રસંગો આવ્યા કે જેમાં બંને મિત્રોની જીંદગી એક કામમાં જોડાઇ. રીઓગ્રાન્ડ નામે તાલુકાની પ્રજાએ બળવો કરીને બ્રાઝીલના રાજ્યથી સ્વતંત્ર થઇ પ્રજાસત્તાકરાજ્ય સ્થાપન કીધું હતું. તે નવા ઉત્પન્ન થયેલ નાના સરખા પ્રજાસત્તાકરાજ્ય અને બ્રાઝીલના રાજ્ય વચ્ચે લડાઇ ચાલતી હતી. જોકે લડાઈ બહુ જોશમાં નહોતી પરંતુ સ્વતંત્રતાની ઇચ્છામાં રીઓગ્રાન્ડના લોકો અને અમલદારો બહુ બહાદુરી બતાવીને યોગ્ય રીતે બ્રાઝીલના રાજ્ય સામે લડતા રહ્યા. છતાં છેવટે તેના પ્રેસિડેંટ અને સેક્રેટરી એ બંને પકડાઇ ગયા. તેમને રાયજનેરૂમાં લઇ આવ્યા. અહીંઆં તેઓએ પ્રજાના હિતચિંતક આ બે ઇટાલીયનો સાથે ગુપ્ત રીતે પત્રવ્યવહાર શરૂ કર્યો, તેના પરિણામમાં ગેરીબાલ્ડી ને રોઝતાઇએ સ્વતંત્ર રાજ્યનો પક્ષ કરવો શરૂ કર્યો, અને બ્રાઝીલના રાજ્ય સામે એકદમ દરીઆઇ લડાઇ શરૂ કરી. તે લડાઇમાં બહુવાર ગેરીબાલ્ડીને પોતાની જાન જોખમમાં નાંખીને શૂરવીરતા બતાવવાના પ્રસંગ આવ્યા. માત્ર એકજ વહાણથી આવડા મોટા રાજ્યની વિરૂધ લડાઇ શરૂ કરવી એ મહાન શૂરવીર પુરૂષનું કામ છે. ગેરીબાલ્ડીએ આ નવા વહાણનું નામ મેઝિની રાખ્યું. તે વહાણ ઉપર બાર સાથીઓ સાથે સવાર થઇને મોટા જબરદસ્ત રાજ્ય સાથે મુકાબલો કરવાનો નિશ્ચય કીધો. મેઝિની પોતે પણ એકલો આખા યૂરોપના રાજ્યો સાથે લડતો રહ્યા હતો, તો તેના નામનું વહાણ કેમ નહીં લડે ? દરિયામાં થોડે દૂર ગયા કે બ્રાઝીલનું એક મોટું વ્યાપારી વહાણ મળ્યું, તેને પકડીને પોતાના મેઝિનીવહાણ સાથે જોડી દીધું. તે વહાણના મુસાફરો અને ખલાસીઓને બહુ ભય પેદા થયો. તેમનામાંનો એક મુસાફર કીંમતી જવાહિરનો ડાબલો લઈને ગેરીબાલ્ડી પાસે ગયો. તે અર્પણ કરીને જીવતદાન ને છુટકારાની યાચના કરી. ગેરીબાલ્ડી-

એ તે ઝવેરાત લેવાની ના કહી ને તેને તકલીફ નહીં થવા તથા સર્વેની જીંદગી અને પૈસા ટકાનું રક્ષણ થવા હુકમ કર્યો. થોડે દૂર ગયા પછી તે વહાણના મુસાફરોને તથા ખલાસીઓને એક મછવામાં બેસાડીને કિનારે ઉતારવા રવાના કરી દીધા. ફક્ત વહાણ રાખી લીધું. વહાણ દુશ્મનનું હોવાથી તેને રાખી લેવું એ લડાઈની નીતિ ને કાયદાઓથી વાજબી હોવાથી તે વહાણ રાખવાનીજ તેમની મતલબ હતી. ગેરીબાલ્ડીએ દક્ષિણ કિનારે લાપલાટાના સમુદ્ર તરફ સ્વતંત્રતાના વાવટા ફરકાવ્યા. માલ્ડોનાડુ બંદરના લોકો તથા અમલદારો બહુ મહેરબાનીથી વરત્યા. ત્યાં તેઓ કેટલાક દિવસ રહ્યા. ત્યાંથી રોઝતાઇ મોંટીવિડિઓ ગયો, ને ગેરીબાલ્ડી વહાણો સાથે રહ્યા. એક અઠવાડીઉં આરામથી પસાર કર્યા બાદ ત્યાં રહેવામાં એક પળ પણ જીંદગીના જોખમભરેલી ભાસી. માલ્ડોનાડુના ગવર્નરે તેને મિત્ર તરીકે ખબર આપી કે તે દેશની સરકાર રીઓગ્રેન્ડના સ્વતંત્ર વાવટાની પરવા કરતી નથી, એટલુંજ નહીં પણ તમને તમારા વહાણ સહીત એકદમ પકડી લેવાના હુકમો નીકળી ચુકયા છે. તે વખત વિરૂધ તોફાની પવન છતાં પણ લાચારીથી ગેરીબાલ્ડીને વહાણ હંકારી જવું પડ્યું. તે રાત્રે વહાણ મોટા જોખમમાંથી બચ્યું, તોફાની પવન ફુંકાઈ રહ્યો હતો, મોજાં બહુ જોર સોરથી વહાણ ઉપર થઇને ચાલ્યાં જતાં હતાં, એકતો તોફાનથી મોજાં ઉછળતાં હતાં ને બીજું રસ્તો જોખમકારક હતો. રવાના થતી વખતે ગેરીબાલ્ડીએ હથીઆર બહાર કાઢી રાખવાનો હુકમ કર્યો હતો, નોકરોએ ભુલથી તે હથિયારો કંપાસની પાસે રાખ્યા, તેનું પરિણામ એ આવ્યું કે કંપાસની સોય ભુલ ભરેલી રીતે ફરી ગઇ ને વહાણ ખોટે રસ્તે ચઢી ગયું. ગેરીબાલ્ડી આખી રાત જાગતો રહ્યો. સવારમાં જ્યાં ચોતરફ મોટામોટા પથ્થરો, ટેકરા ને પહાડો હતા તેવી જગાપર વહાણ પહોંચેલું જોયું. હરવખત વહાણને ઠોકર ખાવાની ધાસ્તી હોવાથી દરિયામાં આવી જગાઓ વહાણ માટે બહુ ભયંકર ગણાય છે. પણ ગેરીબાલ્ડીએ એવી ચાલાકી ને હુશીઆરીથી વહાણ હંકાર્યું કે નિર્ભયપણે તે ખ-

રાબામાંથી નીકળી એક બંદર નજીક આવી પહોંચ્યું. વહાણપર કંઇ પણ ખોરાકી કે પીવાનું પાણી રહ્યું નહોતું, અને ખાવા પીવા વિના ચાલે તેમ નહોતું. વળી મુશ્કેલી એ હતી કે વહાણપર કોઇ મછવો પણ હતો નહીં કે જેની મદદથી કિનારે પહોંચે. આખરે સમયસૂચકતા વાપરી ગેરીબાલ્ડીએ એક ટેબલની બંને બાજુએ બે ખાલી પીપો બાંધી બોટ બનાવી તેના દેશના અને તેનાજ નામના એક માણસને સાથે લઇને કિનારે એક ગામડા તરફ જવા નીકળ્યો. ટેબલ મોજાંને લીધે ઘૂમવા લાગ્યું. આજુબાજુ પથરા ને પહાડી ટેકરીઓ બહુ હતી તેમાં તે કામચલાઉ હોડી ડુબી જવાની હરપળે ફીકર રહેતી હતી, પણ બહુ સાવચેતી રાખીને તેઓ કિનારે પહોંચ્યા. ગેરીબાલ્ડી પોતાના સાથીને કિનારાપર રાખીને ગામ તરફ ગયો. ગામમાં ફક્ત એકજ ઘર હતું, ઘરનો માલિક તે વખતે ઘરમાં નહોતો, પણ તેની સ્ત્રી હતી. ઘરના માલિકની રાહ જોતાં ગેરીબાલ્ડીને થોભવું પડયું તે દરમીઆન તે બાઇએ તેને સ્પેનના ગીતો સંભળાવ્યાં. ( અહીં યાદ રાખવું કે તે સમયમાં યુરોપિયનોએ અમેરિકાના જુદા જુદા ભાગોમાં જમીનના ટુકડા મેળવીને નાની નાની વસ્તિઓ બનાવી હતી. કેટલાક જંગલોમાં ખેતી કરવાનું અને કેટલાક જાનવરો ઉછેરવાનું કામ કરવા વીગેરેમાં ભિન્ન ભિન્ન ઉદ્યોગો કરવા મંડ્યા હતા. ) એટલામાં મકાનનો માલીક આવી પહોંચ્યો, તેની પાસેથી ખોરાક વેચાતો લઇને ગેરીબાલ્ડી પાછો ફર્યો. દરિઆમાં બહુ જોસથી ભરતી આવી હતી એવા વખતમાં ટેબલની કિસ્તિ ઉપર દરિયામાં જવાની ગેરીબાલ્ડી જેવા બહાદુરનીજ હિંમત ચાલી શકે. પોતાના સાથી સાથે તેનાપર સવાર થયો. કોઇ કોઇ વખત આખી હોડી પાણીમાં ડુબી જતી હતી ને કલાકો સુધી બંને ખલાસી ભીંજાઇ જતા હતા પણ પાછા ઉપર આવતા હતા. આસપાસ પહાડો ને ટેકરીઓની ભીતી ચાલુ હતી. મતલબ કે ભયંકર જીવના જોખમનો વખત હતો. જેના ઉપર એક અમૂલ્ય જીંદગીનો આધાર હતો તે તકલાદી હોડી સામે વહાણપરના

માણુસોની આંખો તાકીને જોઇ રહી હતી, પણ બીજું કાંઇ કરી શકતા નહોતા. એટલામાં એકવાર એવા જોરથી લહેર આવી કે વહાણ તરફ જતી હોડીને ઘસડી આટલાંટિક મહાસાગર તરફ લઇ ગઇ. તુરતજ વહાણ વાળાઓએ વહાણ હોડી તરફ હંકાર્યું, ને તેની પાસે પહોંચી બે મજબૂત દોરડાં તે તરફ ફેંક્યાં. તે બંને ગેરીબાલ્ડીએ પોતાની કમરે બહુ મજબૂત બાંધ્યાં. પછી વહાણના માણસોએ તેમને ખેંચી લીધા. આ પ્રમાણે આ વખતે એવી મુશ્કેલીથી તેની જાન બચી; ને વહાણ જીસસમેરિયા નામે બંદરે પહોંચ્યું. ઘણી વાર એવા બનાવો બન્યા, પણ જેને રામ રાખે તેને કોઇ મારી શકે નહીં. તે મુસીબતોને તકલીફોથી દૃઢ થઇને ગેરીબાલ્ડી પોતાની કમનસીબ સંકટમાં સબડતી દેશીપ્રજાને છુટકારો અપાવનારો બનાવવા પરમેશ્વરની ઇચ્છા હશે, તેથી તેના રક્ષણમાં પરમેશ્વરનો હાથ હતો એમ સિદ્ધ થાય છે.

---

## પહેલી લડાઇ.

ગેરીબાલ્ડીના વહાણે લંગર કર્યું હતું, એટલામાં સામે મોંટીવિડિઓની તરફથી બે વહાણો આવતા નજરે પડયાં. તે મિત્રોનાં વહાણ હશે એમ ગેરીબાલ્ડી ધારતો હતો, પણ થોડીવાર રાહ જોયા પછી જ્યારે સામે લાલવાવટો દેખાડયો ત્યારે ગેરીબાલ્ડી તથા તેના સાથીઓએ ધાર્યું કે કોઈ દુશ્મન છે. એટલામાં તો પથરો ફેંકીએ ને પહોંચી શકે એટલે અંતરે તે બંને વહાણો આવી પહોંચ્યાં. તેમણે યુરૂગ્વી સરકારના નામથી હુકમ કર્યો કે તમે તાબેદારી કબુલ કરો. તે શરણે આવવાનો હુકમ સંભળાવવા સાથેજ લડવા માટે તૈયાર થએલા ત્રીસ હથિયારબંધ માણસો નજરે પડયા. હજુ તો ગેરીબાલ્ડી પોતાનાં માણસોને થોડી જરૂરની સલાહ આપી રહ્યો હતો કે, સામેથી ગોળીનો માર શરૂ થતાં એકદમ ગેરીબાલ્ડીએ પણ ગોળીબારનો હુકમ કર્યો. બંને તરફથી બહુ આગ વરસવા લાગી. દુશ્મનોએ ગેરીબાલ્ડીના વહાણો ઉપર ચડવાની કોશિશ કરી, પણ ગેરીબાલ્ડીના

સાથીઓએ તેમને બંદુકો ને તલવારોથી પાછા હટાવ્યા. ગેરીબાલ્ડીના સાથી કંઇ કવાયતી સિપાઇ નહોતા, તેમ લડાઇ માટે તૈયાર પણ નહોતા, તેથી તેઓમાં ગભરાટ ફેલાયો. તે પ્રસંગ માટે ગેરી-
'બાલ્ડી લખે છે કે બધા ઇટાલિયનોમાં સહુથી શ્રેષ્ઠ એક બહાદુર'
'નવયુવાન ઈટાલિયન લગભગ માર્યો ગયો, તેનું કામ સંભાળવા'
'હું એકદમ તેની જગ્યાએ ગયો કે તેજ વખતે મારી ગ-'
'રદનમાં એક ગોળી વાગીને હું બેભાન થઇ તુતક ઉપર પડયો.'
'તે પછી લડાઇ ઘણા કલાકો સુધી ચાલુ રહી તેમાં મારો નામ-'
'રાશી માણસ બહુ લડતો રહ્યો. સાથે એક માણસ સિવાય બધા'
'ઇટાલિયનો બહુ બહાદુરીથી લડયા. આખરે દુશ્મનો પોતાના'
'વહાણોમાં ભરાઇ ગયા. હું અરધા કલાક સુધીતો બિલકુલ બેભાન'
'રહ્યો. ત્યાર પછી જો કે મને ભાન આવ્યું પણ હું ફરીહરી કે બોલી'
'શકતો નહોતો તેથી મારા સાથીઓએ ધાર્યું કે મારા પણ રામ'
'રમી ગયા છે." દુશ્મનોએ જોયું કે સહેલથી જીતી શકાય એવા માણસો સાથે મુકાબલો થયો નથી, ત્યારે પોતાનું મોં ફેરવી પાછા હંકારી ગયા. દુશ્મનો તો પાછા હઠી ગયા પણ આખા વહાણમાં ભૂગોળ જાણનાર કોઈ માણસ નહીં હોવાથી વહાણનું મોં ગોઠવવા માટે ગેરીબાલ્ડીના સાથીઓને બહુ મુશ્કેલી પડી. છેવટ જખમી ગેરીબાલ્ડીને જ્યાં નકશો પડયો હતો ત્યાં ઉપાડી ગયા. તેણે પોતાનો હાથ નકશા ઉપર એક જગ્યાએ મુકયો તે તરફ વહાણ હંકાર્યું. ગેરીબાલ્ડીના સાથીઓમાં એક ઇટાલીનો રહેવાસી લ્યુગી નામે માણસ હતો તેની તેણે બહુ પ્રશંસા કરી છે. તે લડાઇમાં બહાદુરીનો પુરાવો તો આપી ચુકયો હતો અને નિખાલસપણું, પ્રેમ, ખરી દેશભક્તિ સ્વાર્પણના પુરાવા ગેરીબાલ્ડીની માંદગીમાં આપ્યા. તેની સાચી સેવા માટે બહાદુર જનરલ જીંદગી પર્યંત તેનો આભારી રહ્યો.

લડાઇ પૂરી થયા પછી જે એક માણસ માર્યો ગયો હતો તેને ગેરીબાલ્ડીના સાથીઓએ લશ્કરી સલામ કરી દરિયામાં ફેંકી દીધો. આમ દફન કરવાની રીત ગેરીબાલ્ડીને બહુ ખરાબ લાગી, તેથી તેણે

લ્યુગીને બોલાવીને કહ્યું કે જો હું આ જખમથી મરી જાઉં તો મારી લાસને આવી રીતે દરિયામાં ફેંકી દેતા નહીં. એ સાંભળી લ્યુગીની આંખમાં પાણી આવ્યું, તેણે સાચા અંતઃકરણે ગેરીબાલ્ડીને તેની ઇચ્છા પ્રમાણે અમલ કરવા વચન આપ્યું. ગેરીબાલ્ડી તે જખમથી બહુ હેરાન હતો. કલાકોના કલાક તે બેભાન અને સન્નિપાતની હાલતમાં રહેતો. બિચારો લ્યુગી માતૃપ્રેમવત્ હરવખત તેના બિછાના પાસે બેઠો રહી સ્વદેશી ભાઇની સેવા કરતો હતો, કદીપણ તેના બિછાનાથી દૂર જતો નહીં. જ્યારે બહુ ગભરાતો ત્યારે આઘો પાછો થઇને રોઇ લેતો ને પાછો તેની સારવારમાં લાગી જતો. ગેરી-બાલ્ડીને કયાં ખબર હતી કે જે પ્યારા મિત્રને તેણે પોતાના મરણ પછી લાસને દરિયામાં નહીં ફેંકવા હુકમ આપ્યો હતો, તેજ મિત્ર થોડા દિવસમાં દરિયાનો ભોગ થશે, અને તેને ઉપકારની લાગણી દર્શાવવાનો પ્રસંગ પણ મળશે નહીં. નવ દિવસ સુધીમાં ગેરીબાલ્ડી-ને જરાએ આરામ થયો નહીં. વહાણ ગ્વાલાગુઇમાં આવી પહોં-ચ્યું, ત્યાં એક વહાણ મળ્યું. તેનો કપ્તાન બહુ મહેરબાનીથી વર્ત્યો. તેણે તેઓને ઔષધોપચાર તથા ખોરાક પાણી આપ્યાં. તે કપ્તાન અને તે વહાણના મુસાફરોએ તે પ્રાંતના અમલદાર ઉપર ભલામણ-પત્રો આપ્યા, તે અમલદાર તથા ત્યાંના રહેવાસીઓ ગેરીબાલ્ડી સાથે બહુ મેહેરબાની ભરેલી રીતે વર્ત્યા. ત્યાં તેને તદ્દન આરામ થઇ ગયો. જો કે તે કેદમાં નહોતો તોપણ બહાર જવાની તેને પર-વાનગી નહોતી. આખરે થાકીને તેણે વિચાર કર્યો કે આ પ્રાંતનો હાકેમ મને જવાની પરવાનગી આપી શકતો નથી, પણ જો હું કોઇ રીતે નીકળી જાઉં તો મને અટકાવી શકશે નહીં, એ ખ્યાલથી એક મિત્રની મદદ માગી તે તેની પાસેથી એક ઘોડો ને ભોમીઓ લઇને રાત્રે રવાના થઇ ગયો. રાતોરાત ૪૪ માઇલ નીકળી જઇને જ્યાંથી કોઈ વહાણ ઉપર સવાર થઇ જવાની આશા હતી તે ધારેલું ઠેકાણું અડધો માઇલ રહ્યું. ત્યાં તેનો ભોમીયો ઉભો રહ્યો ને કહ્યું કે અહીં તમે જરા વાર થોભો તો હું પાસેના ઘરમાં કંઇ પૂછી આવું છું. તે માણસ

ગયો તે પાછો ફર્યો નહીં. થોડીવાર રાહ જોયા પછી ગેરીબાલ્ડી તેને જોવા લાગ્યો, ત્યારે ઘોડાના ડાબલા સંભળાયા, ને કેટલાક સવારો તેના ઉપર ધસી આવ્યા, એટલા બધા માણસો સાથે મુકાબલો કરવો વ્યર્થ હતો. ઘોડો પણ જરા દૂર ઉભો હતો, તેથી સવારોએ તેને પકડી ઘોડા ઉપર બેસાડીને બંને પગ ઘોડાના પેટ સાથે બાંધી લીધા, અને બંને હાથ તેની પીઠ પછવાડે બાંધી દીધા, ને ત્યાંથી તેને લઇ જઇને તે પ્રાંતના મીલાઉ નામે અમલદાર સમક્ષ રજુ કર્યો. તેણે તેને નાસવાની સામગ્રી પુરી પાડનાર માણસ માટે તપાસ કરી, પણ ગેરીબાલ્ડીએ પોતાના મિત્રનું નામ આપવા ઇનકાર કર્યો; તેથી તે અમલદારે બહુ ક્રૂરતાથી તેની લાચાર હાલતમાં તેને કોરડા મારવાનો હુકમ કીધો. તેને બહુ માર્યો પણ તેથી તેનું કંઇ વળ્યું નહીં. કારણ કે પોતાના શારીરિક સંકટથી ડરી જઇને કે ગભરાઇને કોઇ મહેરબાન મિત્રનું નામ બતાવી દે એવો ગેરીબાલ્ડીનો સ્વભાવ નહોતો. આખરે તેને હાથમાં દોરડાં બાંધીને છત સાથે લટકાવી દેવામાં આવ્યો, અને એવી હાલતમાં ગવર્નરે તેને પૂછ્યું કે શું હજુ પણ તારા મદદ કરનારનું નામ બતાવવા ઇનકાર કરે છે? ગેરીબાલ્ડીએ તેને જવાબ દેવાને બદલે પૂર્ણ ધિક્કારથી તેના મોંપર થુંકી દીધું, તેથી તે વધારે ક્રોધે ભરાયો. તે સંબંધમાં ગેરીબાલ્ડી લખે છે કે "જે દુઃખ મેં તે પ્રસંગે વેઠેલું છે તે એવું સખ્ત હતું કે તેનો વિચાર આવતાં પણ મારૂં અંતઃકરણ ધ્રુજે છે. બે કલાક સુધી મને તેવી હાલતમાં લટકાવી રાખ્યો. મચ્છરોએ કરડી કરડીને મારા હાથોપર જખમ કર્યા, મારૂં શરીર ભઠ્ઠીની પેઠે બળતું હતું ને ગળું સુકાઈ જતું હતું. એમ હું બીલકુલ બેભાન થઇ ગયો નહીં ત્યાં સુધી તે દયાહીન સંકટ આપનારને કંઇપણ દયા આવી નહીં. બે કલાક પછી તેણે મારૂં દોરડું કાપી નાંખ્યું ને હું ચત્તો ભોંયપર જઇ પડયો. ભાન આવ્યું ત્યારે જોયું તો મારા પગમાં બેડીઓ નાંખીને એક કેદખાનામાં નાખી દીધો હતો, ત્યાં આગળ એક ખુની હતો અને તે સિવાય જેણે મારી બિમારીના

'દિવસોમાં અને પોતાના ઘરમાં રાખીને મારી સારવાર કરી હતી'
'તે મારા મુરબ્બીને પણ મારી સાથેજ જેલમાં નાંખી દીધો.'
'તે બાપડાને મારા નાસી જવાના સંબંધમાં કંઇપણ ખબર'
'નહોતી. તે કેદખાનામાં પણ પરમેશ્વરે એક દેવીને મારી મદદે'
'મોકલી દીધી. એક દેવતાઇ પ્રકૃતિની સ્રીને મારી સ્થિતિ ઉપર'
'દયા આવીને હું જયાં સુધી બંધીખાને રહ્યો ત્યાં સુધી તે મારી'
'ખબર લેતી રહી. આખરે જયારે ગવર્નરને ખાત્રી થઇ કે જુ-'
લમ કરવો નિરર્થક છે, કારણ કે ગમે તેવી ઇજા પહોંચાડવામાં આવે, ગમે તેટલું અસહ્ય દુઃખ દેવામાં આવે, તોપણ ગેરીબાલ્ડી પોતાના મદદગારોનું નામ બતાવી દે એ અશકય છે. છતાં પણ તેને બજાડાના ગવર્નર પાસે મોકલી દીધો. ત્યાં બે મહીના બંદીખાને રાખીને તેને છુટો કરવામાં આવ્યો. ત્યાંથી ચાલીને મોંટીવિડિઓ પહોંચ્યો, ત્યાં તેના ઘણા મિત્રો સાથે મળ્યો. ઘણાક ઇટાલિયન મિત્રો પણ તેને મળ્યા, તેમાંના કેટલાક તો તેની માફક દેશ નિકાલ થયેલા હતા. બાકીના ભરણપોષણ કરવા ને દોલત મેળવવાની તપાસ માટે પોતાનો મુલક છોડીને એ દેશમાં આવ્યા હતા. તે ઇલાકાના હાકેમો ગેરીબાલ્ડીની વિરૂદ્ધ હતા તેથી તેને સંતાઇને રહેવું પડતું હતું. આખરે પોતાના જુના મિત્ર રોઝતાઈને લઇને રીઓગ્રેન્ડ તરફ રવાના થયો. ત્યાંના હાકેમોએ ખુશીથી તેને આવકાર દીધો. તે રીઓગ્રેન્ડનું રાજય સ્વતંત્ર થઇને બ્રાઝીલના રાજય સાથે લડતું હતું તે પ્રજાકીય સ્વતંત્ર રાજયની મદદ કરતાં ગેરીબાલ્ડીને આ સંકટો સહન કરવાં પડયાં હતાં, અને હવે પણ તે સ્વતંત્ર રાજયમાં દાખલ થઇને લડાઇમાં સામેલ થઈ ગયો. પ્રેસીડેન્ટે તેને પોતાના લશ્કરની સરદારી આપીને તે બંને બહાદુર નરોની બહુ કદર પીછાની.

---

## વધારે લડાઇઓ.

ગેરીબાલ્ડીને બે લશ્કરી વહાણો તૈયાર કરવા હુકમ મળતાં ગ્રેગ નામે એક બીજા માણસની મદદથી વહાણો તૈયાર કર્યાં, ને તેમાં હથિયારો એકઠાં કરીને બ્રાઝીલના દરિયાઇ લશ્કર સાથે મુકાબલો કરવા તૈયાર થયો. બ્રાઝીલના કાફલામાં ત્રીસ લડાયક વહાણો ને એક સ્ટીમર હતી. કયાં બે નહાના મછવા જેવડાં વહાણો ને કયાં આવો જબરદસ્ત કાફલો ! કાફલાના માણસો પહેલાં આ બે વહાણો ઉપર ધિક્કારની નજરથી જોતા રહ્યા, પણ તુરત જ તેઓને માલમ પડયું કે આ વહાણના અમલદાર અસાધારણ માણસો છે. ગેરીબાલ્ડી અને જોનગ્રેગે એટલી હુંશીઆરી, અકલમંદી, સાવચેતી ને બહાદુરીથી કામ શરૂ કર્યું કે, દુશ્મનોનાં કેટલાંક વહાણો પકડી ને લૂંટી લીધાં. એટલે સુધી કે આખા અમેરિકામાં તે બે નહાનાં વહાણોનો ત્રાસ ફેલાઇ રહ્યો, અને ગેરીબાલ્ડીનું નામજ શત્રુઓને ભયભીત કરવા માટે પુરતું થતું હતું. બ્રાઝીલના જબરા કાફલાના નાકમાં દમ આવી ગયો. ગેરીબાલ્ડીના સિપાઇઓ દરીઆઇ લડાઇમાં લડતા હતા એટલું જ નહીં પણ જરૂર વખતે પેદલ કે ઘોડેસવાર લશ્કરી બનીને લડવા પણ તૈયાર થઇ જતા હતા. સમુદ્ર કિનારે રહેનારી વસ્તી ઉજડ થતી ગઇ, તે ઘરોમાંથી ગેરીબાલ્ડીના સિપાઇઓને જોઇતો ખાવા પીવાનો સામાન મળતો રહ્યો. ગેરીબાલ્ડી ઉપર તેનું નાનું લશ્કર બહુ ફિદા રહેતું હતું, ને પોતાનું જીવન તેને અર્પણ કરી દીધું હતું. તેની અદ્વિતીય શૂરવીરતા, નીતિ, પ્રભાવ, ચાલ ચલણ ને સદ્‌ગુણો એટલા ઊંચા પ્રકારના હતા કે તેના મિત્રો તથા સાથીઓ તેના માટે પોતાનો જીવ આપવા તૈયાર રહેતા હતા. રીઓગ્રેન્ડના પ્રેસીડેંન્ટનું નિવાસસ્થાન પણ એજ ઇલાકામાં હતું, તેના કુટુંબના અન્ય સંબંધીઓ દરિયા કિનારે જુદે જુદે ઠેકાણે વસતા હતા. તેની બે બહેનો પણ તેની આડોસ પાડોસમાં રહેતી હતી. ગેરીબાલ્ડી લડાઇથી નવરો પડતાં તેમના સહ-

વાસમાં કેટલાક દિવસો પસાર કરતો હતો. તે મુલાકાતોમાં તેને પહેલ વહેલીજ પ્રેમની લાગણી ઉદ્ભવી. તે બેહેનોના ઘરમાં એક સુંદરી સાથે તેનો મેળાપ થયો, તેના ઉપર તે આશક થયો, ને તે સુંદરીના અંતરમાં પણ તેના પ્રત્યે પ્રેમ બંધાયો, પણ તેની તે માશુક પોતાનું અંતઃકરણ પહેલાં બીજાને અર્પણ કરી ચુકી હતી અને ખાસ પ્રેસીડેંટના પુત્ર સાથે લગ્નની ગાંઠથી જોડાવા કબુલાત પણ આપી ચુકી હતી, તેથી બિચારા ગેરીબાલ્ડીનો પ્રેમ નિષ્ફળ નીવડયો. તેને અફસોસ ને નિરાશા પ્રાપ્ત થયાં. તે દિવસોમાં એક બીજો ભય નજરે પડયો. તેના ખલાસીઓ મછવાઓ કિનારાપર બાંધીને ખોરાક પાણી એકઠો કરી રહ્યા હતા તેટલામાં ખબર મળીકે દુશ્મનની ફોજનો એક કર્નલ સમુદ્રથી પાર ઉતરીને થોડા ગાઉને અંતરે આવી પહોંચ્યો છે. સાથે ૭૦ સવાર ને ૯૦ પેદલ સિપાઇ હતા; તેઓ ગેરીબાલ્ડી, તેના સિપાઇઓ, મિત્રો અને યજમાનોને કતલ કરવા કે પકડવાનો ઇરાદો રાખતા હતા. ગેરીબાલ્ડીના જાણવામાં એમપણ આવ્યું કે તે કર્નલની સાથે આસ્ટ્રિઅન કોમના પગારદાર સિપાઇઓ છે. આસ્ટ્રિઅન નામજ તેના ક્રોધને પ્રજ્વલિત કરવા માટે પુરતું હતું, કારણ કે તેનો દેશ પણ આસ્ટ્રિઆના પંજામાં નીચે માથે રોયા કરતો હતો. તેણે અહીં બદલો લેવાનો પ્રસંગ મળ્યો છે એમ ધાર્યું. તે વખતે તેની પાસે બધામળી ૬૦ માણસો હતાં, એક ડઝન માણસોને દુષ્મનોની ખબર લાવવા મોકલ્યાં પણ કમનસીબે તે વખત ઝાકળની આંધી વરસી રહી હતી ને દુશ્મનો એવી રીતે સંતાયા હતા કે દેખાતા નહોતા, તેથી તે માણસો ને શત્રુઓનો કંઇ પત્તો મળ્યો નહીં ને પાછા આવ્યા. તે ઇલાકાના જાનવરોનો પણ તેવા કામ માટે ઉપયોગ થતો હતો, તેમની સુંઘવાની શક્તિ એવી આશ્ચર્યકારક ને અજબ તરેહની હોય છે કે તેથી તે બીજા માણસોને ઓળખી લેછે, ને એવી તરેહની નિશાની કરે છે કે જેથી તેના માલીકને શત્રુ પાસે હોવાના ખબર પડી જાય છે. પણ તે દિવસ તે જાનવરો પણ નકામાં નીવડયાં, તેથી ગેરીબાલ્ડીએ દુશ્મનો આવવાના સમાચાર ખોટા

મોકલ્યા ને પોતાનાં માણસોમાંથી કેટલાંકને લાકડાના ભારા કાપવા, કેટલાકને માછલાં પકડવા વગેરે બીજાં કામો માટે રવાના કરી દીધાં, અને પંડે એકલો તથા રસોયો ઘરમાં રહ્યા. તેનો શત્રુ ૧૯૦ સીપાઈઓ સાથે ફક્ત પાંચસો કદમ દૂર આવી પહોંચ્યો હતો, જો તે ચુપકીથી આવતે તો બચાવ કરવો અશકય થઇ પડતે. પણ તેની ભૂલ માત્ર એટલીજ થઇ કે તેણે બંદૂક ચલાવી. તેથી ગેરીબાલ્ડીએ તે તરફ જોયું તો સવારો ને પેદળ બધા તેના તરફ દોડયા આવતા જણાયા તે દરવાજે ઉભેલો હતો ત્યાંથી અંદરના એક ઓરડામાં જયાં માંસનો ઢગલો પડેલો હતો તથા તેના સિપાઇઓની બંદુકો મુકવામાં આવી હતી ત્યાં મુશ્કેલીથી પહોંચી શકાયું. પહોંચતાં પહોંચતાં પણ તેના ઘરમાં પ્રવેશતા એક આસ્ટ્રિઅન સિપાઈનો તીર તેને વાગ્યો. તેની દરકાર નહીં કરતાં તે અંદર પહોંચ્યો અને પહોંચતાં જ એકદમ ગોળી ચલાવવી શરૂ કરી. રસોઇયો બંદુકો ભરતો ગયો ને તે ફોડતો ગયો. છ ભડાકામાં છ આસ્ટ્રિઅન સિપાઇઓ મૃત્યુને શરણ થયા. તેને આશા હતી કે બંદુકોના અવાજ સાંભળીને પોતાના જંગલમાં ગએલા સિપાઈઓ આવી પહોંચશે, તે આશા કંઇ અંશે સફળ થઇ ને એક પછી એક થોડા માણસો આવી કુલ ૧૩ માણસો થયાં. તે દિવાલોમાં કાંણાં કરી તેમાંથી શત્રુઓ ઉપર બંદુકો ચલાવતા રહ્યા. શત્રુએ પોતાના બહુ માણસો મરતાં જોયાં ત્યારે બહુજ ક્રોધાયમાન થઇને વેર લેવાના ઝનુનમાં ગાંડા જેવા તે મકાનની છત ઉપર ચઢી આવ્યા, ને છતને તોડવી શરૂ કરી. તે છતનાં સાથે પડયા ને મરી ગયા. ત્રણ કલાક ગેરીબાલ્ડી તેર માણસથી સામેના ૧૯૦ સિપાઈઓ સાથે લડતો રહ્યો, એટલામાં શત્રુના કર્નલની ભુજામાં ગોળી વાગી તેથી તેણે પોતાના લશ્કરને એકદમ પાછા ફરવાનો હુકમ કર્યો, એટલી ઉતાવળથી નાઠા કે ઘણાક પોતાના જખમીઓને સાથે લઇ જવા છતાં ૧૬ આસ્ટ્રિઅન સિપાઇઓની લાસો મેદાનમાં મુકતા ગયા. લડાઇના અંતની લગભગ બીજાં થોડાં માણસો ગેરીબાલ્ડીની મદદે આવી પહોંચ્યાં હતાં પણ કુલ સંખ્યા ૩૦ થી વધારે થઇ

નહોતી. તેમાંથી પાંચ માર્યા ગયા ને પાંચ જખમી થયા. પણ આ ફતેહથી ગેરીબાલ્ડીના પક્ષને બહુ પુષ્ટી મળી ને શત્રુને ઘણું નુકસાન થયું. ગેરીબાલ્ડીની બહુ દૂર સુધી સેહ પડવા લાગી ને તેના સિપાઇઓનો ઉત્સાહ ડબલ થયો. તે લડાઈ પ્રેસીડેંટની બેનના ઘર પાસે થઈ હતી, તેણીએ વિજેતાઓની બહુ આગતા સ્વાગતા કરી. અને પાછળથી ગેરીબાલ્ડીને માલમ પડ્યું કે લડાઇમાં તેની જાત જોખમમાં હતી તે વખતે તેની માશુક તેની જીંદગીના રક્ષણમાટે પ્રભુ પ્રાર્થના કરી રહી હતી.

એ વિજય મેળવીને ગેરીબાલ્ડીએ પહેલાં તેની પાસે જેવાં વહાણો હતાં અને જેનાથી તેણે આટલું કામ કર્યું હતું તેવાજ નમુનાનાં બે નહાનાં વહાણો બનાવવા હુકમ કર્યો. એટલામાં ત્યાંની સરકારે સેંટ કેથરાઇન ઉપર હુમલો કરવાનો ઇરાદો કર્યો ને ગેરીબાલ્ડીને કુમક માટે લખ્યુ. તે કિનારાના સમુદ્ર ઉપરથી બહાર જવાના રસ્તા ઉપર શત્રુનો કાફલો પડેલો હતો, ત્યાંથી લશ્કર લઇ પસાર થવું અશકય હતું. તે વખતે ગેરીબાલ્ડીએ પોતાની તરત બુદ્ધિની ટેવથી એક નવીજ યુક્તિ શોધી કાહાઢી. તે જંગલમાં બળદ અને લાકડાં તો બહુ હતાં. તે લાકડાંમાંથી છકડા ( ઇશ્વર જાણે તે છકડા અમારા હિંદુસ્તાનનાં ગાડાંને મળતાં આવતાં હશે કે નહીં ? ) બનાવ્યા. તેના ઉપર વહાણો ચડાવી ને તે છકડાંમાં બળદો જોડી પગ રસ્તે ચાલવા માંડયું. તેનો ઇરાદો જ્યાંથી સમુદ્રમાં પહોંચી શકાતું હતું એવા પાણીના નાળા સુધી પહોંચવાનો હતો. દરીઆઇ કાફલો જમીન રસ્તે જતો જોઇને લોકો બહુ આશ્ચર્ય પામતા હતા, પણ ગેરીબાલ્ડીમાં એવી ચાલાકી હતી કે જરૂર વખતે એવી રીતે કામ લેતો કે બધા આશ્ચર્યમાં પડી જતા. ૫૦ માઇલનું અંતર એવીરીતે જમીન રસ્તે કાપીને ગેરીબાલ્ડીનો કાફલો તે નાળા ઉપર આવી પહોંચ્યો. ત્યાંથી બહુ મુશ્કેલીએ પાણીમાં તરતો કરવામાં આવ્યો. જોકે પાણીની ભરતી હતી તોપણ વહાણ હંકારવા જેટલું પૂરતું પાણી નહોતું. એવી ભયંકર જગામાંથી બહુ મુશકેલી પછી

ગેરીબાલ્ડી બંને વહાણો સાથે સહી સલામત સમુદ્રમાં પહોંચ્યો. તે વખતે હવા અનુકુળ હતી, પણ તુરતજ ભારે તોફાન શરૂ થયું ને જીંદગી જોખમમાં આવી પડી. ગેરીબાલ્ડીનું વહાણ બહુ ભારે હતું, વળી તેના ઉપર તોપ વગેરે મુસાફરીનો સામાન એટલો બધો હતો કે બહુ મુશ્કેલીથી ચાલતું હતું. કેટલો સમય સમુદ્રમાં રહેવું પડશે તે અનિશ્ચિત હોવાથી સાવચેતીની નજરે ગેરીબાલ્ડીએ તેમાં બહુ સામાન એકઠો કરી લીધો હતો. તોફાન તો દર પળે વધતું જતું હતું, ગેરીબાલ્ડીને તેના જીવજાન સાથીઓ બહુ સાવચેતીથી પોતાના વહાણનેહંકારી રહ્યા હતા, ઘણીવાર એવાં મોટાં મોજાં આવતાં હતાં કે વહાણ ઘણી મીનીટો સુધી પાણીમાં બૂડયું રહેતું હતું ને પાછું બહાર આવતું હતું. આટલાંટિક જેવા અતિ ઊંડા મહાસાગરમાં એવા ભારે તોફાનને વખતે હમારા બહાદુરોનું વહાણ એવી રીતે ડામાડોળ હતું. મોજાંનું જોર વધારે હતું તથા પાણી ચક્કર ખાતું હતું, તેમાં આખરે એવું જબરજસ્ત મોજું વહાણ સાથે અથડાયું કે કીનારીપર બેઠેલો ગેરીબાલ્ડી ત્રીશ કદમ છેટે સમુદ્રમાં જઇ પડયો, ને વહાણ તુટી ગયું. ગેરીબાલ્ડી સમય સૂચકતા વાપરીને એકદમ પોતાના સાથીઓ તરફ પાછો ફર્યો, ને તુતક, લાકડાના કટકા અને બીજી ચીજો એકઠી કરતો આવતો હતો, અને તેના આધારથી તરવા માટે પોતાના સાથીઓને શીખામણ આપતો. તેનો દિલોજાન દોસ્ત લુઇસ લ્યુગી વહાણના એક કડકા સાથે વળગી રહેલો હતો, પણ તેણે શરીર ઉપર ભારે ઉનની જાકીટ પહેરી હતી તે પાણીથી ભીંજાઇને એટલી ભારે થઇપડી હતી કે તેથી તે જીવના જોખમ જેવી ભયંકર સ્થિતિમાં હતો. તે પોતાના મિત્રને જોખમમાં જોઇને ગેરીબાલ્ડી તેની તરફ વળયો ને તેને મજબૂતીથી તુતકને પકડી રાખવા ભલામણ કરીને પોતાની પાટલૂનમાંથી ચપ્પુ કાહાડીને લુઇસની જાકેટ કાપી નાખવા કોશેશ કરી. ઘણીક કાપી નાંખી, થોડી બાકી હતી એટલામાં પાછળથી ભયંકર ખુનખ્વાર પહાડ જેવડું ઊંચું મોજું આવ્યું તેણે બંનેને દબાવી દીધા. ગેરીબાલ્ડી એક પથ્થરની પેઠે સમુદ્રને

તળીએ ચાલ્યો ગયો અને તરતજ પાછો ઊપર આવ્યો તો લુઈસ-લ્યુગીને દીઠો નહીં. ભાગેલા વહાણની આસપાસ ઘણીવાર ફર્યો અને ઘાંટો પાડીને લુઇસને બોલાવતો હતો, પણ તે બિચારો મૃત્યુનો ભોગ થયેલ હોવાથી કયાંથી જવાબ મળે ? તોફાન બહુ જોરમાં હતું તેથી સમુદ્ર પુંફાડા મારી રહ્યો હતો, તેમાં ત્રાસદાયક મોજાં ઉપરા ઉપરી આવ્યાં કરતાં હતાં, પણ ગેરીબાલ્ડી આખર સુધી પોતાની જીંદગીની પરવા રાખ્યા વિના સાથીઓને મદદ આપતો રહ્યો. લુઇસનો પતો મળવાની આશા રહી નહીં ત્યારે બીજાઓ તરફ પોતાનું ધ્યાન ખેંચ્યું. ભિન્ન ભિન્ન વસ્તુઓને આધારે તેઓ તરી રહ્યા હતા તેમની પાસે પહોંચીને મોટા અવાજે બધાને ધીરજ આપતો પાણીનાં મોજાંઓમાંથી રસ્તો કાપતો કિનારે પહોંચ્યો. ત્યાં પહોંચતાંજ લુઈસ માટે પૂછપાછ કરી પણ પત્તો મળ્યો નહીં. પત્તા વગરનાનો પત્તો કોણ આપે ? તે એવી જગાએ પહોંચી ગયો હતો કે જ્યાં જનારનો પત્તો મળતો જ નથી. ગેરીબાલ્ડી તે શોકગ્રસ્ત હતો એટલામાં તેનો વહાલો મિત્ર મતરદ હજુ કિનારે નહીં પહોંચ્યાનો ખ્યાલ આવવાથી દરિયા તરફ દૃષ્ટિ કરી જોયું તો તેને તરતો આવતો જોયો. સમુદ્રનાં મોજાંના જોસથી જે તખ્તનો તેણે આશરો લીધો હતો તે છૂટી ગયો હતો, અને તેના તરવાની ઢબથી બહુ થાક ને નિરાશાનાં ચિન્હો જણાતાં હતાં. પંડે ગેરીબાલ્ડી જે તખ્તાને આધારે કિનારે આવ્યો હતો તેને ધક્કો મારી તે સાથે પોતે સમુદ્રમાં કુદી પડયો અને એક મિનિટમાં મતરદ પાસે આવી પહોંચતાં તે પકડીલે એવી આશાથી પોતાના તખ્તાને તેની તરફ ધકો મારી બોલ્યો કે, ધૈર્ય રાખજે, હું તને બચાવવા આવી પહોંચ્યો છું. તેજ પળે તે બુડયો ને અદૃશ્ય થયો. જેનું મૃત્યુ આવી પહોંચ્યું હોય તેનો બચાવ કરવા મનુષ્ય શક્તિવાન નથી. ગેરીબાલ્ડીએ તેને બુડતો જોયો કે તરતજ તે જગાપર ડુબકી મારી, પણ મતરદની કંઇ પણ નિશાની મળી નહીં. ઉપર આવી કદાચ ઉભરી આવે એવી આશાથી જોયું પણ કંઇ પત્તો લાગ્યો

નહીં, તોપણ ફરી ડુબકી મારી ને પાછો ઉપર આવ્યો. બહુ પોકાર કર્યા પણ ત્યાં કોણ સાંભળે છે? મતરદ તો સ્વર્ગવાસીઓના લીસ્ટમાં દાખલ થઇ ચુકયો હતો. પોતાના વહાલા દેશથી દેશનિકાલ થયેલ છતાં એક બીજી પ્રજાની સ્વતંત્રતાની રક્ષા કરતાં કરતાં બંને બહાદુર ઇટાલિયન મૃત્યુને આધીન થયા. બંને સાથે તેને સગા ભાઇઓમાં હોય તેવી પ્રીતિ હતી. એકજ દીવસમાં તે બંનેને ગુમાવ્યા તેથી તેની નજરમાં સંસાર સૂનો જણાવા લાગ્યો, આંખમાંથી ટપટપ આંસું પડવા લાગ્યાં. આવી ભયંકર સ્થિતિમાં પોતાની જાન બચી તે માટે ઇશ્વરનો ઉપકાર માનવાને વખતે ગેરીબાલ્ડી બંને બહાદુર સાથીઓના મૃત્યુ ઉપર અફસોસ કરતો બંને ઘૂંટણ ઉપર ગરદન ઝુકાવીને પોકે પોક રડયો. રડવાથી હૃદય જરા ખાલી થતાં બાકી રહેલા સાથીઓને આશ્વાસન આપવા લાગ્યો. વહાણમાં તેની સાથે બહુ ઇટાલીયન હતા, પણ અફસોસ કે એકે બચ્યો નહીં. મરનાર બધાનાં નામો તેણે પોતાના જીવન ચરિત્રમાં લખેલ છે, પણ એકનું નામ ભૂલી ગયો છે તે માટે બહુ અફસોસ જાહેર કરીને તે ભુલ માટે પોતાના દેશ પાસે માફી મળવા અરજ કરી છે. ગેરીબાલ્ડી સિવાય જેટલા સારા સારા તારા હતા તે બધા તે દિવસ પોતાના દેશથી એટલા બધા દૂરના મુલકમાં બીજી કોમની સ્વતંત્રતા માટે લડતાં આવા ત્રાસદાયક મોતના ભોગ થયા. તેણે રડતાં રડતાં કોઇ બીજાનો રડવાનો સ્વર સાંભળ્યો, તેથી જાણે સ્વપ્નાથી જાગ્યો હોય તેમ ભયભીત થઇને જુએછે તો તેના સાથીઓની ટાઢને લીધે દુર્દશા હતી. સમુદ્રથી બચ્યા પણ ટાઢનો કંઇ ઉપાય નજરે પડયો નહીં. બીજાની એવી દશા જોઇને પોતાને પણ ટાઢનો ખ્યાલ આવ્યો. એક બ્રાંડીનું પીપ ઘસડાતું ઘસડાતું કિનારે આવી પહોંચ્યું હતું તે ઉંચકીને ઉઘાડવા લાગ્યા. ઉઘાડતાં ઉઘાડતાં એટલા બધા સુમસામ થઈ ગયા કે જો એક મીનીટ વધારે થોભતે તો બધા ત્યાંજ મરી જાત. ગેરીબાલ્ડીને ત્યાંથી નાસીજવા સિવાય બીજો રસ્તો જણાયો નહીં તેથી બધાએ નાસવા માંડયું. પાણીની મુસીબતથી

થાકી ગયેલા મૃત્યુના જડબાથી છૂટ્યા તો કિનારાપર પણ મોતે દર્શન દીધાં. ત્યાંથી નાસતાં ચાર માઇલ ચાલ્યા ત્યારે એક ઘર આવ્યું, તેમાં માબાપ ને છોકરો એમ ત્રણ જીવ હતા. આવા વિશાળ જંગલમાં તેમણે એક ઝુપડું બનાવેલું હતું. તેમણે ગેરીબાલ્ડી વગેરેને આવકાર દીધો તથા સારી પરોણાચાકરી કરી.

જે વહાણમાં ગેરીબાલ્ડી હતો તેની તો આ દશા થઇ, પણ બીજું વહાણ તોફાનથી બચી ગયું, અને દુશ્મનોના હાથમાં આવી ગયું. તે વહાણ ઉપર કમાંડર હતો. ગેરીબાલ્ડીએ એ બહાદુર પુરૂષની બહુ પ્રશંસા કરી છે. તે સ.રા ખાનદાન કુટુંબનો, દ્રવ્યવાન, શૂરવીર અને શુદ્ધ આચરણવાન હતો. તેણે પોતાની લાયકાત, પોતાનું દ્રવ્ય, પોતાની અક્કલ અને પોતાનું સર્વસ્વ આ સ્વતંત્રતાની લડાઈમાં તે ન્હાના સરખા સ્વતંત્ર રાજ્યને અર્પણ કર્યું હતું.

---

## વીવાહ.

ગેરીબાલ્ડી પોતાના જીવન ચરિત્રમાં લખે છે કે " હું હમેશાં 'વિવાહ કરવાથી વિરૂધ હતો, કારણ મારી જીંદગીની નેમ જે' 'મેં ધારી હતી તે સિદ્ધ કરવાના વર્તનમાં બાલકોના પિતા થવું.' 'પત્નિની સંભાળ લેવી ને કુટુંબના ભરણ પોષણની ફિકરના ભો-' 'ક્તા થવું, એ મારા માટે મુશ્કેલ, બલકે અશકય હતું. મારી' 'જીંદગી માટે તે વાતો લાયક નહીં હોવાથી મેં પહેલાં પ્રેમની નિ-' 'રાશા વખતે કદીપણ નહીં પરણવા અને લગ્નની ચિંતાઓ અને' 'કુટુંબ કબિલાનો બોજો વહન નહીં કરવા ઇરાદો કર્યો હતો. પણ' 'જ્યારે મારા સર્વે મિત્રો આ નવી આફતમાં મોતને સ્વાધીન થ-' 'યા, કોઇપણ મિત્ર મારૂં ધૈર્ય વૃદ્ધિગંત કરવા, એકાંતમાં મને' 'આશ્વાસ ન આપવા, મારી ગુહ્ય વાતો સાંભળવા કે મારી ગમ' 'ખ્વારીમાં ભાગ લેવા બચ્યો નહીં. આવી સ્થિતિ મારી જાતને' 'મહાન સંકટ રૂપ માલમ પડી. પરદેશમાં આવી મુસીબતોથી' 'ભરેલી જીંદગીમાં એવા મિત્રની હાજરી મારા માટે આશિર્વાદ' 'રૂપ હતી અને તેવા મિત્રની ગેરહાજરી અતિશય કમનસીબી હ-'

'તી એ ચિંતામાં હું ઉદાસ રહેવા લાગ્યો અને પહેલાં બહુ સુ-'
'શકેલી છતાં પણ દિવસો હસીખુશીમાં પસાર થતા હતા તે'
'હવે ભયંકર દેખાવા લાગ્યા, લુઇસને મતરહની છબીઓ આવીને'
'મારી સન્મુખ ઉભી થતી રહેતી અને મને ફિકર તથા દિલગીરી'
'માં ડુબાવી દેતી હતી તેવા સમયમાં મને કોઇ સ્ત્રીને, મારી બા-'
'કી રહેલી જીંદગીની સાથી કરવાનો વિચાર થયો."

ગેરીબાલ્ડીના ખ્યાલ સ્ત્રીઓ માટે હમેશાં માન ને મોટાઇ ભરેલા હતા. એક ઠેકાણે તે લખેછે કે "પરમેશ્વરે પેદા કરેલી ચી-'
'જોમાં સ્ત્રીઓ પણ ખાસ સુજાયલી છે અને મનુષ્ય તેને માનવંત'
'સમજે તેવી યોગ્યતા યુક્ત છે." એવા વિચારોમાં ગેરીબાલ્ડી પો-'
તાના વહાણ ઉપર બેઠો હતો, અને દુરબીનથી સામે કિનારા તરફ થો-ડાં ઘર હતાં ત્યાં નજર કરી જોતો હતો એટલામાં એક ખુબસુરત યુ-વાન સ્ત્રી ઉપર તેની દૃષ્ટિ પડી. તેણીના મનોહર ચહેરાએ લોહચુંબકની પેઠે ગેરીબાલ્ડીના હૃદયપર અસર કરી પોતા તરફ ખેંચી લીધું. વહાણ ઉપર બેઠે બેઠે જ તે યુવતી સાથે પરણવાનો ઇરાદો ગેરીબાલ્ડીએ કર્યો. તેજ વખત વહાણને કિનારે લઇ જવા હુકમ કર્યો ને કિનારેથી પંડે ઉતરી ગામમાં ગયો. ત્યાં પોતે દૂરથી જોયેલી પ્રિયતમાની શોધ કરી રહ્યો હતો એટલામાં તેનો એક જુનો ઓળખીતો મળી આવ્યો. તે તેને કાફી પાવા પોતાને ઘેર તેડી ગયો. તે ઘરમાં પેસતાંજ જેની શોધમાં પોતે વહાણ ઉપરથી આવ્યો હતો તે સ્ત્રીપર પહેલી નજર પડી. તે યુવતી પણ આપણા બહાદુર નાયકનો ચહેરો જાણે લાંબા વખતનો પરિચિત હોય તેમ તાકીને જોવા લાગી. તારામૈત્રક થતાંજ પરસ્પર પ્રેમની ગાંઠ બંધાણી અને થોડી મિનિટ એક બીજાને નિહાળતાંજ રહ્યા. ગેરીબાલ્ડીએ પોતાના સિપાઇગિરિના સાદાપણા-થી તરતજ તેણીના હાથની માંગણી કરી જે તેજ વખત મંજુર થઇ. બસ પછી બીજું શું જોઇતું હતું. તે ગેરીબાલ્ડીની વહાલી ઇન્ટા જીવતી રહી ત્યાં સુધી તેની સાથેજ રહી. જમીન ઉપરની લડાઇમાં ને પા-ણી ઉપરના વિગ્રહમાં તેણીએ કદી ગેરીબાલ્ડીનો સાથ છોડયો નહીં.

## બીજી દરીઆઇ લડાઇઓ.

પોતાની નવી વિવાહિતા સ્ત્રીને લઇને 'હનીમુનનું' સુખ ભોગવવા જાય એટલી ફુરસદ ગેરીબાલ્ડીની ફરજોમાંથી મળી શકે તેમ નહોતું. સમુદ્ર અને વહાણ તેના માટે હનીમુન ભોગવવાના સ્થાનો હતા. લગ્ન થઇ ચૂકયું કે તરત ત્યાંની સરકારે ગેરીબાલ્ડીને વહાણો લઈ જઇ શત્રુના વેપારને નુકસાન પહોંચાડવા હુકમ કર્યો. તેના હાથ નીચે નહાનાં નહાનાં ત્રણ વહાણ હતાં, જેમના ઉપર જુજ લડાઇનો સામાન હતો પણ તેની હાજરી માત્ર બધાં કાર્યોને પહોંચી વળવા માટે બસ હતી. સમુદ્રના મુખ ઉપર શત્રુનો દરિઆઇ કાફલો પડેલો હતો તેથી રસ્તો મળવો અશકય હતો, પણ ગેરીબાલ્ડી કંઇ ચીજ અશકય સમજતો નહીં. મધ્ય રાત્રે ગુપચુપ શત્રુનાં કાફલામાંથી પસાર થઇને ખુલ્લા સમુદ્રમાં પહોંચ્યો. ત્યાં શત્રુના વહાણ લૂંટીને તે પોતાને સ્વાધીન લીધાં. વિશેષ મુશ્કેલી એ હતી કે પહેલાં તો ફક્ત લડાઇનોજ વિચાર તેને રહેતો હતો, પણ હવે તો હરવખત એ પણ ચિંતા હતી કે તેની જીંદગીની સાથી તેની પ્રાણપ્રિયા તેની સાથે છે. ઘણીવાર તેણીને જમીન ઉપર ઉતરી જવા સમજાવવામાં આવી પણ જે માનુનીએ ગેરીબાલ્ડીને પોતાનો પતિ બનાવ્યો હતો એવા બહાદુર નરરત્ન સાથે પત્ની તરીકેના નિકટ સંબંધથી જોડાઈ હતી તેને પોતાના ભરથારને ભયમાં મુકી પોતે નિર્ભય સ્થાનમાં જવાનું કેમ પસંદ પડી શકે? ઇન્ટા બરાબર પોતાના પતિ સાથે રહી. નહિ કે ફક્ત તેનું મન મનાવતી કે મન સાચવતી હતી, પણ તેને ખુશી રાખતી હતી, બલકે વહાણ હંકારવામાં ને દરિઆઈ લડાઇમાં બરાબર સાથે રહીને મદદ કરતી હતી. ગેરીબાલ્ડીએ શત્રુનાં ત્રણ વહાણો પકડી લીધાં પછી તેના મનમાં એવો ભાસ થયો કે સેંટ કેથેરાઇનના બંદરમાં કંઇ ગડ-

---

૧ યુરોપિયન લોકોમાં એવો રિવાજ છે કે લગ્ન થતાંજ પતિ પત્ની કોઈ હવા ખાવાને સ્થળે જાય અને ત્યાં થોડો વખત રહી આનંદ ભોગવે તેને હનીમુન કહે છે.

બડાટ ચાલે છે માટે ત્યાં જવું જોઇએ. તેનું જીવન ચરિત્ર લખનાર લખે છે કે " ઘણીવાર તેના અંતઃકરણમાં એવા સ્વરો સંભળાતા કે જેથી તેને આગામી ભયોનું જ્ઞાન થતું હતું. " ઉચ્ચ પ્રકારની નીતિના જીવનની પવિત્રતા, હેતુની શુદ્ધતા, અગમ દૃષ્ટિ અને દુરંદેશીમાં તે પોતાના સમકાલીન લોકો અને સાથીઓ કરતાં બહુ ચડીઆતો હતો. ઘણીવાર તે એટલી દૂર દૃષ્ટિ દોડાવતો કે લોકો તેના ડહાપણ માટે આશ્ચર્યમાં ગરકાવ થઇ હેરત પામી જતા. ગેરીબાલ્ડીએ વહાણુને કેથેરાઇન બંદર તરફ ચલાવવા હુકમ કર્યો. તેની નજીક પહોંચતાં પહેલાં રાત્રીના અંધારામાં એક વહાણ તો જુદું પડી ગયું, બાકી બે પોતાનાં ને ત્રણ લૂંટેલાં શત્રુનાં વહાણ રહી ગયા. બંદરની સમીપે શત્રુનો કાફલો નજરે પડયો. લૂંટેલા બે વહાણુના ખલાસીઓ તો એકદમ હિંમત હારી ગયા તેથી તે બે વહાણ તો શત્રુના હાથમાં જઈ પડયાં, બાકી લૂંટેલા એક વહાણને ગેરીબાલ્ડીનો એક સાથી અત્યંત હુંશીઆરીથી કલ્ટયુબાના બંદર તરફ લઇ ગયો. ગેરીબાલ્ડીની સાથે જે બીજું વહાણ નામે સીચુલ હતું તેને આ નાની સરખી લડાઇમાં બહુ નુકસાન પહોંચ્યું. રૂતુ તોફાની હતી સમુદ્રમાં મોજાં ઉછળી રહ્યાં હતાં, પોતે એકલા આવા સમુદ્રમાં રહેવું વ્યાજબી નહીં ધારીને તેણે તે બંદર તરફ સુકાન ફેરવ્યું. ત્યાં પહોંચીને સીચુલના હથિયારો ઉતારી તોપો ને બંદુકો કિનારે મુકી, ને ત્યાંથી શત્રુ ઉપર ગોળી બાર કરવાની સૂચના કરી. કારણ શત્રુ જરૂર પુંઠ પકડશે એવી ધાસ્તી હતી, એટલામાં દુશ્મન આવી પહોંચ્યો ને લડાઈ શરૂ થઈ. મુકાબલામાં એક તરફ મોટા રાજ્યનો જબરદસ્ત કાફલો અને બીજી તરફ જેના ઉપર લડાઇનાં હથીઆરો પણ પૂરતાં નહીં એવું એક નહાનું સરખું વહાણ, વળી ગેરીબાલ્ડીની પત્ની પણ તેજ વહાણમાં હતી. પાંચ કલાક સુધી ગોળી બાર બહુ જોરથી ચાલતો રહ્યો. આ આશ્ચર્ય કારક મુકાબલામાં ગેરીબાલ્ડી તો જાણે ચમત્કારજ કરતો રહ્યો, જરા પણ નિરાશ થયો નહીં. ઇન્ટા પણ તેની સમીપે હાજર રહી બરાબર

ગોળી ચલાવતી રહી. પેલી તરફથી કિનારાના ગોળીબારે બહુ મદદ કરી, તેમાં દુશ્મનના કાફલાનો કમાંડર હિંમત હાર્યો ને પાછો ફર્યો. ચાલતી લડાઇમાં એક ગોળીની ચોટથી એક ખલાસી અને ઇન્ટા બંને પડી ગયા, તે વખતે ગેરીબાલ્ડીએ જાણ્યું કે સ્ત્રી મરી ગઈ!! પણ પરમાત્માની કૃપાથી તેની પત્નીને જરા પણ ચોટ લાગી નહીં. ગોળી તેની પાસેથી થઇને નીકળી ગઇ હતી તેની હવાના ધક્કાથી તે પડી ગઇ હતી. ગેરીબાલ્ડીએ તેણીને જમીન ઉપર ઉતરી જઇ આ જોખમથી પોતાની જાન બચાવવા બહુ વિનંતિ કરી, પણ તેણીએ તે માન્યું નહીં. જોકે કિનારા ઉપર ગઇ પણ તે વહાણ છોડી ઘેર જવાના ઇરાદાથી નહોતી ગઇ પણ જે બીકણ ખલાસીઓ ધાસ્તીને લીધે વહાણમાં આવતા નહોતા ને કિનારે રહી ગયા હતા, તેમને તેડી આવવાની ધારણાથી ગઇ હતી. ત્રણ ખલાસીઓને શરમાવીને પોતાની સાથે લઇ આવી. બીજે દિવસે શત્રુ પાછો આવ્યો નહીં.તેથી ગેરીબાલ્ડીએ બંદરમાં જવાનો ઈરાદો કીધો. હજુ પહોંચ્યો નહોતો એટલામાં શત્રુએ તેની પુંઠમાં દેખાવ દીધો. તેમાં બહુ મુશ્કેલીથી બંદરમાં પહોંચ્યા ને કિનારે ઉતરી જોયું તો ત્યાંની હાલત બહુ વિચિત્ર જોવામાં આવી. ત્યાંના રહેવાસીઓ બળવો કરવા તૈયાર હતા ને જુદી જુદી કોમના સિપાઇઓ એકત્ર થઇ જઇને શહેરને હંફાવી રહ્યા હતા. શહેર અમીરડીએ પહેલાં બળવાનો વાવટો ફરકાવ્યો ને લશ્કરને શહેરથી બહાર હાંકી મુકયું. તે વખતે ગેરીબાલ્ડીને તેના જનરલ તરફથી શહેર સર કરીને લૂંટી લેવાનો હુકમ મળ્યો. ગેરીબાલ્ડી અને પહેલા હુકમને અમલમાં મુકયો પણ બીજો હુકમ અટકાવવા પોતાની જીંદગીને જોખમે બહુ પ્રયત્નો કર્યા, પણ એ કે ફળિભૂત થયો નહીં ને લશ્કરે શહેરને ફક્ત લૂંટી લીધું, એટલુંજ નહીં પણ બહુ શરમ ભરેલા ગુનાહો કર્યા. આ કામથી તે પરવાર્યો કે તરતજ ખબર મળી કે રાજાનું લશ્કર સંખ્યાબંધ આવી રહેલું છે. સામેથી જેમાં ૨૨ લશ્કરી વહાણો હતાં એવો શત્રુનો દરીઆઈ કાફલો આવી પહોંચ્યો. કયાં આવડું મોટું જબરદસ્ત

લશ્કર અને ક્યાં ગેરીબાલ્ડીની નહાની ભાગી તૂટી હોડીઓ ! ! ! ગેરીબાલ્ડીએ પોતાના જનરલને ખબર આપી કે જે જગાએ દુશ્મનની બંને ફોજો આવી મળવા ચહાય છે તે જગાનું રક્ષણ કરવું જોઇએ. તે ઉપરથી જનરલે વ્યાજબી હુકમો ફેરવ્યા પણ સિપાઇઓ વખતસર ત્યાં પહોંચ્યા નહીં અને તે અમૂલ્ય જગા રક્ષણ વિના રહી ગઇ. પછી ગેરીબાલ્ડી પોતાના વહાણ તરફ નજર કરી જુએ છે તો પોતાની ધૈર્યવંત બહાદુર સ્ત્રીએ પહેલાંથીજ લડાઇ શરૂ કરી દીધી છે. એક તોપ ઉપર બેસીને પોતે પોતાના હાથથી તેમાં દારૂ ભરે છે અને બધી બાજુએ હુકમો આપી રહી છે. મધુર વાણી, બહાદુરી ને શૂરવીરતાથી પોતાના સાથીઓની હિંમત બમણી કરી રહી હતી. તે લડાઇએ બહુ ભયંકર રૂપ પકડયું, બંને બાજુનાં વહાણો એટલાં નજીક આવી પહોંચ્યાં કે હરપળે અથડાવાની ધાસ્તી રહેતી હતી. બંને તરફથી આગ વરસી રહી હતી સઘળી દુનીઆં અને તેના પદાર્થોથી બેફિકરપણે બંને પક્ષના સિપાઇઓ પરસ્પર લોહીના તરસ્યા ભયંકર રીતે ગોળી ચલાવી રહ્યા હતા. ગેરીબાલ્ડીના સાથીઓ જ્યારે દુશ્મનની ગોળી આવતી ત્યારે સુઇ જતા, અને તે ગોળીઓ ઉપરથી પસાર થઇ જતી ત્યારે તુરતજ ઊભા થઇને બંદુકો ચલાવતા હતા. પણ બહાદુર ઇન્ટા તો જાણે જીંદગીથી બીલકુલ બેપરવા હોય તેમ માથું ઊંચું રાખીને તેવીજ રીતે ઊભી રહી હતી. ગેરીબાલ્ડી જોકે ગાંડા માણસની પેઠે ઝનુનથી લડતો હતો, પણ ઇન્ટા તરફની તેને બહુ ચિંતા હતી. તેણીને જમીન ઉપર મોકલવાનો બીજો કોઇ પણ ઇલાજ નહીં ફળિભૂત થયો ત્યારે તેણે એક યુક્તિ શોધી કહાડી, તેણીને સમજાવી કે તે પોતે જનરલની પાસે જઇને મદદ માટે અરજ કરે અને તેનો જવાબ કોઇ માણસ મારફત મોકલી પોતે ત્યાં રહે. પણ તે ક્યાં ભુલાવો ખાય તેવી હતી ! તે સ્ત્રી એક જાદુઇ શક્તી હતી ! જનરલ પાસે જઇને તુરતજ જવાબ લઇ પાછી આવી. જનરલે હુકમ દીધો કે મુકાબલો અશક્ય છે માટે બચેલા હથીઆરો ને ઓજારો પહેલાં જમીન ઉપર પહોંચાડી વહાણોને

સળગાવી મુકવાં જોઇએ. આ લડાઇમાં યમરાજાએ પોતાના હાથ ખૂબ રંગ્યા, બંને પક્ષોના બહુ જાન યમને દ્વાર પહોંચ્યા. જોન ગ્રેગ પણ આ લડાઇમાં માર્યો ગયો. હવે ઇન્ટાએ જનરલના હુકમને અમલમાં મુકવા શરૂઆત કરી. પંડે વહાણ ઉપરથી હથીઆર વગેરે મછવાઓમાં મુકાવી, તે કિનારે લઇ જઇ ઉતારીને પાછી આવતી હતી. મછવાના ખલાસીઓ જાન બચાવવા સારૂ ચતા સુઇ જતા હતા પણ મગરૂર ઇન્ટા પોતાની ખૂબસુરતી, અદ્વિતીય શૂરવીરતા અને પ્રવીણતાથી સરૂ (ઝાડનું નામ) ના થડની માફક બેઠી રહી આસપાસના બધા માણસોનાં અંતઃકરણને ખેંચી રહેલી હતી. જ્યાં ખુબસુરત સ્ત્રી આવી હિંમત અને આટલી શક્તિનો પુરાવો આપે, ત્યાં પુરૂષો માટે તો શું કહેવું હોય ? ગેરીબાલ્ડીના માણસોમાંથી બે તૃતિયાંશ માણસો તો હિંમત હારી ગયા હતા, છતાં પણ તે પોતે તો લડાઇની ઝુંબેસમાં મચ્યો રહ્યો, એક પળને માટે પણ મેદાનથી પાછો હઠ્યો નહીં, બરાબર આગળ વધીને લડતો રહ્યો. તેનો તથા તેની આશ્ચર્યજનક હેરત પમાડનારી સ્ત્રીનો વાળ પણ વાંકો થયો નહીં. ઇશ્વરનો તેના ઉપર હાથ હતો. જાણે પરમાત્માએ નિર્માણ કર્યું હોય કે દક્ષિણ અમેરિકામાં લડાઇનો અનુભવ મેળવી, મોટી નામના કરી, ધાસ્તી ફેલાવીને ખુબસુરત ઇટાલીનો આ જવાંમર્દ વફાદાર પુત્ર પોતાની માતાને પરદેશીઓના પંજાથી છોડવીને સ્વતંત્ર બનાવે. ગેરીબાલ્ડીને સર્વથી વધારે અફસોસ જોનગ્રેગના મૃત્યુનો હતો. એ જવાન માણસ ઉચ્ચ ખાનદાનનો સંતાન હતો, મોટી દોલતનો માલીક હતો અને બધી દોલત, માલ, મીલકત, આરામ, સુખ છોડીને પ્રજાની સેવા કરવા માટે આવ્યો હતો. તે સંકટમાં પડેલી કોમની સ્વતંત્રતા મેળવવા માટે લડવામાં અભિમાન સમજતો હતો, પોતાની બધી દોલત તેણે આવા કામમાં વાપરી દીધી હતી. મરવાથી થોડા દિવસ પહેલાં તેને ઉત્તર અમેરિકા કે જ્યાંનો તે રહેવાસી હતો ત્યાંથી તેના બહુ દ્રવ્યવાન સગાઓ તરફથી તેની સઘળી દોલત આપવાની

લાલચ બતાવીને બોલાવવામાં આવ્યો હતો, પણ તે બહાદુર એગે પાછા જવાની ઇછા કરી નહોતી, ને આખરે લડતાં લડતાં માર્યો ગયો. શત્રુની ગોળી તેના શરીરમાંથી આરપાર નીકળી ગઇ ને તેનું અરધું ધડ ઉપરના ધડ અને માથાથી જુદું થઇ ગયું. ગેરીબાલ્ડીએ જયારે જોયું ત્યારે જાણે એક પૂતળું ઉભું હોય તેવી રીતે અડધું ધડ ઉભું હતું. ચહેરામાં લડાઇનો જુસ્સો માલમ પડતો હતો અને રતાશ ઉપર તરી આવી હતી. બહાદુરો એવી રીતેજ મરે છે અને તેની માતાઓ એવા મૃત્યુને માટેજ તેમને પયપાન કરાવે છે. ક્ષત્રિઆણીનું દુધ પીધું હોય તે નકામું જતું નથી એ વાત સત્ય છે. તે મોક્ષે સિધાવ્યા પછી થોડે દિવસે ઉત્તર અમેરિકાથી તેના એક બીજા સગાનો પત્ર તેના નામ પર આવ્યો તેમાં તેનો એક બીજો સગો બહુ ભારી કિંમતની જાગીર તેને માટે મુકી મરી ગયો છે તેની ખબર આપીને તેને ત્યાં બોલાવવામાં આવ્યો હતો. તેનાં સગાઓ કયાં જાણતા હતા કે એગ તો કયારનોએ [1]સહીદ થઇ ચુકયો હતો અને તેને આ દુનિઆની દોલતના વારસાની જરૂર નહોતી રહી.

જયારે બાકીનો લડાઇનો સામાન, હથીઆરને બચી ગએલા માણસો મછવાઓ ઉપર સ્વાર થઇ ગયા, તે વખતે ગેરીબાલ્ડીએ પોતાના વહાણને સળગાવી મુકયું. જે લડતાં માર્યા ગયા અને એવા કટ્ટા દુશ્મન સાથે મુકાબલો કરતાં વહાણને બચાવ્યું હતું તે બહાદુર નરો એવી ક્રિયાથી એવું મૃત્યુ મેળવવા ભાગ્યશાળી થયા હતા કે જેને માટે શૂરવીરો ઇંતેજાર રહે છે.

જોત જોતામાં સઘળું બળી ખાક થઇ ગયું, ને ગેરીબાલ્ડી પોતાના બાકી રહેલા સાથીઓ અને પોતાની બહાદુર સ્રીને લઇને પાછો રીઓગ્રેન્ડ તરફ રવાના થયો.

---

૧ ધાર્મિક કૃત્યમાં પોતાની જીંદગી આપે ને તેમાં માર્યો જાય તે. ધર્મનું રક્ષણ કરતા દેશનો ઉદ્ધાર કરવા વગરે સારાં કાર્યમાં મોત થાય તે.

## જંગલની મુસાફરી.

પાછલા દિવસોની લડાઇઓથી થાકીપાકી ગયેલો બહાદુર ગેરીબાલ્ડી પોતાના થોડા ઘણા બચી ગએલા સાથીઓને સાથે લઇ પોતાની પ્રીયા સાથે, રણક્ષેત્રમાંથી નાસીને દક્ષિણ અમેરિકાના પહાડી જંગલોમાંથી રસ્તો કાપતો પોતાના જનરલ તરફ જતો હતો. તે વખતે પોતાના મનમાં તે બડબડતો હતો કે—જોકે મારા સાથીઓ મરી ગયા પણ તેમાં શું થયું? તે બધા શૂરવીરતા બતાવીને સામે પગલે સ્વર્ગવાસી થયા છે. જો કે મારો પરાજય થયો છે પણ તેથી શું ? ખૂબ લડીને આખરે જનરલના હુકમથી મેદાન મુકયું છે. જોકે મને બહુ તકલીફ ભોગવવી પડી પણ તેમાં શું ? મારો જન્મજ તેવી તકલીફો ભોગવવા માટે છે. મારા શરીરપરનાં લુગડાં શિવાય મારી પાસે બીજાં કપડાં કે માલ મીલક્ત કે ધન દોલત નથી પણ તેમાં શું હરકત છે ? મારી તલવારને બંદુક મારી સાથે છે એજ મારી મીલક્ત છે. મારી સદ્બુદ્ધિ મારા મનની માલિક મારી સાથે છે. મારી કદીપણ ઓછી નહીં થનારી દોલત મારા જીવને આશ્વાસન આપનારી મારી પવિત્ર પત્ની હમેશાં મારી સાથે છે. મને મારા લશ્કરના જે યોદ્ધાઓ લડતાં લડતાં સ્વર્ગીય થયા છે તેમને માટે અભિમાન છે, અને હું પોતે બહુ લડયો તે માટે મારી જાતનો પણ મને અભિમાન છે. પણ જેણે કદી મારો સાથ છોડયો નથી, પુરૂષો કરતાં પણ વધારે શૂરવીરતાનો પુરાવો આપ્યો છે અને લડાઇને એક બાલકના ખેલ જેવી સમજીને તેમાંજ આનંદ માની રહેલી મારી બહાદુર સ્ત્રી માટે મને સૌથી વધારે અભિમાન છે. જોકે મને આ રાજ્ય તરફથી કાંઇ પગાર મળતો નથી, તેમ તેનાથી બીજી કોઇ પ્રકારની આશા પણ નથી, છતાં હું ને મારી પત્ની એક સંકટ સહન કરેલી દુઃખી પ્રજાને મદદ કરી રહ્યાં છીએ, સ્વતંત્રતા મેળવવા જુલમગારની સામે લડી રહ્યાં છીએ. ઇનસાફ અને હકને માટે જોરૂ જુલમ ને હટાવવા લડાઈ કરીએ છીએ, એથી મારા મનને આશ્વાસન મળે છે. કેટલી મોટી ઉદારતા ? આવા વિચાર વાળા મા-

માણસને કુદરત પોતાના આવેશી પણામાં (સદા આકારમાં) પણ બહુ રળિઆમણી ને મનોરંજક લાગે છે. ખુનખાર લોહીના તરસ્યા પશુઓના નાદ ભય ઉત્પન્ન કરવાને બદલે ઇશ્વરનો પ્રભાવ હૃદયમાં અંકિત કરાવે છે. જાનવરોની હીલચાલ ખેલની માફક નજરે પડે છે. જંગલોની હરિયાળી, ભિન્ન ભિન્ન પ્રકારના રંગ બે રંગી ફૂલો, વિવિધ પ્રકારના વૃક્ષો જાણે કોઇ મેળાને માટે કુદરતે પોતાની દુકાન શણગારી હોય એવો ભાવ પેદા કરાવે છે. તે કુદરતી દુકાનના માલીકની ઉત્કૃષ્ટતા અને શક્તિઓનો પ્રભાવ અતઃકરણમાં જામતો જાય છે. નજરો ને ટાઢક, મનને શાંતિ, આવે શોનું દબાઇ જવું વગેરે થયા કરે છે. સારંગી તાઉસ હારમોનિયમ, સતાર પીયાનો વગેરે મનુષ્ય શક્તિથી સરજાયલાં વિવિધ પ્રકારનાં વાજાં ને યંત્રો, પક્ષીના સ્વરો રૂપી કુદરતી વાજાંને યંત્રોના મુકાબલામાં કંઇ ગણત્રીમાં નથી મનુષ્યનાં ગાયન, મનુષ્ય રચિત રાગ રાગણીઓ, મનુષ્ય કૃતતાર વગેરને કુદરતની રાગ રાગણીઓ સાથે સરખાવતાં કંઇ બિસાતમાં નથી. ખુબસુરત ને નરમ ઘાસના બિછાના મખમલ ને બનાતની ગાદીઓ તરફના રાગનો નાશ કરાવે છે. જંગલના અનેક પ્રકારના રંગો ઘેરા, હલકા, ફીકા ચમકદાર સદા માણુસના બનાવેલા રંગોને ભુલાવી દે છે. જાનવરોની ચાલ, મોટા મોટા નટો ને કસરત બાજોની કસરતી ચાલાકી ને ઝપટને શરમાવી દે છે. સારાંશકે કુદરતનું કારખાનું નિર્મળ પુત્ર ને આનંદ જનક છે. નિખાલસ અંતઃકરણને કુદરતનું અરણ્ય આનંદ આપે છે. બેહદ જંગલ તેમાંથી પસારથનાર બહાદુર નિડર મનના માણુસને સુખકર નીવડે છે. શુદ્ધ મનના બહાદુર ગેરી બાલ્ડીને એ જંગલ રૂપ ભાસ્યું. બીજા કોઇ માટે મુસીબત અને સંકટ મય જણાતી આ મુસાફરી તેણે પોતાની પ્રીયાના સહવાસમાં બહુ હિંમત ને આનંદથી હાંશી ખુશીમાં પુરી કરી. પછી તેણે જમીનની લડાઇઓમાં ભાગ લેવાનો ઇરાદો કર્યો.

---

## જમીનની લડાઇઓ અને ગેરીબાલ્ડીની બહાદુર સ્ત્રી શત્રુના હાથમાં.

દરીઆઇ લડાઇ પૂરી થઇ અથવા ટુંક મુદત માટે મુલતવી રહી તો ગેરીબાલ્ડી જમીનની લડાઈમાં પોતાની અદ્વિતીય શૂરવીરતા અને યુદ્ધ કુશળતાના પૂરાવા આપવા લાગ્યો. જંગલની મુસાફરી પૂરી કરી તેનું લશ્કર રીઓગ્રાન્ડની હદમાં નજીક આવી પહોંચ્યું ત્યારે શત્રુ સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવી પહોંચ્યો કર્નલટેકસીરા ગેરીબાલ્ડીનો સરદાર હતો. જમીનની લડાઈઓમાં ગેરીબાલ્ડી સામાન્ય રીતે કોઈની સરદારી હેઠે કામ કરતો રહ્યો. પહેલીજ લડાઈમાં કમાંડરની ભુલથી તેની ફોજને બહુ નુકસાન ભોગવવું પડયું, પણ હજુ પૂર્ણ રીતે પરાજય થયો નહોતો તેવે પ્રસંગે તેણે આશ્ચર્યજનક અને હેરત પમાડનાર યુદ્ધ કુશળતાનો નમુનો દેખાડયો. જ્યારે તેનું લશ્કર બહુ નુકસાન ખમી ચૂકયું અને બાકી રહેલા પણ સમશેરને હવાલે થવાની તૈયારીમાં હતા તે વખતે તેણે પોતાના સાથીઓને ઉદ્દેશીને મોટે અવાજે કહ્યું કે "જેઓ પોતા ઉપર બા-'
'યલાપણાનો ડાઘ લગાડવા ચાહતા ન હોય અને જીંદગીથી બે'
'પરવા થઈને લડવા ઈછતા હોય તે બહાર નીકળી મારી સાથે'
'ચાલે." જે આવ્યા તેને સાથે લઇ એક ઉંચી જગ્યાએથી તેઓએ શત્રુ ઉપર આગ વરસાવવી શરૂ કરી. શત્રુ ઘણી વાર તેના ઉપર મોટી સંખ્યામાં ચડી આવ્યા પણ બહુ નુકસાની સાથે પાછા વળવું પડયું. તે બાર માણુસોની સામાન્ય શૂરવીરતા જોઈને બીજા કેટલાક માણુસો પણ તેમાં જઇ મળ્યા તોપણ તે સંખ્યા ૭૩ થી વધારે થઇ નહીં અને મુકાબલોતો સેંકડોને હજારોની સાથે કરતા હતા. આ ખુનખાર લડાઈમાં ગેરીબાલ્ડીની બહાદૂર પત્ની શત્રુઓના હાથમાં ગઈ. તેણે કેટલાક સીપાઇઓ જે બીજાઓથી આગળ વધી ગયા હતા તેમને સારૂ દારૂ લઈ જતી હતી, તે વખતે દુશ્મનના લશ્કરના બસો સવારોએ તેણીને ઘેરી લીધી. તે બહાદુર

(સ્ત્રી.) પોતાના ઘોડાને એડી મારીને જોત જોતામાં શત્રુના ઘેરામાંથી નીકળી ગઇ. તે જોઇને ક્રૂર શત્રુઓએ તેણીપર ગોળી ચલાવવી શરૂ કરી. તેમાં તેણીની ટોપી ઉડી ગઇ તથા માથાના કંઇ વાળ ખરી પડયા પણ કંઇ જખમ થયો નહીં. તેણીએ ઘોડાને બીજીવાર એડી મારીને પુર જોરથી નાસવા માંડયું, પણ દુશ્મનની બીજી ગોળી તેના ઘોડાને લાગીને તે પડી ગયો તેથી તે બિચારીને શત્રુઓએ પકડી લીધી. વિજય પામનાર કર્નલે તેણીને કહ્યું કે તારો પતીને તેના બધા સાથી લડાઇમાં માર્યા ગયા છે. તે સાંભળીને તેણીએ પોતાના પતીની લાસ શોધી કહાડવાની પરવાનગી માગી, તે મંજુર થતાંજ મડદાના ઢગલાઓમાં પોતાના પતીની લાસ શોધવા લાગી. તે કદાચ કંઇ જખમી થઇ પડયો હોય એવી આશામાં ચોતરફ મોટે અવાજે સાદ કરતી હતી ને બૂમો પાડતી હતી પણ કંઇ જવાબ મળ્યો નહીં. બહુ શોધ ખોળ પછી તેણીના મનમાં બહુ અફશોસ થયો અને તે ગમગીનીમાં પોતાની જાતનું ભાન ભુલી ગઇ. આખરે ગેરીબાલ્ડી આમાંથી બચીને જીવતો નીકળી જવાના ખબર તેણીને મળયા ત્યારે આ ધૈર્યવંત સ્ત્રી શત્રુઓના પંજામાંથી નીકળવાની યુક્તી યોજવા લાગી. જે મકાનમાં કેદ હતી તેની પાસે એક બીજું ઘર હતું. તેમાં કોઇ ઘરડી ડોસી રહેતી હતી. ઇનૃાએ તે ઘર ઉપર ચડી જઇ ડોસીની મદદ માગી. પોતાના પતીનો કોટ મળેલો હતો તે ડોસીને આપી તેના બદલામાં બીજા વસ્ત્રો લઇ રાત્રે જંગલનો રસ્તો લીધો. ભયાનક જંગલમાં ઠેક ઠેકાણે દુશ્મનો અને લોહીના તરસ્યા પશુઓ માલમ પડતા હતા, તે વચ્ચેથી આ નિરાધાર, સગર્ભા, કોઇપણ મિત્ર કે સહાયક વિનાની અબલાને પસાર થવાનું હતું. પણ તે સ્ત્રી અબલ! કયાં હતી? સાક્ષાત કાલીકા હતી. બિલકુલ ધાસ્તી વિના નિર્ભયપણે તે બિયામણા જંગલ પસાર કરતી જતી હતી, તેણીને લેગસ પહોંચવું હતું તે સાઠ મૈલ બાકી રહ્યું ત્યારે રસ્તામાં એક દયાળુ માણસે દયા લાવીને તેણીને ઘોડો આપ્યો, તે પર સવાર થઇને તેણી વીજળી વેગે જંગલનો રસ્તો કાપતી

ચાલી જતી હતી, એટલામાં એક નદી આડી આવી. વરસાદ મુશળધાર વરસી રહ્યો હતો, વીજળી ચમકી રહી હતી, અને ગર્જનાના કડાકા થઇ રહ્યા હતા. નદીની નજીક પહોંચતાંજ વીજળીના પ્રકાશથી શત્રુના સવારોના જોવામાં તે આવી. સવારો તરતજ તેની પાછળ પડયા. એકતો સ્ત્રી જાત, તેમાં આશ્ચર્યકારક એ કે ગર્ભવંતી હતી, આવા સખ્ત વરસાદમાં બહુ દૂરથી ભયંકર જંગલો ચીરતી આવીને યથેચ્છ સ્થળે પહોંચવાની અણીપર હતી ત્યારે આ મુશ્કેલી તેના સામે ખડી થઇ હતી, પણ તે બહાદૂર સ્ત્રી જરાપણ ગભરાઈ નહીં. જોકે નદીમાં બહુ જોરથી પૂર આવેલું હતું તો પણ તુરતજ ઘોડા ઉપરથી ઉતરી તેની લગામ પકડીને તેને નદીમાં નાખ્યો ને પોતે ચાળીશ, પચાશ કદમ પહોળી નદીને પેલે પાર પહોંચી. રસ્તામાં જંગલનાં બોર સિવાય કંઇ પણ ખાવાનું મળેલ નહીં હોવાથી ચાર દિવસની ભુખી ચોથે દિવસે લેગસ જઈ પહોંચી. ત્યાં પણ તેણીનો પતી મળયો નહીં. એક કાફીનો પ્યાલો પીને સવાર થઇને તેનો પતી લશ્કરમાં જે જગ્યાએ હતો ત્યાં જઇ પહોંચી. તેણીને પતી મળવાથી જે આનંદ થયો તેનું વર્ણન કરવું કલમની શક્તિથી બહાર છે.

પાછળ જેનું વર્ણન કરેલ છે તે લડાઇ પછી ગેરીબાલ્ડીનું લશ્કર લેગસ શહેરમાં આવી પહોંચ્યું હતું. એ શહેર પહેલાં રીપબ્લીક (પ્રજાસત્તાક રાજ્ય) ના પંજામાં આવી ગયું હતું પણ આ પરાજય ના ખબર સાંભળીને તેણે બળવો કર્યો હતો. ગેરીબાલ્ડીના લશ્કરને આ શહેરમાં દાખલ થતાં કેટલાક દિવસ પછી પેટ ભરીને ખાવાનું મળ્યું, અને તેઓ બહુ દિવસના અપવાસથી મુક્ત થઇ થોડા દીવસ આરામ લેવા ભાગ્ય શાળી થયા, ત્યારે સિપાઇઓએ પોતાને ઘેર જવા માંડયું. રાજાના લશ્કરની પેઠે અહીં કંઇ પગાર તો મળતો નહોતો. ફક્ત સ્વતંત્રતા માટે લડતા હતા તેને કોણ રોકી શકે ? લડાઇ વખતે તો તાબેદારી કરવા તૈયાર હતા પણ જ્યારે લડાઇ બંધ થઇ ત્યારે તે કોઇના તાબેદાર નહોતા. એ સમય માટે ગેરીબાલ્ડીએ બહુ અફસોસ જાહેર કરેલ છે અને લખ્યું છે કે "સ્વતંત્ર લશ્કરો-"

'માં આ એક મોટી ખામી છે. તે માટે કોલ કરાર કરવાનો બંદો-'
'બસ્ત થવો આવશ્ક છે તે વિના કોઇ પણ સ્વતંત્ર રાજ્ય પોતાની'
'સ્વતંત્રતા નિર્ભયપણે અને મકમ કે ચોકસ રીતે રાખી શકતું'
'નથી." થોડા દિવસ પછી રાજકીય લશ્કર સાથે બીજું યુદ્ધ થયું, તેમાં શત્રુની સંખ્યા ચાર હજાર પેદલ, ત્રણ હજાર સવાર ને બીજા કેટલાક સિપાઈ હતા; અને આ તરફ તેનો ચોથો ભાગ પણ નહોતો. એ લડાઇ બહુ લોહીલુહાણવાળી થઈ. શરૂઆતમાં તો ગેરીબાલ્ડીના લશ્કરને જીત મળી અને એક મોટું ધનવાન શહેર હાથ આવ્યું, પણ તે શહેરમાં પેસતાંજ લશ્કરે લૂટફાટ શરૂ કરી દીધી, અને દારૂ પીને અલમસ્ત થઇ ગયા. લૂંટ એકઠી કરી પોતપોતાને ઘેર જવા માંડયું, તેથી જ્યારે શત્રુ કુમક લઇને પાછા આવ્યા ત્યારે લડવા માટે કોઇ પણ તૈયાર થયા નહીં; નિશામાં ચકચુર પડયા હતા. તે સરદારનો સિપાઇઓને એકઠા કરવાનો પ્રયત્ન નિશ્ફળ નીવડયો. શત્રુએ તેમનો બહુનાશ કરવા સાથે શહેરથી બહાર કહાડી મુકયા. ગેરીબાલ્ડી સાથે ફક્ત ૪૦ માણસો રહી ગયા. તે હિંમતથી શત્રુ સામે ચાલ્યો આવ્યો. જેથી બાકીનું લશ્કર બીલાવીશતા પહોંચી ગયું. તે દિવસોમાં ગેરીબાલ્ડીની સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો. જે પુરૂષે પોતાની પાછલી ઉમરમાં પોતાના દેશને જુલમી અમલના પંજામાંથી છોડાવીને એક સ્વદેશી રાજાને અર્પણ કર્યો, જે જીવન પર્યંત રાજ્યોને પરાધીનતામાંથી મુક્ત કરી સ્વરાજ્યને બક્ષીસ કરતો રહ્યો, તેના ઘરમાં પહેલા પુત્રના જન્મ વખતે બહુ ગરીબી ને તંગ સ્થિતિ હતી. તે નવા જન્મેલા બાળકને કે તેની માને આપવા એક રૂમાલ પણ તે વખતે તેની પાસે નહોતો. લુગડું પણ ત્યાંથી કેટલેક દૂર એક શહેર હતું ત્યાં મળી શકે તેમ હતું, તે લેવા માટે તે ત્યાં ગયો. ત્યાંથી લૂગડું લઇને પાછો આવ્યો ત્યારે પાછળથી શત્રુ આવી પહોંચવાના ખબર મળ્યા. શત્રુએ તેના સાથીઓને નસાડી મુકયા હતા, અને તેની સુઆવડી સ્ત્રી ૧૨ દિવસના બાળકને ઘોડાના જીન ઉપર લઇને શત્રુથી નાસી જંગલમાં ભટકતી હતી.

ગેરીબાલ્ડીને તે વખતની એક એક પળ એક એક જમાના જેવડી મોટી લાગતી હતી. આખરે તે તેની સ્ત્રી અને તેના સાથીઓએ જયાં આસરો લીધો હતો તે જગ્યાએ જઇ પહોંચ્યો, અને તેઓને લઈ પાછો જયાં તેની સ્રીએ પુત્રને જન્મ આપ્યો હતો તે ગામમાં આવ્યો. તેણે પોતાના પુત્રનું નામ એક પ્રજા માટે સહીદ થયેલાના નામ ઉપર મીનુતાઇ પાડયું. આ બનાવ સને ૧૮૪૦ ના સપ્ટેંબરમાં બનેલ છે. તેને આરામ લેવાની જરૂર હતી પણ તેના ભાગ્યમાં આરામ લખેલ નહોતો. દુશ્મનો ચડયા આવતા હતા, શીઆળાની મોસમ હતી, ને દક્ષિણ અમેરિકામાં તાઢ બહુ સખ્ત પડે છે. વરસાદ પણ બહુજ ગર્જનાથી વરસી રહ્યો હતો. ગેરીબાલ્ડીને તેના સાથીઓ પાસે પહેરવાને લુગડાં પણ નહોતાં અને સાથે વળી હમેશની લડાઇ ને જોખમ તો લાગેલાંજ હતાં, પણ ગેરીબાલ્ડી તથા તેની સ્રી કદી પણ ડર્યાં નહીં. નિર્ભયપણે બરાબર લડતા ઝગડતા રહેતા હતા. ઘણીવાર ગળામાં રૂમાલ બાંધીને તેમાં પોતાના પુત્રને લટકાવી ફરવાના પ્રસંગ આવી પડતા હતા. અંતે એક એવે ઠેકાણે આવી પહોંચ્યા કે જયાંથી તેના ખચ્ચરો આગળ ચાલી શકયાં નહીં, તેથી પોતે ત્યાં રોકાઇને સ્રી પુત્રને પોતાના સાથીઓ સાથે મોકલી આપ્યા. પોતે જયારે તેમની પાસે પહોંચ્યો ત્યારે તેના સાથીઓને શરીર ઉપરથી લુગડાં ઉતારી ઉતારીને બાળકને ઓઢાડતા જોયા. શરદીને લીધે બાળક મૃત્યુ પામવાની તૈયારીમાં હતું, તેની માતાએ તો તેના જીવની આશા બીલકુલ છોડી દીધી હતી.

છેલા પરાજય પછી [1]રાયગેરંડીના સ્વતંત્ર રાજ્ય માટે તેને આશા રહી નહીં. બહુ મોટા રાજ્ય સામે એક નાના રાજ્યે લડાઇમાં ટકી રહેવું પ્રથમથીજ અશકય હતું, છતાં પણ સ્વતંત્રતાનો ઉત્સાહ અને રાજાની રૈયત બનવા માટે ધિક્કાર યુક્ત વિચાર તેમને યુદ્ધ માટે ઉશ્કેરી રહેલાં હતાં. કંઈ સલાહ કરવાની વાતચીત ચાલી પણ આ મગરૂર સ્વતંત્ર વિચારવાળાઓએ તાબેદારી કબુલ કરી

૧ રીઓગ્રાન્ડને રાયગેરંડી પણ કહે છે.

નહિં. લશ્કરની સંખ્યા ઘટતાં ઘટતાં બહુ થોડી રહી હતી, અને જે હતા તે પણ બહુજ કંટાળી ગયેલા ને જીંદગીથી નિરાશ થઇ ગએલા હતા. આખરે નિર્ણય થયો કે રાજધાનીનો ઘેરો ઉઠાવી લઈ પાછા હઠી જવું. આ વખતે ગેરીબાલ્ડીને બીજું ભારે નુકસાન થયું. તેના વહાલા મિત્ર રોઝતાઇને એક લડાઈમાં ગોળી લાગવાથી જખમી થઇને ઘોડા ઉપરથી પડી ગયો, તે વેળા એક દુશ્મને આવી તેને શરણે આવવા દરખાસ્ત કરી તે સાંભળીને અભિમાની રોઝતાઈએ તેના ઉપર તલવારનો ઘા કર્યો અને તે પછી પોતાને હાથે પોતાને તલવાર મારી. એમ ઇટાલીના જુલમી રાજ્યે દેશનિકાલ કરેલો એક બહાદુર પુત્ર એક બીજી પ્રજાની સ્વતંત્રતા માટે યુદ્ધ કરતાં સહીદ થયો.

હવે તેમને જે જંગલમાંથી પસાર થવાનું હતું તે એક વિશાળ રણ હતું, તે નકશામાં ૨૫ દક્ષિણ અક્ષાંશ ઉપર જણાય છે. શીઆળાનો વરસાદ પણ વરસી રહેલો હતો, જંગલોમાં નદીનાળાં એટલાં સંખ્યાબંધ હતાં અને તે બધામાં પૂર આવેલ હોવાથી, તે તરીને પાર જવા માટે એ બધું બહુ મુશ્કેલી ભરેલું હતું, તે ઉપરાંત લુગડાં બહુ થોડાં અને ખાવાપીવાની સામગ્રી તો હતી નહીં, એમ અતિશય સંકટનો સમય હતો. વરસાદમાં ચાલ્યા જતા હતા, અને કોઇ ઠેકાણે ઉતારો પણ કરતા હતા. બહુ સ્ત્રીઓને છોકરાંઓ સાથે હતાં તેમાંથી મોટી સંખ્યા આ જંગલમાં મૃત્યુ વશ થઇ. જે જાનવરો ઉપર સવાર હતા તે પણ ઘણી ખરાબ સ્થિતિમાં હતાં ને રાત દિવસની ચાલુ મુસાફરીમાં મરતાં મરતાં ચાલતાં હતાં. એવો કસોટીનો પ્રસંગ પસાર કરીને છેલા બે દિવસોમાં લાગ લાગટ મુસાફરી કરતાં છેવટ જ્યાં હવા પાણી થોડાં ગરમ હતાં અને ફળ ફળાદી મળી શકતાં હતા એવા તે જંગલના એક ભાગમાં આવી પહોચ્યાં. એવી રીતે સંકટ ને દુઃખ ભોગવતાં અને ક્યાંક સુખથી પણ તેઓ તે જંગલ પસાર કરી આવ્યા. ગેરીબાલ્ડીને પોતાના માબાપનો વિયોગ થયે છ વરસ પૂરાં થયાં હતાં. આ વખતે તેમનાં

પ્રેમે તેના મનમાં આવેશ કીધો તેથી જ્યાંથી તેમના કંઈ સમાચાર મેળવી શકાય એવે ઠેકાણે જવાનો તેણે ઇરાદો કીધો. તેની પોતાની સ્થિતિમાં પણ ઘણો ફેરફાર થઈ ગયો હતો. પહેલાં તે એકલો હોવાથી જ્યાં મરજીમાં આવે ત્યાં ચાલ્યો જવા સ્વતંત્ર હતો અને મરજીસર વર્તતો હતો, પણ આ વખતે તો સ્ત્રી તથા પુત્રનો બોજો તેના ઉપર આવી પડયો હતો. તેમના આરામને સુખનો વિચાર હમેશાં તેને આવ્યાં કરતો. તેઓની જરૂરીઆતો પૂરી કરવી એ પણ તેની ફરજ હતી. એ જોખમદારીને લીધે ગેરીબાલ્ડીએ હવે તે નોકરીથી છૂટા થવાની ઇચ્છા કરી, પ્રેસીડેંટની પરવાનગી મેળવવા અરજ કરી. બહુ ખુશી સાથે તેને પરવાનગી આપવામાં આવી ને તે મોંટીવિડિઓ તરફ રવાના થયો.

---

## ગેરીબાલ્ડી મોંટીવિડિઓ ( મ્યુંટી વડ્યું ).

ગેરીબાલ્ડીને પરવાનગી મળ્યા પછીની વિગતોમાં તે લખે છે. કે માગેલી પરવાનગી મળ્યા પછી મને વિચાર આવ્યો જે મારી વહાલી હબીબને પણ કાંઈ વસીલો નથી. અને મારા ઉપર મારા પોતાના ભરણ પોષણ ઉપરાંત હવે એક કુટુંબનો બોજો છે. એવા વિચારથી મેં રાયગેરંડીના પ્રેસીડેંટની મંજુરીથી થોડાક બળદ એકઠા કર્યા. એ જંગલમાં બળદ પુષ્કળ હતા તેમાંથી ૯૦ બળદ એકઠા કરીને મ્યુંટીવડયુ તરફ ચાલવા માંડયું. નીગ્રો નદી સુધી પહોંચતાં કેટલાક બળદ ચોરાઇ ગયા, કેટલાક નોકરો ઉચ્ચાપત કરી ગયા, બાકી ૫૦ બળદ રહ્યા. નદીમાં રેલ આવી હતી, પણ ચારાની અછત હોવાથી રહી શકાય તેમ નહોતું. નદી પાર ઉતરવામાં બીજા કેટલાક તણાઇ ગયા, સામે કિનારે ઉતર્યા ત્યારે બાકી રહેલા એવી હાલતમાં હતા કે લોકો તેને જોઇ એમ કહેતા જે તેને લઇ જવા નિરર્થક છે, એક કોડીની કીંમતે પણ તેને કોઇ ખરીદશે નહીં. તેથી છેવટે તેમને મારી નાંખી ને ચામડાં એકઠાં કર્યાં. ૩૦ ચામડાં

લઇને ૫૦ દિવસની સખ્ત મુસાફરી પછી તે મ્યુંટીવડયું પહોંચ્યો. ત્યાં ચામડાના વેચાણથી પોતે ને સ્ત્રી પુત્ર માટે જરૂર જેટલાં લુગડાં માત્ર બનાવી શકયો. તે એક મિત્રની સાથે રહ્યો, જો કે તે મિત્ર બહુ મહેરબાનીથી વર્તતો હતો, પણ એવી રીતના મહેરબાનીના રોટલા કયાં સુધી ખાઇ શકાય ? મતલબ કે તેને રોજી કમાવાની ચિંતા ઉત્પન્ન થઇ. વહાણોની દલાલી અને એક નિશાળમાં ગણીત શિક્ષક તરીકે પોતાનો ગુજારો કરવા લાગ્યો. મ્યુંટીવડયુનું રાજ્ય તે દિવસોમાં બોયનીસ એરસના સ્વતંત્ર રાજ્ય સાથે લડતું હતું, તે રાજ્યની દરિઆઇ લશ્કરી સરદારી તેને આપવા માંગણી થઇ, તેણે એકદમ કબુલ રાખીને ત્રણ વહાણો સાથે પોતાનું કામ શરૂ કર્યું. જોકે શત્રુ બહુ બલવાન હતો, તેની સાથે બહુ વહાણો અને અસંખ્ય લશ્કર હતું, તોપણ ગેરીબાલ્ડી પોતાની સમજ શક્તી અને હુંશીઆરીથી હમેશાં ભયથી બચતો રહ્યો. બહુ લડાઇઓ થઇ તેમાં ઘણીવાર શુરવીરતા બતાવી, અનેક વિજયો મેળવ્યા, તેમ ઘણીવાર પરાજય પણ થયો, છતાં કોઇ પણ પ્રસંગે જેથી તેના ઉપર હલકાપણાનો કે બીકણતાનો ડાઘ લાગે એવી વર્તણુક ચલાવી નહીં. તેની શક્તિ, બહાદૂરી ને ઉચ્ચ પ્રકારની ઉદાર વૃત્તિની તેના શત્રુઓ પણ સાક્ષી આપતા હતા. તે દરીઆઇ લડાઇઓમાં ગેરીબાલ્ડીનો પ્રતિસ્પર્દ્ધિ જનરલ બુરદન હતો, તેણે ગેરીબાલ્ડીને ઘણીવાર હરાવ્યો અને પકડી લેવાની કોશેશો કરી પણ તેને પકડવામાં ફતેહમંદ થયો નહીં.

દરિઆઇ લડાઇ પુરી થયા પછી ગેરીબાલ્ડી મ્યુંટીવડયુંમાં પાછો ફર્યો તે વખતે જનરલ બુરદને નોકરીનું રાજીનામું આપી દીધું હતું અને ગેરીબાલ્ડીને મળવા આવ્યો. શું મહાપુરૂષોની મહાનુભાવતા ? તે ગેરીબાલ્ડીને બહુ પ્રેમથી ઘણીવાર ભેટયો, અને તેના અંતઃકરણમાં ગેરીબાલ્ડી ઉપર એટલી બધી પ્રીતિ ઉભરાઈ જતી હતી કે તેને હૃદયથી દૂર કરવા ચહાતો નહોતો. ગેરીબાલ્ડીની સ્ત્રીને ઉદ્દેશીને કહ્યું કે " મેડમ ! જોકે મેં લડાઇમાં તમારા બહાદૂર પતીને કેદ કરવા માટે બહુએ પ્રયત્ન કર્યા પણ નિષ્ફળ ગયા. જો તે મારા હા-

થમાં આવત તો તેને ખબર પડત જે શત્રુ પણ કેવી કદર બુઝે છે, અને પ્રશંસા પાત્ર સદગુણોથી કેટલાને કેવી રીતે આકર્ષી જાય છે."

આ લડાઇઓથી મ્યુંટીવડયુંની સરકાર બહુ નબળી પડી ગઈ અને આખર એટલા સુધી વાત આવી પહોંચી કે શત્રુઓએ ખાસ રાજધાનીને ઘેરો ઘાલ્યો. તે શહેરમાં ફ્રેન્ચ, સ્પેનીયર્ડ, ઇટાલીયન વગેરે ભિન્ન ભિન્ન પ્રજાઓ રહેતી હતી તે બધી પ્રજાઓએ શહેરના રક્ષણ માટે પોતપોતાની પ્રજા તરફથી ભિન્ન ભિન્ન રેજીમેંટો તૈયાર કરીને સરકારની સેવામાં હાજર થયા. તેમાં ગેરીબાલ્ડીએ પણ દેશ નીકાલ થઇ આવેલા કે કમાવા માટે આવેલા ઇટાલીયનોને[1] એકઠા કરીને આઠસો ઇટાલીયનની એક રેજીમેંટ પોતાની સરદારી નીચે બનાવીને દેશ રક્ષણ માટે સરકારની સેવામાં હાજર થયો.

---

૧. ઇટાલીના નિષ્ફળ થયેલા વીરો યુદ્ધકળા તથા બીજા અનુભવો મેળવવા પૃથ્વીની ચારે બાજુએ વિખરાઈ ગયા હતા. ઇંગ્લાંડ, ફ્રાન્સ, સ્વીટ્ઝર્લાંડ અને અનેક મનુષ્યો જીવ લઇને અમેરિકા જતા રહ્યા હતા. બધાના હૃદયમાં હવે ઇટાલી ઉઠશે અને જન્મ ભૂમિની લાંબા વખતની વિલુપ્ત થયેલી સ્વાધીનતા પ્રાપ્ત કરવા હથિયાર ઉચકવાનો લાભ મળશે એજ માત્ર આશા હતી. એમાંના કેટલાક યુનાઇટેડ સ્ટેટસમાં ગયા ને ત્યાંના પ્રજાસત્તાક રાજ્યમાં ઉચ્ચ કાર્યોમાં યોજાયા. વધારે સંખ્યામાં તો દક્ષિણ અમેરિકામાં ગયા તેનું કારણ કે ત્યાં સર્વ પદાર્થો સસ્તા હોવાથી ઓછે ખરચે રહી શકાય અને તે વખતે બ્રાઝિલના મોટા રાજ્ય સાથે રિયોગ્રાન્ડના પ્રજાસત્તાકરાજ્યનું યુદ્ધ ચાલતું હતું તેથી ત્યાં જવાથી સ્વતંત્રતાના યુદ્ધમાં દાખલ થઇ અનુભવ મેળવી ભવિષ્યમાં જન્મભૂમિના ઉદ્ધારમાં સહાયભૂત થવાય. મોંટીવિડિઓ એક નદિ કિનારે હોવાથી ગુરૂગુવાઇની રાજ્યધાની હોવા સાથે વ્યાપારનું પણ મથક થઇ પડયું હતું તેથી અનેક ઇટાલીઅનો વ્યાપારદ્વારા પોતાનો નિર્વાહ ચલાવવા પણ આ નગરમાં આવ્યા હતા.

"સંપાદક."

## ઇટાલીયન રેજીમેંટનાં પરાક્રમો.

ગેરીબાલ્ડી અને એન્ઝની એ બે પુરૂષો આ ટુંકડીનું જીવન હતા. એન્ઝની ફક્ત ગેરીબાલ્ડીથી બીજે નંબરે હતો; તે સિવાય આખા રાજ્યમાં તેના જેવો બહાદુર, હિંમતવાન અને સત્યાચરણી બીજો કોઈ નહોતો. ગેરીબાલ્ડીએ ટુંકડી તો તૈયાર કરી પણ સરકારે ગેરીબાલ્ડીને નૌકા સૈન્યની સરદારી લેવાની ઇચ્છા જાહેર કરી, કારણ કે પ્રતિસ્પર્દ્ધિના નૌકાસૈન્યનો સરદાર બુરદન કીરડના કિલ્લા ઉપર હુમલો કરવાની યોજનામાં હતો તેથી ટુંકડીથી જુદા પડીને બહાદુર ગેરીબાલ્ડીએ સરકારની ઇચ્છાનુસાર બુરદનને હઠાવી દીધો. ત્યાંતો જીત મેળવી પણ આ તરફ તેની ગેરહાજરીથી તે ટુંકડીમાં વ્યવસ્થા રાખવી મુશ્કેલ થઈ પડી, કારણ તેમાં કેટલાક માણસો બહુ ખરાબ હતા, તેઓએ ગેરીબાલ્ડી અને એન્ઝનીને કતલ કરવાની યુક્તિ રચી. તેમની એ ધારણા પ્રસિદ્ધ થઇ ગઇ ત્યારે તે ૨૦ સરદાર ને ૫૦ સિપાઇઓ દુશ્મનના સૈન્યમાં જઇ મળ્યા. જોકે પાછળથી ધીમે ધીમે સિપાઇઓ તો પાછા આવ્યા પણ સરદારોએ બેઇમાની કરી ઇટાલીના નામ ઉપર ડાઘ લગાડયો, જેથી ગેરબાલ્ડીને બહુ શરમાવું પડ્યું. એક બીજી લડાઈમાં ઇટાલીયન ટુકડી કોઇ પણ જાતની બહાદુરી કે શૌર્ય બતાવ્યા વિના પાછી હઠી ગઇ. એ બનાવોથી ગેરીબાલ્ડીને માઠું લાગ્યું ને તત્કાળ કોઈ પ્રસંગ મળેથી સ્વદેશીઓની આબરૂ અસલ સ્થિતિમાં લાવવાના વિચારમાં ગુંથાઇ રહ્યા. પહેલી જ તકે ૪૦૦ ઈટાલીયનોને લઇને શત્રુનું ૬૦૦ માણસોનું લશ્કર એક મજબૂત સ્થળે પડ્યું હતું ત્યાંથી ખસેડી મુકયું. તેમાં શત્રુના ૧૫૦ માણસો માર્યાં ગયાં ને તેના ફક્ત ૫ કે ૬ માણુસ મુઆં ને ૧૦ જખમી થયાં. તે વિજય મેળવીને ગેરીબાલ્ડી બહુ આનંદથી શહેરમાં દાખલ થયો. બીજે દિવસે તા. ૨૮ મી માર્ચે ૧૮૪૩ ને રોજ લડાઇ ખાતાના પ્રધાને તે આખી ટુંકડીને એકઠી કરીને તેની પ્રશંસા કરીને તેમનો ઉપકાર માન્યો તથા એક આરજંટને બંદુક બક્ષીસ આપી.

એ મહિનામાં ગેરીબાલ્ડીએ પોતાનો વાવટો જુદોજ કરી લીધો, તે તદન કાળા લુગડાનો હતો ને તેના ઉપર વીસુવીઅસ નામે જ્વાળામુખી પર્વતનું ચિત્ર હતું. એ વાવટો જેણે છેલ્લી લડાઇમાં બહુ સારી રીતે બહાદુરી બતાવી હતી તે નવજુવાન ઇટાલિયનને સોંપ્યો. થોડા દિવસ પછી મ્યુંટીવડયુંનો એક કર્નલ થોડા સિપાઇઓ સાથે શત્રુની શોધમાં ગયો હતો ત્યાં શત્રુના હાથમાં સપડાઇને માર્યો ગયો તેની લાસને શત્રુઓ ઘસડી જતા હતા તે દરમિયાન ગેરીબાલ્ડી તે સ્થળે જઇ પહોંચ્યો ને તે લાસ છોડાવી લાવ્યો. તે વખતે શત્રુઓએ બહુ માણસોથી તેને ઘેર્યો, તે હાથો હાથની લડાઇમાં તેણે બહુ બહાદૂરી બતાવી એટલામાં વખતસર મદદ પણ આવી પહોંચી ને એન્ઝની પણ બહુ બહાદૂરીથી લડયો હતો. તે પછી પણ બહુ લડાઇઓ થતી રહી ને તેમાં ગેરીબાલ્ડી જીત મેળવતો રહ્યો.

ઇ. સ. ૧૮૪૫ની શરૂઆતમાં જનરલ ડાઇવેરાએ પોતાની જાગીરમાંથી એક જમીનનો મોટો ટુકડો ગેરીબાલ્ડીને તેની સારી નોકરીના બદલામાં બક્ષીસ આપવાની ચીઠી લખી. તેના જવાબમાં ગેરીબાલ્ડીએ લખ્યું કે " આખી ટુકડીએ સર્વાનુમતે એવો વિચાર 'દર્શાવવા મને સૂચના કરી છે કે ઇટાલીયન ટુકડીએ જે વખત' 'મ્યુંટીવડયુંના રક્ષણ માટે હથીઆરો ઉઠાવ્યાં હતાં ત્યારે કંઇપણ' 'બદલાની આશા રાખી નહોતી. પોતાની જીંદગીને બદલાની આ-' 'શામાં જોખમમાં નાંખી નહોતી, માત્ર જે દેશમાં આવીને અમો-' 'એ આશ્રય લીધો છે, જ્યાં અમોએ સારી વર્તણુંક ચલાવી છે, તે' 'દેશ અને તે દેશની પ્રજાના રક્ષણ માટે લડવું એ અમારી ફરજ' 'છે. અને જ્યાં સુધી જરૂર હશે ત્યાં સુધી તે ફરજ પૂરી કરવા' 'અમે તૈયાર છીએ એ વિચારથી અમો મોંટીવિડિઓ તરફથી' 'લડતા રહ્યાના, બાકી તેનો બદલો લેવા ચહાતા નથી." એ સાથે ગેરીબાલ્ડીએ પોતા તરફથી લખ્યું જે " મારા પોતાના વિ-' 'ચારો ને સિદ્ધાંતો તે સૂચના સાથે મળતા આવે છે તેથી આપે' કરેલી જમીનની બક્ષીસ ઉપકાર સાથે પાછી ફેરવું છે.

તે પછી પણ ગેરીબાલ્ડી ને તેના બહાદૂર સાથીઓ મ્યુંટીવડયું તરફથી લડતા રહ્યા. ઘણીવાર ખાસ જરૂરત વખતે અતિશય શૂરાતન બતાવ્યું, તે એટલે સુધી કે શત્રુઓ તેનાથી બીવા લાગ્યા. મ્યુંટીવડયુની પ્રજા ગેરીબાલ્ડી અને તેની ટુકડીને બહુ ઇજત ને માનની નજરથી જોતી હતી. લોકો ગેરીબાલ્ડીને પોતાનો રક્ષક માનતા હતા. દરીઆઇ લડાઇમાં પણ તેની પ્રવીણતા જાહેર થતી રહી. દુશ્મનના નોકાસૈન્ય વચ્ચેથી પોતાના નહાના સરખા વહાણને લઇ જતો, ને બહારથી જરૂર જોગ વસ્તુઓ તે દેશમાં લઇ આવતો, સમુદ્રમાં દુશ્મનના વેપારને નુકશાન પહોંચાડતો, અને દુશ્મનોને અનેક રીતે હેરાન કરતો રહેતો. એક વખત દુશ્મનનાં લડાઇનાં ૨૨ વહાણોના કાફલા સાથે માત્ર ત્રણ વહાણથી મુકાબલો કરવા તૈયાર થઇ ગયો. આખું મ્યુંટીવડયું સમુદ્ર કિનારો ને વહાણો ઉપરથી આ આશ્ચર્ય જનક ને અદ્વિતીય પુરૂષનું રાક્ષસી પરાક્રમ જોઇ રહ્યું હતું. દુશ્મનો ગેરીબાલ્ડીના નામથી એટલા બધા બીતા હતા કે આટલા મોટા બળવાન લશ્કર છતાં પણ લડવાની હિંમત ચાલતી નહોતી, તેઓને એમ ધાસ્તી લાગી કે આટલા નહાના સૈન્યથી અમારા સામે ગેરીબાડી લડવા તૈયાર થયો છે તેમાં કાંઇ છૂપો ભેદ હોવો જોઇએ, અને અમારો નાશ કરવાની શક્તિ તેનામાં હોવી જોઇએ, નહીં તો તે એવી હિંમત કરી શકે નહીં. આવા વિચારોથી દુશ્મનો પોતાના નૌકાસૈન્યને લઇ પાછા હઠી ગયા. પછી ગેરીબાલ્ડી વિજેતા થઇ પોતાના શહેરના લોકોની વાહવા સાંભળતો, શાબાશી તથા પ્રશંસા મેળવતો, હુરરેના અવાજના બોજા નીચે દબાતો બંદરમાં પાછો ફર્યો.

તે પછી પણ ગેરીબાલ્ડી અને તેના બહાદૂર સાથીઓએ ઘણીક લડાઇમાં પોતાની બહાદૂરીના નમુના દેખાડયા, તેમાંની એક લડાઇમાં તેઓને બહુ ઇજા પહોંચાડનાર તેમના લોહીનો તરસ્યો દુશ્મન મીલાન તેમના હાથમાં આવી ગયો. પણ ઉદારાત્મા ગેરીબાલ્ડીએ કંઇ પણ પ્રકારની શિક્ષા કે ઇજા પહોંચાડયા વિના તુરતજ તેને

છોડી મુકયો. શાબાશ છે ગેરીબાલ્ડીની ઉદારતાને. તેના આ ઉદાર કૃત્યથી અને બીજાં પણ કાર્યોથી તેની ઇનસાનીયત, દયાની લાગણી, અને ઉદારતા ગાજી રહી અને દોસ્ત દુશ્મન સરવે એક સરખી રીતે તેની પ્રશંસામાં મીઠી જીબાન વાપરવા લાગ્યા.

જેનાથી ગેરીબાલ્ડી અને તેની ઈટાલીયન ટુકડી દક્ષિણઅમેરિકાના ઇતિહાસમાં અમર થઇ ગયા છે, તેવી અનેક લડાઇઓમાંથી ફક્ત એકજ વેરેફાની લડાઈનું વર્ણન કરવું પુરતું થશે. ૮ મી જુલાઇ ૧૮૪૬ ને રોજ એ લડાઈ થઇ. ગેરીબાલ્ડીની સાથે ૧૫૦ ઇટાલીયન સવાર હતા અને બીજા કર્નલમીની નામે સરદારની સાથે બસો સ્વાર હતા. કર્નલમીની દુશ્મનની સંતાઈ રહેવાની જગા તરફ આગળ વધ્યો અને ગેરીબાલ્ડીએ એક સગવડ પડતી જગાએ મુકામ કર્યો. બપોર પછી દુશ્મનોએ એકેક સવારની પાછળ એકેક પ્યાદું એમ મોટી સંખ્યામાં આ તરફ આવવું શરૂ કર્યું. કર્નલ મીનીએ બહુ જોશથી બંદુકનો મારો ચલાવ્યો પણ દુશ્મનોની સંખ્યા એટલી બધી જબરદસ્ત હતી કે તેઓએ કર્નલને પાછો હઠાવી દીધો અને તેના પાયદળ લશ્કરે ગેરી બાલ્ડીની ટુંકડી ઉપર હુમલો કીધો. ગેરીબાલ્ડી મીની પાસે હતો તે મીનાનો રસાલો એકદમ આ તરફ દોડયો. રખેને ઇટાલીઅનો પોતાને મરીગએલો સમજે એવી ચિંતાથી અને પોતાના સાથીઓ ભયમાં જોઇને ગેરીબાલ્ડી એકદમ તેમના તરફ દોડયો અને નજીક પહોંચતાં ઘોડા ઉપરથી પડી ગયો, પડે પડે પણ તેણે બંદુક ચલાવી ને તુરત ઉભો થઇને પેદલજ સ્થિતિમાં લડવા લાગ્યો. પોતાના સાથીઓ તરફ મોં કરી કહેવા લાગ્યો કે “ દુશ્મનો બહુ છે અને આપણે થોડાછીએ પણ આટલા બધા ભયંકર વિષમ મુકાબલામાં દુશ્મનો ઉપર વિજય મેળવીએ તેમાંજ આપણી બહાદુરી છે, “ અને વિખ્યાતી મેળવવાની છે. ” તેના સાથીઓ માટે તેનો એટલો ઇસારો બસ હતો. તેઓ જીવસટે બહુ લડયા. તેણે હુકમ કર્યો હતો કે જ્યારે શત્રુ પાસે આવે ત્યારે ગોળી ચલાવો ને તુરત જ ભાલાથી લડો. તેમ કરવાથી દુશ્મનનું પાયદલ લશ્કર પાછું હઠયું,

ત્યારે દુશ્મનના સવારોએ હલ્લો કર્યો. તેના સાથે પણ મુકાબલો તેવીજ શૂરવીરતાથી કરવામાં આવ્યો. દુશ્મનનાં છસો માણસે એકઠા થઇ હુમલો કરેલ હતો, અને પ્રવીણ યુદ્ધ કુશલતા બતાવી ખુનખારરીતે લડ્યા, બંને તરફથી લોહીની નદીઓ વહેવા લાગી. ઈટાલીઅન લશ્કરમાં એક પંદર વર્ષની ઉમરનો છોકરો વાજું વગાડનાર હતો. તેને એક સવારે જખમ કર્યો કે તત્કાલ બ્યુગલ મુકીને તલવાર કાઢીને સવારને જવાબ દીધો. બંને એક સાથે મેદાનમાં રહ્યા. એમ બહુ ખુનરેજી ને સખ્ત મારો ચાલ્યો ને દુશ્મન પણ થાકી ગયો, ત્યારે ગેરીબાલ્ડીએ પોતાના સાથીઓને પાછા ફરવાનો હુકમ કીધો. તેની સાથે એ પણ કહ્યું કે બધી લાસો ને બધા જખમી પણ સાથે લઇ જવા, રણક્ષેત્રમાં એકપણ ઇટાલીયન મરેલો કે જખમી રહેવો નહીં જોઇએ. તેના સાથીઓ હર્ષનાદોથી તેનો હુકમ બજાવી લાગ્યા. જેને જખમ ન થયો હોય એવા બહુ થોડા આદમી હતા. તેજ સમયે ગેરીબાલ્ડીના એક એન્ઝની નામે સાથીએ કિલ્લામાં બહુ હિંમત ભરેલું પરાક્રમ કીધું. તેની સાથે ફક્ત ૪૦ માણસો હતાં, ત્યાં દુશ્મનો મોટી સંખ્યામાં પહોચ્યા અને તેઓએ કિલ્લાને ઘેરી એન્ઝની તથા તેના સાથીઓને તાબે થવાનો સંદેશો મોકલ્યો. એન્ઝનીએ જવાબ આપ્યો કે તાબેદારી કબૂલ કરીશ નહીં અને તમે લડાઇ કરશો તો દારૂગોળા ને આગ લગાડી ઉડાવી દઇશ, તેની સાથે તમે અમે બધા ઉડી જઇશું. જ્યારે શત્રુઓએ જોયું કે એન્ઝની તો અગ્ની હાથમાં લઈને પોતાના ઇરાદા ઉપર નિશ્ચય ભર્યો ઊભો છે. ત્યારે ઘેરો ઘાલવો છોડી દઇ વિખરાઇ ગયા. ગેરીબાલ્ડીએ એક સલામતી ભરેલી જગા ઉપર પહોંચીને પોતાના લડાઇમાં નહીં આવેલા સાથીઓને આ લડાઇની વીગત બહુ અભીમાન સાથે લખી મુકી. એ વિજયથી ગેરીબાલ્ડીને તેની ટુકડીનો સિક્કો જામી ગયો. એ વિજયના ઉપકારમાં લડાઇના વજીરે નીચે મુજબ સરક્યુલર કહાડયો.

(૧) બધા સિપાઇઓએ તા. ૧૫ મીએ કિલ્લાથી બહાર ની-

ફળીને મેદાનમાં હારબંધ ગોઠવાઇ ઉભા રહેલું ને ઇટાલીયન ટુંકડી ગીરજા તરફ જુદી ઊભી રહે.

(૨) સરકારી સિપાઇઓની એક રેજીમેંટ અને કંપનીઓમાંથી અકેક કપતાન, અકેક સરદાર, અકેક સારજંટ અને અકેક સિપાઈ કર્નલ ટેકાસની સાથે એક ડેપ્યુશનના રૂપમાં નીચેના ઠરાવની એક નકલ ઇટાલીઅન ટુકડીની સમક્ષ રજુ કરે.

(૩) ડેપ્યુટેશનના કુલ અમલદારો પોતપોતાના લશ્કરમાં પાછા આવે અને સઘળું લશ્કર ઇટાલીયન ટુકડી પાસે થઈને ગાર્ડ ઓફ ઓનર એટલે સલામી આપતું નીકળે. તે વેળા દરેક લશ્કરનો સરદાર મોટે અવાજે નીચે મુજબ પોકારતાં સલામ કરે. "ઘણું 'જીવો અમારો દેશ, જનરલ ગેરીબાલ્ડી અને તેના બહાદુર' 'સાથીઓ."

એ સરક્યુલર સાથે જે ઠરાવની નકલ આપવામાં આવી હતી તે નીચે મુજબ હતી.

(૧) ઇટાલીયન ટુકડીના વાવટા ઉપર "તારીખ ૮ મી' 'જુલાઈ ૧૮૪૬ ને રોજ ગેરીબાલ્ડીની સરદારી નીચે ઇટાલીઅન' 'ટુંકડીએ એક યુદ્ધ કર્યું." એ શબ્દો સોનેરી અક્ષરોથી લખી આપવામાં આવશે.

(૨) કવાયતમાં હમેશાં ઈટાલીયન ટુંકડી પહેલે નંબરે રહેશે.

(૩) જે સિપાઇઓ લડાઈમાં કામ આવ્યા તે બધાંનાં નામ પથ્થર ઉપર કોતરાવીને ટાઉન હોલમાં મુકવામાં આવશે.

(૪) તે ટુંકડીના બધા મેંબરો પોતાની ડાબી બાજુ ઉપર જેના ઉપર "૮ મી જુલાઇ ૧૮૪૬ ની લડાઈમાં જીવતો રહેનાર" લખેલું છે એવો એક ચાંદ પહેરે.

ગેરીબાલ્ડીએ પણ તે લડાઇની જગા ઉપર પોતાના બહાદુર વતનીઓની યાદાસ્તમાં એક ક્રોસ બનાવ્યો.

એ લડાઇ પછી ફ્રેંચ નૌકાસૈન્યના એડમીરલ લેને ગેરીબાલ્ડી ઉપર એક ચીઠ્ઠી લખી તેમાં તેની બહાદુરીની બહુ પ્રશંસા કરી ને

ફ્રાન્સના વજીરની મિત્રતાનો સંદેશો મુકયો. તે પછી એક દિવસે તે લેન ગેરીબાલ્ડીની મુલાકાત કરવા વાસ્તે તેને ઘેર આવ્યો. રાત્રીનો વખત હતો અને ઘરમાં અજવાળું નહોતું. તેને દરવાજાને ધક્કો મારી ઉઘાડી નાંખ્યો ને અંદર ચાલ્યો ગયો. વચ્ચે એક ખુરસીથી ઠોકર ખાઇને બોલ્યો "અરે એ શું જરૂરનું છે કે જે માણસ ગેરીબાલ્ડીને મળવા આવે તે રસ્તામાં પોતાની ગરદન તોડાવે. ગેરીબાલ્ડીએ તેનો અવાજ ઓળખ્યા વગર પોતાની સ્ત્રીને કહ્યું, કે જુઓ કોઇ ગૃહસ્થ આવ્યા છે, દીવો બતાવો. તેની સ્ત્રીએ જવાબ આપ્યો—અજવાળું શાથી બતાવું ? ઘરમાં તો બત્તી વેંચાતી લેવા માટે પૈસાની કોડીઓ પણ નથી. એ સાંભળી ગેરીબાલ્ડીએ પોતે ઓરડાનો દરવાજો ઉઘાડયો ને જનરલ લેન તરફ અવાજ કર્યો. કે આ તરફ આવો. જનરલ આવી તો ગયો પણ અંધારૂં એટલું બધું હતું કે ગેરીબાલ્ડી તેને ઓળખી શકયો નહીં, જેથી તેણે પોતે પોતાનું નામ બતાવ્યું ત્યારે ગેરીબાલ્ડીએ તેને કહ્યું કે "જે વખતે મેં મોંટીવિડિઓસરકારની નોકરી કબૂલ કરી તે વખત ખોરાક ઉપરાંત બત્તીઓ પહોંચાડવાનો વાયદો કર્યો નહોતો, અને મારી પોતાની પાસે પૈસાની કોડીઓ પણ બત્તી વેંચાતી લાવવા નથી, માટે માફ કરજો. જો કે હું તમને દીવો બતાવી શકયો નથી, તોપણ ખેર, હું તમારી સાથે વાતો કરી શકું છું, મારી મુશકેલી જોવાની તમને મતલબ નથી." જનરલ લેન તે મોલાકાત પૂરી કરીને સીધો લડાઇ ખાતાના વજીર પાસે ગયો ને તેને ગેરીબાલ્ડીના ઘરની હકીકત સંભળાવી. તે વજીરે તુરતજ એક યોગ્ય રકમ ગેરીબાલ્ડીને પહોંચાડી, પણ ગેરીબાલ્ડીએ બત્તી ખરીદવા માટે એક પૈસો પણ નહીં રાખતાં તે કુલ રકમ પોતાના સિપાઇઓમાં વહેંચી આપી.

## અમેરિકાથી ઇટાલી પાછાફરવું.

ગેરીબાલ્ડી અને તેના બહાદૂર સાથીઓએ પોતાના હાથ, બાહુબળ, બહાદૂરી, હિંમત ને જીબાનથી મોંટીવિડિઓને બહારના શત્રુથી તો બચાવ્યું પણ અંદરના કુસંપ તથા કાવત્રાંનો ઇલાજ કરવો તેમના માટે અશકય હતું. વળી બહારની સરકારે તદબીર ચલાવી પોતાની વગ વધારવાની યુક્તિ રચી, તેનું પરિણામ એ આવ્યું કે મ્યુંટીવડ્યુંની સરકારને પોતા ઉપર વિશ્વાસ રાખવાને બદલે બીજા બળવાન રાજ્યોની સલાહ લેવી પડી. ગેરીબાલ્ડીને એ હાલત જોઇને બહુ અફસોસ થયો, કારણ તે એવા વિચારનો મનુષ્ય હતો કે "જે લોકો પરદેશી અથવા પારકી પ્રજા ઉપર આશરો રાખે છે તે' 'બહુ સંકટ ભોગવે છે, અને તેમને કદી કાંઈ ફાયદો થતો નથી.' 'પારકી પ્રજા ઉપર ભરૂસો રાખી પોતાની ભલાઈ અથવા ઉન્નતિની' 'આશા રાખવામાં પ્રજા માત્ર ભૂલથાપ ખાય છે એટલુંજ નહીં પણ' 'ઘણીવાર નાશ અને અધમ સ્થિતિએ પહોંચવામાં કારણ રૂપ થઇ' 'પડે છે." એ તરફ મ્યુંટીવીડીઅનની એવી સ્થીતિ હતી અને આ તરફ સમુદ્રની આ પારથી આશા ભરી ખબરો પહોંચી. ગેરીબાલ્ડીને તેના સાથીઓએ સાંભળ્યું કે નવમાપાઇસે પોપની ગાદી ઉપર બેસીને સુધારાનું કામ શરૂ કર્યું છે. છાપખાનાંઓને સ્વતંત્રતા અર્પણ કરી છે, ગરીબ દેશ નિકાલ થએલાઓને માફી બક્ષી છે અને આખા દેશની આંખો પોપ તરફ વળેલી છે; પણ બહારથી પોપના ઇરાદાને નિષ્ફળ કરવાને તૈયારીઓ ચાલી રહી છે, અને ઇટાલીના દુશ્મનો પોપ ઉપર હુમલો કરવાનો વિચાર કરી રહ્યા છે. ગેરીબાલ્ડી ને બહાદૂર એન્ઝનીએ એક ચીઠી પોપનો એલચી જે રાયજનેરૂમાં રહેતો હતો તેના ઉપર લખી. તેમાં પોપનાં કૃત્યોનો ઉપકાર માનવા સાથે પોતાની ને પોતાના સાથીઓની નોકરી પોપને આપવા માંગણી કરી. તા. ૧૨ મી અકટોબર ૧૮૪૭ ને રોજ આ ચીઠી લખવામાં આવી હતી તેના જવાબની રાહ સને ૧૮૪૮ ના

માર્ચ સુધી જોવામાં આવી, પણ જ્યારે કંઇ જવાબ મળ્યો નહીં ત્યારે જેમ થનારૂં હશે તેમ થશે એ વિચારના આધારે ઇટાલી જવાનો ઇરાદો કર્યો. આ પ્રસંગે પણ ગરીબાઇને લીધે અસાધારણ મુશકેલીઓ પડી. આખરે ઇટીક નામે ઇટાલીઅને ખરચી પહોંચાડી અને મ્યુંટીવડયું સરકારે એક તોપ અને ૮૦ બંદુકો બક્ષીસ કરી ને કૂચ કરવાની તૈયારીઓ ધમધોકાર ચાલવા લાગી. મ્યુંટીવડયુના લોકો ચોતરફથી ઇટાલ્યનોની કૂચથી વિરૂધ વર્તન કરતા હતા. કેટલાક પોતાના સ્વાર્થથી ને કેટલાક બીકણપણાથી પણ જનારાઓને સમજાવવા લાગ્યા જે કેમ બેવકૂફ થઇ ગયા છો? શામાટે જેલખાનાં ને બંધીખાનાની હવા ખાવા માટે મન લલચાઇ ગયું છે? આરામથી અહીં બેઠા રહો. બહુ મોટા યુરોપીઅન રાજ્યો સાથે મુકાબલો કરવો એ સહેલી વાત નથી. એવી વાતો કરીને લોકોને બહુ ભરમાવ્યા અને તેની અસર એટલે સુધી થઇ કે કેટલાક સો ઇટાયલીયનોમાંથી ફક્ત ૮૫ ગેરીબાલ્ડી સાથે આવવા તૈયાર થયા. તેમાંથી પણ ૨૯ જણ છેક કુચ કરવા પહેલાંજ હિંમત હારી ગયા ને વહાણ ઉપરથી ઉતરી ગયા. ફક્ત પર ઇટાલીયન અને થોડાક બીજા સિપાઇ મળી કુલે ૬૩ જણ ઇટાલીની સ્વતંત્રતા માટે લોહી વહેવડાવવા તે વહાણ ઉપર સવાર થયા. તેઓ આશ્ચર્યકારક ઉત્સાહથી પોતાના વહાલા દેશ તરફ ચાલ્યા જતા હતા. વર્ષો સુધી વતનથી દેશનિકાલ થયેલા એક બીજી પ્રજા માટે લડી રહ્યા હતા તે આજે તે લડાઇ બડાઇથી બચીને પોતાની જન્મભૂમિની સ્વતંત્રતા માટે પોતાની જીંદગીઓ અર્પણ કરવા હિંમત અને ઉમંગ ભરેલા હતા. દેશસેવા કરવા માટે નીડર અને દેશમાંજ દાખલ થવું, વળી જે હથીયારબાજી, બહાદૂરી, આત્માર્પણ, યુદ્ધકુશળતા અને દાક્ષિણ્ય અમેરિકાની લડાઇઓમાં શીખ્યા હતા તેને પોતાની વહાલી જન્મભૂમિમાં અર્પણ કરી દેવી એવા શુદ્ધ અંતઃકરણોમાં આનંદ સ્ફુરતો કે જે પરીક્ષા માટે જીવો બચાવ્યા તે પાસે આવ્યા છે. જો આટલા વર્ષ બીજા લોકોની સેવામાં જીંદગીથી બેપરવા રહીને લડતા રહ્યા

અને કેટલીકવાર જીવ જોખમે પણ સંગ્રામમાં પડયા તો તેજ જીવન પોતાના દેશની સેવામાં અર્પણ કરવા એ મહદ્ ભાગ્ય છે. જો દક્ષિણ અમેરિકાના ઇતિહાસમાં યાદ રાખવા લાયક કામો કર્યાં, કદિ પણ શારીરિક સુખની લાલચથી કે સ્વાર્થી સલામતીની ગરજથી કે રક્ષણની નિષ્ઠાથી એ ગાફલ નથી રહ્યા તો અમારા પોતાના દેશની સેવામાં શું શું નહીં કરી શકીએ ? એ પ્રકારના જોશને સ્વદેશાભિમાનથી ભરેલા તેઓ જે તા. ૧૫ એપ્રીલ ૧૮૪૮ ને રોજ મોંટીવિડીઓથી રવાના થયા હતા તે દિવસ પણ પ્રશંસા પાત્ર છે કે, જ્યારે આવી કોમને માટે આત્માર્પણ કરનાર પોતાના જીવથી બેપરવા થઇ પોતાના વહાલા દેશની સેવા માટે વહાણ ઉપર સવાર થયા હતા. તે ત્રેસઠ જણાઓ એવાજ વિચારમાં ગરક થઇ ગયા હતા, તેમાંથી બીચારો એન્ઝની ક્ષય રોગથી સપડાયલો હતો. ને દિન પ્રતિદિન નબળો પડતો જતો હતો. પાછલી લડાઇમાં બીચારાનાં પગ ઉપર બહુ જખમ થયો હતો. જોકે સાથીઓના પ્રેમ અને સારવારે તેને ઇટાલી પહોંચાડી દીધો પણ તેનો જખમ સુધર્યો નહીં. એ મુસાફરીમાં કોઇ પણ જાતની મુશકેલી કે સંકટ પડયું નહીં અને સહીસલામત પહોંચી આવ્યા. મુસાફરીમાં વહાણ હંકારવાના કાર્યમાંથી જેટલો વખત બચતો હતો તેનો ભિન્ન ભિન્ન પ્રકારે વ્યય કરતા હતા. જેઓ અજ્ઞાન હતા તેમને વાંચતાં લખતાં શીખવતા અને કસરત કરાવતા હતા. એક જણે એક પ્રજાકીય ગાયન બનાવ્યું તે સાંજે બધા એકઠા થઇને સાથે મળી ગાતા હતા. જો કે તેમની ધારણા ઇટાલીના કિનારા ઉપર પહોંચીને ઉતરવાની હતી પણ સંજોગોના ફેરફારે તે ધારણા પૂરી થવા દીધી નહીં. એન્ઝનીની હાલત દિન પ્રતિદિન બગડતી જતી હતી. જે સામાન તેના ખોરાક માટે એકઠો કરવામાં આવ્યો હતો તે પૂરો થયો માટે સામાન એકઠો કરવા માટે સ્પેનના કિનારા ઉપર થોભવું પડયું. વહાણના કપ્તાને આવીને એવી ખબર સંભળાવી કે જેથી બધાનું મગજ ભમવા લાગ્યું. ઇટાલીના પાલર્મો, મીલાન, વેનીસ ને બીજા શહેરોએ બળવો કરીને ઑસ્ટ્રી-

ચન લોકોને કહાડી મુકયા છે, અને આખું ઇટાલી હથિયારબંધ થઇને દેશના જુલમગાર શત્રુ સામે લડી રહેલ છે, એવા ખબર સાંભળ્યા !! બસ પછી શું જોઇએ ! આખા વહાણમાં આનંદ પ્રસરી રહ્યો અને તેના જોસથી નાચવા ગાવા લાગ્યા. અને કેટલાકની આંખોમાં હર્ષનાં આંસુ આવ્યાં. એન્ઝનીમાં ઉઠવાની શક્તિ નહોતી છતાં પોતાના બિછાના ઉપરથી કૂદી પડયો ને લંગડાતો લંગડાતો બીજા માણસો પાસે જઇને બોલ્યો કે મને ઉચકીને ઉપર લઇ ચાલો. ચારે તરફથી હર્ષના નાદો થવા લાગ્યા, અને એકદમ કૂચ કરવાનો ઘોંઘાટ મચી રહ્યો. તત્કાળ વહાણને હંકારવામાં આવ્યું ને થોડા દિવસમાં સ્પેન ને ફ્રાન્સના કિનારાઓ પસાર કરીને ઇટાલીની પાસે આવી પહોંચ્યા. આતુર થએલી આંખોને જેની છબી મનરૂપી આરસીમાં પ્રિયાની માફક રાખતા હતા તે ઇટાલી દૃષ્ટિગોચર થતાં વાહ ઇટાલી, જય ઈટાલી વગેરે ભાવો પ્રકટીત કર્યા, અને બહુ દિવસો પછી મનની આશાઓ પૂરી થઇ. જેઓ પાછા કદપણ વહાલા દેશના દર્શન નહીં થાય એવી નિરાશાથી દેશ નિકાલ થયા હતા તેમનાં અંતઃકરણ હર્ષથી ઉભરાવા લાગ્યાં. સર્વના ચહેરાઓ પ્રફુલ્લિત થઈ ગયા. એક અંગ્રેજ કવીએ સત્ય કહ્યું છે કે " જેના
' મનમાં પોતાના દેશનો વિચાર આવ્યો ન હોય, જયાં તેના વડી- '
' લો જન્મ્યા હોય, જયાં તે પંડે જન્મ્યો હોય, ઉછર્યો હોય, યુવા- '
' ન થયો હોય, ને અંતે આ ક્ષણભંગુર જીવન થોડા દિવસ પસાર '
' કર્યા પછી તેનાં શરીરનાં હાડકાં રહેશે તે ભૂમિ ઉપર જે અંતઃક- '
' રણમાં કદી પણ પ્રેમ આવ્યો ન હોય, એવો જો કોઈ પણ મા- '
' ણસ દુનિયામાં હોય તો તેને કહી દો કે તેના મોત ઉપર કોઇ '
' રડસે નહીં, અથવા કોઇ પણ કવી તેનાં કૃત્યોને ગાવાની હીંમત '
' કરશે નહીં. "

જો કે તેઓની આર્થિક સ્થિતિ એટલે દરજે કંગાલ હતી કે રસ્તો દોરનાર પાયલોટ જે વહાણને બંદરમાં લઇ જતો હતો તેની મજુરી આપવા જેટલા પૈસા તેમની પાસે નહોતા, છતાં પણ સ્વદેશ

ભૂમિનાં દર્શનથી હર્ષને લીધે લૂગડામાં ફૂલ્યા સમાતા નહોતા. ગેરીબાલ્ડીનું કુટુંબ પહેલાંથી તેના એક મિત્ર સાથે ઇટાલી પહોંચ્યું હતું. તે હજુ વહાણમાં હતો એટલામાં તેની વહાલી સ્ત્રી બાળકો સાથે પતિને આદરસત્કાર કરવા અને જેણે ૧૪ વર્ષથી પોતાના વહાલા પુત્રને જોયો નહોતો એવી તેની વૃદ્ધ માતા પુત્રને વાત્સલ્યપૂર્ણ પ્રેમથી ભેટવા મછવામાં બેસી આવતાં હતાં. મિત્રો, સ્નેહીઓ વગેરે સમુદ્ર કિનારા ઉપર ઉભા હતા. શહેરના સઘળા રહેવાસી ધીરે ધીરે એકઠા થતા હતા. ગેરીબાલ્ડીના આવવાના હર્ષથી સઘળાના ચહેરા પ્રફુલ્લિત હતા. પોતાની કોમની સેવા માટે અગત્યને વખતે આવતા ગેરીબાલ્ડીને તેના સાથીઓનો બહુ ખુશી અને જોસથી આદર સત્કાર કર્યો. તે જોસભર આનંદે ઇટાલીની ભૂમિ ઉપર પગ મુકતાં ગેરીબાલ્ડી મોતની સજાને લાયક બની જશે એ વિચાર કોઇના પણ મનમાં આવવા દીધો નહીં. પ્રજાકીય ઉત્સાહ બહુ જોસમાં હતો. સરકારે શું હુકમ આપેલો છે તેની કોઇ પરવા કરતા નહોતા. તે વેળા સરકાર પંડેજ બહુ ભૂખમરાની હાલતમાં હતી.

સહુથી પહેલાં એન્ઝની તથા લેજીને ઉતારવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો, પછી તો સઘળા આકુળ વ્યાકુળ થઇને કૂદી પડયા. ગેરીબાલ્ડી બધાની પહેલાં પોતાની માને અને બાળકોને ભેટયો. પોતાની વહાલી માને મળવાની બહુ ઇંતેજારી હતી અને તેની પાસે થોડા દિવસ રહીને તેની વૃદ્ધાવસ્થામાં દિલાસો આપીને સુખી રાખવા તે બહુ ખુશીથી ઇચ્છતો હતો, પણ જે દેશમાં પરદેશી લૂંટારા હુકમ ચલાવતા હોય ત્યાં દેશના પુત્રોને અને મુખ્યત્વે કરી ગેરીબાલ્ડી જેવા પુત્રને આરામ કયાંથી હોય ? થોડા દિવસ નાઇસમાં રહ્યા. તે જેટલા દિવસ રહ્યા તેટલા દિવસ પાર્ટીઓ થતી રહી અને જાણે તેહેવાર હોય તેમ આનંદ ભોગવતા રહ્યા. ગેરીબાલ્ડી લખેછે કે—

'દેશમાં લડાઇ ચાલતી હતી તેમાં પોતાના દેશીઓની મદદે'
'નહીં પહોંચવું એ પાપ ગણાય, માટે કૂચ કરવાની તૈયારી થઇ.'

'વહાણમાં સવાર થઇ જીનોવા તરફ વહાણ હંકાર્યું. ત્યાંના લોકોને'
'અમે આવીએ છીએ એવા ખબર મળયા ત્યારે બહુ ઉત્સાહ અ-'
'ને ઉમંગથી અમારો સત્કાર કરવાની તૈયારીઓ કરવા લાગ્યા.'
'તેઓએ એક સ્ટીમલાંચ અમને લેવા માટે મોકલી પણ તે પહે-'
'લાંજ પ્રતિકુળ પવનને લીધે અમે જીનીવાથી કોર્શિકા તરફ'
'ઘસડાઇ ગયા હતા. તેથી તેમને મળ્યા નહીં. પછી જ્યારે અમે'
'જીનોવા પહોંચ્યા ત્યારે લોકોએ અતીશય ઉત્સાહ, પ્રેમ અને'
'સાચા દિલથી અમારો આદરસત્કાર કર્યો, તેથી હાકેમોના મન-'
'પર બહુ માઠી અસર થઇ."

ગેરીબાલ્ડી એન્ઝનીને પોતાની માને સોંપી આવ્યો હતો, પણ જે માણસના મનમાં પ્રજાકીય પ્રેમના ભડકા બળતા હોય તે કેવી રીતે સુખમાં નિશ્ચિંત બેસી રહે? ક્ષયરોગ જેવા ભયંકર રોગથી રીબાતો એન્ઝની તો ગેરીબાલ્ડીના પહેલાં જીનીવા પહોંચી ગયો, પણ હાય અફ્સોસ! કે થોડાજ દિવસમાં તેનો આત્મા ઉડી ગયો. ગેરીબાલ્ડી પોતાના જીવનચરિત્રમાં તેના મૃત્યુના અફસોસમાં
"લખેછે કે, એન્ઝની શું મરી ગયો? તો જાણે મારૂં અર્ધું જીવન'
'ગયું. ઈટાલીના ચૂંટી કહાડેલા શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પુત્રોમાંનો એક મરી'
'ગયો. ઇટાલી? હાય ઇટાલી? તારા જેવી હિણભાગ્ય માતા કઈ'
'હોઇ શકે કે જેનો યુવાન પુત્ર ખાસ યુવાવસ્થામાં મૃત્યુને શરણ'
'થયો. અમીરોનો અમીર, વફાદારમાં વફાદાર એન્ઝની! તારા'
'સૂર્યનો પ્રકાશ મેળવતાંજ અમર દેશમાં સીધાવ્યો એથી વધારે'
'ખેદજનક શું હોઇ શકે? ઇટાલી માતા! જેને તેંજ જન્મ આ-'
'પ્યો એવા પુત્રના મૃત્યુ ઉપર તારા અંતઃકરણમાંથી શોકમય ને'
'ખેદજનક અવાજો નીકળવા જોઇએ. એન્ઝની જેવા વીર પુરૂષના'
'મરણ માટે જો પ્રજા શોક નથી કરી જાણતી તો તે પ્રજા કોઇપણ'
'જાતની દિલસોજી કે દયાને પાત્ર નથી. અને બહુ હિંમતવાન'
'ક્ષમા આપનાર પુરૂષ પણ તે પ્રજા માટે દિલસોજી કે દયાની'
'લાગણી બતાવી શકતો નથી. એન્ઝની અતીશય ઊંચા પ્રકારનો'

‘ શહીદ હતો. મૃત્યુની પથારી ઉપરજ પોતાના વહાલા દેશમાં દા-’
‘ ખલ થવાનું તે બિચારાના ભાગ્યમાં લખ્યું હતું. ઇશ્વર કૃપાથી તે’
‘ પોતાના દેશની સેવામાં પોતાની પ્રજાની સ્વતંત્રતાને માટે લડતો’
‘ રણક્ષેત્રમાંજ જીવ આપત તો કેવું સારૂં થાત !! એન્ઝની અમારી’
‘ ઈટાલીયન ટુંકડીનું જીવન હતો, તેનીજ સરદારીમાં જેથી બીજી’
‘ પ્રજાઓ અદેખાઇ કરતી એવાં કાર્યો ઇટાલીયન ટુકડીએ કર્યા’
‘ હતાં. મને જેમના સાથે મળવાનો પ્રસંગ આવ્યો છે તે બધા’
‘ યોદ્ધાઓમાં ને સઘળા સિપાઇઓમાં એન્ઝીનીના જેવી લાય-’
‘ કાત, બહાદૂરી ને હિંમત ધરાવનાર એકે મળ્યો નહીં. સિપાઇ-’
‘ ગિરિના હુન્નરમાં તે અદ્વિતીય હતો, તેનામાં સ્મરણશક્તિ અ-’
‘ નુપમ હતી, હિંમત ઉત્તમ પ્રકારની રાખતો હતો. હાય ઈટાલી !’
‘ તારા સંકટોનો અંત લાવવા અને તને સંકટ આપનાર તારા શ-’
‘ ત્રુથી બચાવવા માટે એન્ઝની જેવા પુત્રો મળે, એ દિવસ પરમા’
‘ ત્મા ક્યારે લાવશે ? ”

---

## પ્રજાકીય સ્વતંત્રતાના યુદ્ધમાં પહેલી કારરવાઇઓ.

ગેરીબાલ્ડી અને તેના સાથીઓ જ્યારે અમેરિકાથી રવાના થયા ત્યારે તેઓએ પ્રતિજ્ઞા કરી હતી કે “તેઓ નહાનાથી તે મોટા સુધી’ ‘ ( કોઇ લીડર કે સરદાર કેમ નહોય ) ઈટાલીની સ્વતંત્રતા માટે’ ‘ લડશે અને આસ્ટ્રીઆના લશ્કરને કહાડી મુકવા લોહી વહેવડાવ-’ ‘ શે.” તેમના આવ્યા પહેલાં લડવૈયાઓએ આસ્ટ્રીયન લશ્કરને કહાડી મૂકી પોતાની એક ટેમ્પરરી ગવર્નમેંટ બનાવી લીધી હતી, અને પીડમાંટમાં ત્યાંના રાજાએ આસ્ટ્રીઆની વિરૂદ્ધ લડાઇની ખબર આપી હતી. જેણે પહેલાં ગેરીબાલ્ડીની વિરૂદ્ધ મોતનો હુકમ ફેરવ્યો હતો તેજ આ રાજા હતો, પણ આ વખતે પ્રજાના વિચાર પ્રમાણે ઇટાલીની સ્વતંત્રતા માટે લડાઇ કરતો હતો, તેથી ગેરીબાલ્ડી એ સઘળા ગુજરી ગએલા બનાવોને ભૂલી જઇને પોતાની

નોકરી અર્પણ કરવા તેની પાસે માંગણી કરી, પણ રાજા એલબર્ટે મહોબતની લાગણી બતાવી નહીં. તે અને તેના વજીરોએ ગેરીબાલ્ડીની કંઇ પણ દરકાર બતાવી નહીં, ને કંઇપણ કામ તેને સોંપ્યું નહીં તેથી ગેરીબાલ્ડી પીડમાંટ છોડીને મીલાન ચાલ્યો ગયો. મીલાનની પ્રોવીનસીયલ ( કામ ચલાઉ ) ગવર્નમેંટે તેને લશ્કર એકઠું કરવાનો હુકમ કર્યો. તે ઉપરથી ગેરીબાલ્ડીએ એક રેજીમેંટ તૈયાર કરીને પોતાના મિત્ર એન્ઝનીની યાદગિરિમાં તેનું નામ એન્ઝની રેજીમેંટ રાખ્યું. પણ મીલાનની પ્રોવીનસીઅલ ગવર્નમેંટમાં એવા પણ માણસો હતા કે જે સ્વતંત્રતાને પસંદ કરતા નહોતા, ને એન્ઝની તથા ગેરીબાલ્ડીના નામથી ગભરાતા હતા. એવા મનુષ્યો ગેરીબાલ્ડીની મદદ ચાહતા નહોતા તેથી તેમણે ગેરીબાલ્ડીના રસ્તામાં અડચણો નાખવા માંડી. તે એટલે સુધી વધી કે ગેરીબાલ્ડીનાં રેજીમેંટને હથીયાર આપવાને ઇનકાર કર્યો. જ્યારે ડ્રેસ માગવામાં આવ્યો ત્યારે આસ્ટ્રેલિયન લશ્કરનો ડ્રેસ આપવા માંડયો, પણ ગેરીબાલ્ડીના માણસોએ બહુ ઇતરાજીથી તે પોશાક નામંજુર કર્યો. આખરે ઝીણા કપડાનો પોશાક તૈયાર કરીને આ બહાદૂર સિપાઇઓ લડવા માટે રવાના થયા. પણ બહુ દૂર ગયા નહોતા એટલામાં તે ગવર્નમેંટે તેમને પાછા બોલાવી લીધા. પાછા ફરતી વખત ગેરીબાલ્ડીને ખબર મળ્યા કે મીલાન શહેર પાછું દુશ્મનના કબજામાં ગયું છે ને આસ્ટ્રીઅન લશ્કરની ટુંકડી ઉપર હુમલો કરવા ચાલ્યું આવે છે. ગેરીબાલ્ડી ત્યાંથી હઠયો, પણ મીલાન શહેર શત્રુના કબજામાં આવી જવાની ખબરથી તેના લશ્કરનો મોટો ભાગ નાહિંમત થઇ ગયો, અને તેના માણસો છોડી જવા લાગ્યા. ગેરીબાલ્ડીના કેટલાક સાથીઓને એ બહુ ખોટું માલમ પડયું તેથી તેઓએ પોતાની બંદુકોના મોં બાયલા નાશી જનારાઓનાં તરફ ફેરવ્યાં, પણ ગેરીબાલ્ડીએ તેમને સમજાવ્યા કે ભાઇઓનું ખૂન કરવું વાજબી નથી. અંતે ગેરીબાલ્ડીએ ઇટાલીની ઉત્તરના પહાડોમાં આશ્રય લેવાનો ઇરાદો કર્યો ને ત્યાંથી વખતો વખત આવી લડીને શત્રુઓને

નાસીપાસ ને નાહિંમત કરવા ધાર્યું. એ વિચારે તે ત્યાંથી ચાલીને કુમુ ( કોમો ) નામે સ્થાને પહોંચ્યો. ત્યાંના લોકો તેની સાથે બહુ ભલાઈથી વરત્યા. મ્યુનિસિપલ અમલદારોએ પણ મદદ કરી. ગેરીબાલ્ડીના માણસોને લુગડાંની બહુ જરૂર હતી તે અહિંથી મળી ગયાં. પણ હવે શહેરમાં આશરો લેવો કે બહાર નીકળી ચાલ્યા જવું તે વિષેની ફીકર હતી. ગેરીબાલ્ડી શહેરમાં હતો ત્યારે જનરલ ઝમી નાસતો નાસતો એક ધર્મશાળામાં આવી રહ્યો. જનરલ નાસીને સ્વીત્ઝર્લાંડ જાય છે એ સાંભળીને લોકોને એટલો બધો ક્રોધ ચડયો કે તે ધર્મશાળાની આજુબાજુ એકઠા થઇ ગયા ને તેને બહાર કહાડીને ઘસડવાનો ઇરાદો કર્યો. તે ખબર ગેરીબાલ્ડીને મલતાં તુરત દોડતો આવીને લોકોને તે દયાહીન કાર્યથી વાર્યા. અહીં પણ તેના બહુ માણસો મૂકીને ચાલ્યાં ગયાં. જયારે કુમુથી બહાર. નીકળ્યો ત્યારે બીજા પણ વધારે માણસો મુકી ગયાં. સવારમાં ઉઠીને જુએ છે તો બંદુકનો ઢગલો થયેલો જોયો ને બંદુક ઉપાડનારા મળે નહીં. બાકી રહેલા સાથીઓ અને હથીઆરો લઇને તે પહાડોમાં ફરતો હતો ત્યાં તેને ખબર મળી કે લેબાર્ડીના લોકોએ આસ્ટ્રીઅનો સાથે બહુજ હલકી સરતોથી સલાહ કીધી. આ વાત સાંભળી ગેરીબાલ્ડીને બહુ દિલગીરી થઇ કે જે કામ માટે આવ્યા હતા તે એકવાર પણ તલવાર ચલાવ્યા વિના બગડી ગયું. પણ તરતજ જેલખાનું ભાગી જવાની જાહેર ખબર પ્રસિદ્ધ થઈ. ગેરીબાલ્ડીએ પણ રાજા એલ્બર્ટથી સ્વતંત્ર થઇને લડવાના ઇરાદાથી તે રાજાથી વિરૂદ્ધમાં જાહેર ખબર પ્રસિદ્ધ કરી.

---

## પ્રથમની લડાઇઓ.

ગેરીબાલ્ડી પોતાના સાથીઓને લઇને વેરોના જઇ પહોંચ્યો. ત્યાં માલમ પડયું કે, ઇટલીને સ્વીત્ઝલંડી વચ્ચે સરોવરમાં બે ધુમાડાનાં વહાણો ચાલે છે. તેથી તેણે ઓચીંતાં તે વહાણો પકડી લીધાં

ને સરોવરને કીનારે ગયો. ઘણાએક ઇટાલીયન ખાનદાન કુટુંબો લૅમ્બાર્ડી છોડીને અહીં આવી પહોંચ્યાં હતાં. ગેરીબાલ્ડી પસાર થવાની ખબર સાંભળીને આખે રસ્તે તે લોકો રૂમાલ હલાવી હલાવીને ગેરીબાલ્ડી તથા તેના સાથીઓ માટે ખુશીના પોકારો કરતા રહીને તેમની હિંમતને ઉત્તેજન આપતા હતા. સરોવરને પેલેપાર ઉતરી ગયા પછી લેબનો નામે સ્થળે પહોંચ્યો. ત્યાં તેના સાથીઓની સંખ્યા ૮૦૦ હતી. અહીંઆં આસ્ટ્રીઅન લશ્કર આવી પહોંચ્યું, તેની સાથે યુદ્ધ કરી તેનો પૂર્ણ રીતે પરાજય કરી નસાડી મૂક્યું. તે સંબંધમાં ગેરીબાલ્ડી લખેછે કે "અમારી સંખ્યા બહુ થોડી હતી અને આ ફતેહથી જો કે અમારા દેશીઓમાં કંઈ હિંમત વધી, પણ તે વધારે વખત ટકી રહી નહીં. શત્રુઓ તો અમારા પાછળ પડેલાજ હતા અને અમારી સાથે બહુ થોડા માણસો રહ્યાં હતાં તેથી અમને ખુલ્લા મેદાનમાં લડવાની હિંમત પડતી નહોતી કે, રખેને શત્રુ રાતે અમારા ઉપર આવી પડે ને કાપી નાંખે, એ ધાસ્તીથી અમે રાતોરાત મુસાફરી કરતા હતા. એક મુશ્કેલી એ હતી કે દુશ્મનના જાસુસ ચારે તરફ ફરતા હતા અને અમારી જરાએજરા ખબર તેમને પહોંચી જતી હતી. અમારા દેશીવતનીઓ એ કામ કરતા હતા. અમે તેમને બહુ લાલચો આપતા હતા તો પણ કોઇપણ માણસ અમને દુશ્મનની છાવણીની ખબર લાવીઆપતો નહોતો. છતાં દુશ્મનોથી બચતાં બચતાં એક દિવસ સાંઝે પાંચવાગે મોરીઉન નામે સ્થળે જઈ પહોંચ્યા. બજારમાં ઉભા રહી, સીપાઇઓને ખોરાક વેહેંચીદઇ હું પણ એક કડકો રોટલી ને એક ગ્લાસ દારૂનો પીતો બેઠો હતો એટલામાં કેટલાક સરદાર આવ્યા ને તેમણે કહ્યું જે અમે કંઇ શેરવો તૈયાર કરેલ છે તે ખાવામાં તમે પણ અમારા સાથે ભળી જાઓ." ગેરીબાલ્ડી તે સાંભળતો બેઠોજ હતો કે બહારથી ગડબડ ને ઘોંઘાટનો અવાજ આવ્યો, ને ખબર મળી કે ચોકીદારોની ગફલતથી આસ્ટ્રીઅનો શહેરમાં ઘુસી આવ્યા છે. રાત્રીની શરૂઆત હતી ને સીપાઇઓમાં

તરતજ ગભરાટ ફેલાઇ ગયો, પણ ગેરીબાલ્ડીએ હીંમત છોડી નહીં. તલવાર હાથમાં લઇને કૂદી પડયો ને પોતાના સાથીઓની મદદથી શત્રુઓને શહેરથી બહાર કહાડી મુકયા. પણ તેમણે શહેરથી બહાર જઇને પોતાના હમેશના રિવાજ મુજબ શહેરને આગ લગાડી, તેથી રાત્રિના ૧૧ વાગે મુશ્કેલીથી પોતાના સાથીઓને એકઠા કરીને ગેરીબાલ્ડીને શહેર છોડી નીકળવું પડયું. તે વખતે તેમની સાથે રસ્તો બતાવનાર પણ કોઇ નહોતું તેથી એક પાદરીને પકડીને તેના પાસે ભોમીઆનું કામ લીધું, પણ તે બદજાત તેમની સાથે જવા ચહાતો નહોતો તેથી થોડે દૂર જઇને ગુમ થઇ ગયો. વળી કેટલાક સાથીઓ ફરી ગયા ને આખરે ફુલ ૭૦ માણસો બાકી રહ્યા. શત્રુ પાછળ પડેલા હતા, રાત્રિની મુસાફરીમાં બીજા સાથી પણ જૂદા પડી ગયા, ને આખરે સઘળાએ સ્વીત્ઝર્લાંડના પહાડોમાં જઇ આશરો લીધો.

એ મુસાફરીમાં ગેરીબાલ્ડીને તાવ આવવા લાગ્યો, તે તાવ અણઉતાર રહેતો હતો તેથી એક જગાએ પહોંચીને પોતાની ફોજથી જૂદો પડી એકલો ઘરમાં જઇ સુઇ ગયો. હજુ અડધો કલાક નહીં થયો હોય કે સીપાઇઓએ આસ્ટ્રિઅન, આસ્ટ્રિઅન એવો અવાજ કરવો શરૂ કર્યો. લશ્કરનો સરદાર મીડીસી દોડતો ગેરીબાલ્ડી પાસે આવ્યો તેથી તે એકદમ ખાટલા ઉપરથી ઉભો થયો ને સિપાઇઓને હથીઆર બંધ થવાનો હુકમ આપ્યો. દુશ્મન પણ આવી પહોંચ્યા હતા, તેમની સંખ્યા ચારગણી હતી. ગેરીબાલ્ડીએ બિમારી છતાં પણ અતીશય બહાદૂરીથી લડાઇ કીધી ને શત્રુને નસાડી મુકયા.

---

## નવી તૈયારીઓ રોમમાં પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના.

પાછલી લડાઇઓમાં ગેરીબાલ્ડી તાવથી બરાબર સપડાયલો રહ્યો. જ્યારે સ્વીત્ઝર્લાંડ પહોંચ્યો ત્યારે બહુ થાકયોપાકયો નબળો પડી ગયો હતો, અને માંદો પણ હતો. જોઇએછતનો લાંબો વખત

આરામ લઇ શકત, પણ જે માણુસના હ્રદયમાં પ્રજાકીય સ્વતંત્રતા-ની ઇચ્છાનો દીવો બળી રહ્યો હોય તેના માટે આરામ કયાંથી? થોડા દિવસ પછી લૅંબાર્ડી ઉપર હુમલો કરવાની તૈયારી કરવા માંડી; ઘણાએક દેશનિકાલપણાથી થાકી ગએલા ઇટાલીયન જુવાનો તેની સાથે મળ્યા, અને જૂદેજૂદે ઠેકાણેથી મદદ માટે વાયદા થયા, પણ ગેરીબાલ્ડીએ લડાઇ શરૂ કરવા પહેલાં એકવાર પોતાને ઘેર જઇ તંદુરસ્તી સુધારી લેવા દુરસ્ત ધાર્યું. તે ફ્રાન્સને રસ્તે નાઇસ પ-હોંચ્યો, પણ મગજમાં લડાઈ ભરેલી હતી તેથી અહીં પણ તાવને આરામ મળ્યો નહીં. ચોતરફથી નવીકારરવાઇઓને માટે તૈયારી-ઓની ખબરો આવી રહી હતી તેથી તેવી સ્થિતિમાં જીનીવા પહોં-ચ્યો ત્યાં પહોંચીને જેઓ પ્રજાકીય નાશ ઉપર રડતા હતા તે લોકો-ની રડાકુટમાં ભળી ગયો. તેવી જુસ્સાભરી સ્થિતિમાં તાવ પણ તેને છોડી ગયો જોકે પ્રજામાં પ્રજાકીય સ્વતંત્રતા માટે લડવાની ઇચ્છા જણાતી હતી પણ સઘળા ચિન્હો ખરાબ ને હિંમતનો ભંગ કરનારા હતા. લૅંબાર્ડી પોતાની સ્વતંત્રતા મેળવીને પાછું દુશ્મનના પંજામાં સપડાયું હતું. પીડમાંટના બહાદૂર સિપાઇઓ એવા માણુસોના કા-બુમાં હતા કે જે કંઇ પણ કરવાને ઇચ્છા પણ રાખતા નહોતા અને હિંમત પણ નહોતી. એવા છડાછાંટ સિપાઇઓને પોતાની બહાદૂરી બતાવવાનો કોઇપણ પ્રસંગ મળે નહીં તે માટે ગેરીબાલ્ડી બહુ અફસોસ કરતો હતો. જો કે તેઓને કોઇએ હરાવ્યા નહોતા તોપણ દુશ્મનોને હઠાવ્યા વિના તેમને રણસંગ્રામમાંથી પાછું હઠવું પડયું હતું. એ સિપાઇઓની મદદ કરવા જેવી સઘળી પ્રજા તૈયાર હતી તેવીજ પીડમાંટની ગવર્નમેંટ પણ તેનાથી કામ લેવાને તૈયાર હોત તો કેવું સારૂ થાત, અને જે મોટી ખૂનરેજી થયાબાદ થઈ તે થયા વગર ઇટાલી સ્વતંત્ર થઇ જાત. લોઢું ગરમ હોય તે વખતે હથોડા મારવાથી તેમાંથી જે ઘાટ ઘડવો હોય તે ઘડી શકાય છે. ખરે વખ-તે નાસીપાસ થઈ જવું તે એક પ્રકારની ગફલત ને નાદાની છે, અને તેનાં માઠાં પરિણામ બહુ મુદત સુધી ભોગવવાં પડે છે. કેટલાક

કરવામાં દુશ્મનો કાબુ મેળવીને ઇટાલીના લોકોને તેમના મિત્રોની વિરૂદ્ધ લડાઇ કરવાને તૈયાર કરી રહ્યા હતા, અને પાદરીઓ તે બાબતમાં સહુથી વધારે મદદ તેમને કરી રહ્યા હતા પણ આખરે લોકોને એ ધોખો માલમ પડયો ત્યારે બહુ ક્રોધાયમાન થઇ ગયા.

આઠમી ઑગષ્ટે જ્યારે શહેરમાં પાદરી સાહેબોની મદદથી ઑસ્ટ્રીઅન લશ્કરનો રીસાલો પહેલો દાખલ થયો ત્યારે લોકોએ તેમનો આદર સત્કાર બંદુકની ગોળીઓથી કર્યો ને તેમને પાછા હઠાવી પો નદીથી પેલેપાર નસાડી મુકયા. નેપલ્સના લોકો પણ પોતાની સ્વતંત્રતા માટે કોશેશ કરી રહ્યા હતા પણ ફતેહમંદ નીવડતા નહોતા. જેણે સ્વતંત્રતાના મેદાનમાં મોટા મોટા કાર્યો કરી બતાવ્યા હતા તે સિસિલીની પ્રજા આ વખતે કેવા પ્રકારની ગવર્નમેંટ સ્થાપવી તે માટે ડામાડોળ વિચારમાં હતી. મતલબ કે આખી ઇટાલીની સ્થીતિ અનિશ્ચિત હતી. જોશ અને સ્વતંત્રતાની લાગણીઓ એવી જબરદસ્ત પ્રસરી રહી હતી કે જો ઇટાલીના હાકેમો તેમની સાથે નીમકહરામી ને દગલબાજી નહીં કરત તો તરત જ ઇટાલી પરદેશીઓના પંજામાંથી સ્વતંત્ર થઇ જવામાં મુશકેલી નહોતી.

આ વખતે ગેરીબાલ્ડી જીનીવામાં હતો ત્યાં સિસિલીની સરકાર તરફથી એક પારસદ તેને બોલાવવા આવ્યો. ગેરીબાલ્ડી પોતાના ૭૨ સાથીઓને લઇને તે તરફ રવાના થયો, પણ ત્યાં કંઇ કામ કરી શકયો નહીં તેથી પાછો ફ્લોરેન્સ આવ્યો, ત્યાં લોકોએ સાચા મન ને પ્રેમથી ‘ભલે પધાર્યા’ કહ્યું, પણ ગવર્નમેંટે કંઇ અછોવાના કર્યા નહીં, તેથી ત્યાંથી પણ નીકળ્યા. પેલી તરફ પોપે પોતાના તાબેદારોને ગેરીબાલ્ડીને રોમની હદમાં દાખલ થવા નહીં દેવા હુકમ કર્યો. આ પ્રમાણે ગેરીબાલ્ડી બહુ મુશ્કેલીમાં હતો. રસ્તાઓ આવી રીતે જૂદા જૂદા પ્રાંતના હાકેમોએ બંધ કરી નાંખ્યા અને તેના સીપાઇઓ ટહાડને લીધે બહુ હેરાન થતા હતા. નવેંબર મહીનો ચાલતો હતો, ઢીંચણપુર બરફ પડી રહ્યો હતો, ટાઢ પણ

બહુ સખ્ત હતી અને ગેરીબાલ્ડીને તેના સાથીઓ પાસે માદરપાટ અને મલમલના કપડા સિવાય ગરમ કોટ પણ નહોતા. સત્ય છે પ્રજાકીય સ્વતંત્રતાના સીપાઇજ એવી રીતે પોતાના દેશમાં કંગાળ સ્થિતિમાં મદદ વિનાના લડી શકે છે. અફસોસ કે જે દેશમાં આખી દુનીયાના લૂટારાઓ વાસ્તે જોઇએ તેટલો પૂરતો સામાન હતો, પણ પોતાના દેશના પુત્રોનો નંગાપો ઢાંકવા માટે અથવા ટહાડથી તેમને બચાવવા માટે ગરમ લુગડું મળતું નહોતું. તેટલાજ માટે પ્રજાકીય લડાઇઓ જગતના ઇતિહાસમાં પ્રશંસા પાત્ર ગણાય છે. પ્રજાકીય લડાયક યોદ્ધાઓને જો તે મુશ્કેલીઓ નહીં ભોગવવી પડે અને બાદશાહી ફોજની પેઠે તેમની પાસે પુષ્કળ સામાન હોય તો તેમની મહેનતની એટલી કદર થાય નહીં, અને તેવી શૂરવીરતા ને આત્મભોગના દૃષ્ટાંતો પણ કાયમ કરી શકે નહીં.

ગેરીબાલ્ડીએ અંતે પોતાના બધા સીપાઇઓને એકઠા કર્યા ને બધાની પાસે જે જે કાંઇ પોત પોતાના પૈસા હતા તે એકઠા કરીને કેટલાક દિવસ ગુજાર્યા. પણ મુશ્કેલી તો એ હતી કે તેમના માટે આગળ જવાનો કે પાછળ હઠવાનો રસ્તો નહોતો. તે તરફ તો ટસ્કનીની સરકાર તેમને પોતાની હદમાંથી હાંકી કહાડવા ઇચ્છતી હતી અને આ તરફ પોપે તેઓ પોતાની હદમાં દાખલ થવા નહીં પામે તેવા હુકમો જારી કર્યા હતા. ગેરીબાલ્ડીની આ સ્થિતિના ખબર બલોનાની પ્રજાને પહોંચ્યા ત્યારે તે અદ્વિતીય નીતિવાન શહેરની બધી પ્રજા બહુ ક્રોધાયમાન થઇ ગઇ અને પોતાના જનરલ ના ઘર નીચે આવીને મોટા અવાજે કહ્યું કે "અમારા ભાઇઓને' 'શહેરમાં દાખલ થવા દો અથવા તમે પોતે નીચે આવો." તેમની પહેલી માંગણી મંજૂર થઇ. ગેરીબાલ્ડી શહેરમાં દાખલ થતાં દરેક ઘરના બારણા ને દીવાલો ઉપરથી હર્ષના પોકારો ગાજવા લાગ્યા. શહેરના લોકોએ બહુ માનને ઇજ્જતથી તેમનો આદર-સત્કાર કર્યો. રોમની હદમાંથી નીકળી જઇને વેનીસ તરફ આવવા જવાનો ગેરીબાલ્ડીનો ઇરાદો હતો પણ તેના સીપાઇઓની હાલત

અને તેમની સરસામાન વગરની સ્થિતિ તેને અડચણ રૂપ હતી. વળી એક બીજા સાથીની રાહ પણ તે જોતો હતો. પોપના સરદારોએ બહુ ધમકીઓ આપી પણ જીવથી કંટાળી ગએલા મરવા મારવાને તૈયાર બહાદૂરોની સમક્ષ ખાલી ધમકીઓએ કંઇ અસર કરી નહીં, અને તે જીવસટે લડનાર ગેરીબાલ્ડીના સીપાઇઓ સાથે પોપના સરદારોની લડાઈ કરવાની હિંમત ચાલી નહી.

ગેરીબાલ્ડી એવી ડામાડોળ સ્થિતિમાં હતો ત્યાં એક બીજો ઇતિહાસિક બનાવ બન્યો તે એ કે રોમની પ્રજાએ અંતે પોતાના છૂટકારા માટે રસ્તો શોધવા માંડયો. રોમ લાંબા વખતથી ગુલામગીરીમાં હતું. તે રાજ્યકીય તેમ ધાર્મિક એ બંને જાતની ગુલામગીરીથી દબાયલું હતું અને બ્રૂટસ વગેરેના ખૂનથી ગંદુ થઇ ગયું હતું. તેમ છતાં "મોટા ઘરની [1]ખુરચન પણ નકામી નહીં." એ અથવા "ભાગ્યું પણ ભરૂચ." એ કહેવત પ્રમાણે જે રોમ એક સમયે જગતની રાજધાની થઇ ચૂકયું હતું, જેના પુત્રો પોતાના દેશનો ઇતિહાસ વાંચતા હતા, તેમાં પ્રાચીન ઇતિહાસમાં પોતાની પ્રજાની અદ્વિતીય શૂરવીરતાના બહુ દૃષ્ટાંતો મળતાં હતાં, તે રોમના રહેવાશીએ ખાસ કેપીટોલના મેદાનમાં પોપના વજીર દોઝીને કતલ કરી નાંખ્યો ને પોતાની પ્રજાની ગુલામગિરિની બેડીઓ તોડી નાંખી. તે સમયના હાકેમોને ખાત્રી થઇ કે રૈયતમાં જોશ ભરેલો છે, અને "તંગ આપદ બજંગ આપદ." (તીકલીફમાં આવેલો માણુસ લડાઇ કરે છે.–તંગ થાય ત્યારે જંગ કરે)—કહેવત ઉપર અમલ કરવાને તૈયાર છે. તેનું પરિણામ એ આવ્યું કે નવા પ્રધાન પદ ઉપર જે તદન જુલમી નહોતા એવા માણુસો નીમાયા. અને આ તરફ ગેરીબાલ્ડીને તેના સાથીઓ સાથેની વર્તણુકમાં સખ્તાઇ ઓછી થઈ.

ગેરીબાલ્ડી તે દિવસોમાં ચૂનામાં રહેતો હતો તે ત્યાંના રહેવાશીઓના એક સંપની પ્રશંસા નીચે મુજબ કરે છે "આ શહેરમાં' 'સઘળા રહેવાશીઓ પરસ્પર બહુ સંપને પ્રીતિ રાખતા હતા.'

---

૧ દુધના દાઝમાં નીચે જામેલ હોય તે. રૈતખેત.

'આ વખતે ઇટાલીમાં કોઇ શહેર પાર્ટિથી ખાલી હોય તોતે આ'
'શહેરજ હતું. ત્યાં માત્ર એકજ પાર્ટિ હતી તેજ પાર્ટિમાં શહેર-'
'ના બધા લોકો સામેલ હતા. તેઓ બધા દુશ્મનોના હાથથી'
'પોતાની સ્વતંત્રતા પાછી મેળવવાને એકત્ર હતા" તે શહેરના'
લોકો ગેરીબાલ્ડી ને તેના સાથીઓ સાથે બહુ મહેરબાનીથી વર્ત્યા અને તેમને લૂગડાં વગેરેનો પૂરતો બંદોબસ્ત કરી આપ્યો. તે દરમીયાન ખબર મળી કે પોપ સાહેબ નાશી ગયા છે. ગેરીબાલ્ડીએ ઇટાલીયન ટોળીને રોમની ફોજમાં દાખલ કરી દેવા અને તેમના માટે જરૂરી સામાન તૈયાર કરાવવા સેનાપતિ પાસે દરખાસ્ત કરી. આ દરખાસ્ત જાહેર રીતે તો મંજૂર થઇ પણ અંદરખાને તેનાથી ભય રહ્યો. ગેરીબાલ્ડીના માણસો હજુ રોમમાં દાખલ થયા નહોતા એટલામાં તેમને એપીનાઇન્સ પર્વતની પેલી બાજુની એક જગ્યાનું રક્ષણ કરવાનો હુકમ મળ્યો. ગેરીબાલ્ડી ખરી મતલબ સમજી ગયો કે અમારો શહેરમાં પ્રવેશ થવાથી સ્વતંત્રતાનો સ્પિરિટ ( જુસ્સો ) વધારે જોશમાં આવે તે વજીરો ઇચ્છતા નથી. ગેરીબાલ્ડીએ પોતાના સિપાઇઓના ડ્રેસ માટે જે દરખાસ્ત કરી હતી તેના ઉપર કાંઇ ધ્યાન અપાયું નહીં. અને તેના વગર પગારના સિપાઇઓ જે માત્ર પોતાના દેશને શત્રુના પંજામાંથી છોડવવા માટે લડાઇ કરવા તૈયાર હતા તેમને ત્રીજીવાર શીયાળાની મોસમમાં એપીનાઇન્સ પર્વતના નાશકારક શિખરો પસાર કરવા પડયા.

બીજી અડચણ એ હતી કે પાદરીઓ ઠેકાણે ઠેકાણે ગેરીબાલ્ડીને તેના સાથીઓના સંબંધમાં નાનાપ્રકારનાં તહોમતો પ્રસરાવવા લાગ્યા હતા. તેથી અજ્ઞાન શહેરો ગેરીબાલ્ડીના આવવાથી ભય માનતા હતા. મકરીતા શહેરના રહેવાશીઓએ પાદરીઓના ખોટા વર્તમાન ઉપર વિશ્વાસ રાખીને જો ગેરીબાલ્ડી તેમના શહેરમાં દાખલ થવા આવે તો શહેરના દરવાજા બંધ કરીને બચવું એવો ઇરાદો કીધો હતો. ગેરીબાલ્ડીએ તો તેવી બાબત ઉપર કંઇ ધ્યાનજ આપ્યું નહોતું. છતાં મકરીતા શહેરની પ્રજાને જાણવામાં આવી ગયું કે

પાદરીઓએ જે કાંઇ વર્તમાન ફેલાવ્યા હતા તે માત્ર નહાના પક્ષના પાતાં ત્હોમતો હતા. તેથી તેઓએ ગેરીબાલ્ડીને બોલાવી સંગાથીઓને પોતાના ગુન્હાની ક્ષમા માગી. ગેરીબાલ્ડી જ્યારે પોતાના સાથીઓ સાથે શહેરમાં દાખલ થયો ત્યારે તેઓએ એટલી પ્રીતિ ને ખરાદિલથી આદર સત્કાર કર્યો અને એટલો બધો આદરમાન આપ્યો કે તેમના આખા રસ્તાના સંકટ, થાક ને ટહાડ ભૂલી ગયા. તેઓએ ગેરીબાલ્ડીના સાથીઓને લૂગડા મોકલાવ્યા, અને થોડા દીવસ ત્યાં રહેવાનો આગ્રહ કર્યો, તે ઉપરથી ગેરીબાલ્ડી ત્યાં રહ્યો. એટલામાં પાર્લામેંટની ચુંટણી માટે મતો આપવાના પરવાના ત્યાં પહોંચ્યા. સૈકાઓની ગુલામગીરી પછી ઇટાલીના લોકોને પાર્લામેંટના મેંબરો ચુંટી કહાડવાના હક મળ્યા તેથી લોકોના અંતઃકરણમાંથી સ્વતંત્રતાની લેહેરો નીકળી, ખુશીને લીધે લૂગડામાં સમાતા નહોતા એટલા બધા સૈકા પછી જે હક મળ્યા તેટલાથી સંતોષ માન્યો અને બહુ લાયકાત તથા ગંભીરતાથી રોમના લોકોએ પોતાના પસંદ કરેલા લાયક માણસોને પાર્લામેંટના મેંબર તરીકે ચુંટી કહાડયા. ન કંઇ ટંટા થયા, ન ફીસાદ થઇ, નબળવા થયા, ન લડાઈ થઇ, ન લાંચ ચાલી, ન વોટોનું લેવાણ વેંચાણ થયું, બલકે લોકોને એવા ઉંચા પ્રકારના હકથી જેવો ઠીક ફાયદો ઉઠાવવો જોઈએ તેવી રીતે ઇટાલીના લોકો સ્વતંત્રપણાથી પોતાના હકસર વર્ત્યા. ગેરીબાલ્ડી અને તેના સાથીઓને પોતાની આશાઓનો સૂર્ય મધ્યાન્હમાં આવતો દેખાયો. જેના માટે આટલા બધા સંકટો, દુઃખો, મહેનત, મુસીબતો ને તકલીફો ઉઠાવી હતી તે દિવસ અંતે આવી ગયો. જેની તૃષામાં વર્ષોથી આંસુ પાડી રહ્યા હતા, જેની ઈંતેજારીમાં દરેક ઇટાલીયનના આત્માએ પરમાત્માની પ્રાર્થના કરી હતી તે દીવસ આખરે આવી પહોંચ્યો. ગેરીબાલ્ડી પણ પોતાના સાથીઓને સાથે લઇને રોમ ભણી રવાનો થયો. રસ્તામાં દરેક ઠેકાણે તેના આવવા માટે લોકો બહુ આનંદ બતાવતા હતા. અને તેને બહુ મિજબાનીઓ ચખાડતા હતા. થોડે થોડે તેની સાથે

નવયુવાનો મળતાજ હતા પણ એક હજારથી વધારે વોલંટીઅર એકઠા કરવાનો તેને હુકમ નહીં હતો. સકરીતા શહેરના રહેવાશીઓએ તેને તે શહેરની પ્રજા તરફથી પાર્લામેંટનો મેમ્બર ચુંટી કહાડયો.

સને ૧૮૪૯ ના ફેબ્રુઆરીની તા. ૮ મી નો દીવસ પાર્લામેંટ મેળવવા માટે મુકરર થયો હતો. ગેરીબાલ્ડી સાંધાના દરદથી પીડાતો હતો તેથી પગે ચાલવાની તેનામાં શક્તિ નહોતી. એક સાથીએ તેને ખભા ઉપર ઉંચકયો ને મોટા હોલમાં દાખલ કર્યો. જે હોલમાં કોઇ વખતે રોમનસીનેટ પૃથ્વીના મોટા મોટા રાજાઓના ભાગ્યના ફેસલા કરતી હતી. કોઇ પ્રસંગે જયાં રાજયોના રાજયો જોત જોતામાં નીચે ઉપર થઇ જતા હતા. ઘણી એક પ્રજાના રાજા જેની પાસે માથું નમાવતા હતા. જેના દરેક ખૂણામાં મોટા બનાવોની યાદ લખેલી હતી તે મહાન હોલમાં ગેરીબાલ્ડીએ પ્રવેશ કર્યો. એમ કહો કે એક વીજળીક લહેર તેના શરીરમાં ચાલી ગઇ. આજ સૈકાઓ પછી ઇટાલીના લોકો તે હોલમાં પોતાની સ્વતંત્રતાની ખુશી મનાવવા માટે એકઠા થયા હતા. રાત્રે ૧૧ વાગે કુલ મેમ્બરો એકઠા થયા પછી સર્વાનુમતે રોમમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન કરવાનો ઠરાવ કરવામાં આવ્યો. એમ ઇટાલીના લોકોએ પોતાની બહાદૂરી ને શૂરવીરતાથી ઇટાલીનાં મડદાંને બીજીવાર સજીવન કર્યું. હજરત ઇસુખ્રિસ્તના જીવનથી જે ચમત્કાર કરવામાં આવ્યા હતા તે આજે ઇટાલીના લોકોએ કરી બતાવ્યા. ગેરીબાલ્ડી તો લૂગડામાં ફૂલ્યો સમાતો નહોતો. જે શહેરના સ્મર્ણમાં વર્ષો ગુજાર્યા હતા તે શહેરના સર્વથી મોટા હોલમાં આજે પાર્લામેંટના મેમ્બર તરીકે બેઠો હતો. સારાંશ કે તે એક મહત્વનો સમય હતો અને મહત્વતા જોવામાં આવતી હતી. જેના અંતઃકરણમાં કોઇવાર પણ પ્રજાકીય સ્વતંત્રતાનો ઉત્સાહ ઉભરાઇ જાય છે તેવા લોકો એ મહત્વતાને કલ્પનામાં લાવી શકે છે. જે પ્રજાકીય સ્વતંત્રાને જગતમાં મહાન આશીર્વાદ રૂપ સમજે છે તે લોકો તે હર્ષનું પ્રમાણ

કરી શકે છે. જેણે સેંકડો રાત્રિ દિવસ પોતાની પ્રજાકીય ગુલામગીરી ઉપર રડતાં રડતાં ગુજાર્યા હોય તે લોકોજ એ આશીર્વાદથી આનંદ ભોગવી શકે છે. જે હર્ષ ગેરીબાલ્ડીને ૧૮૪૯ ના ફેબ્રુઆરીની તા. ૮ મીએ થયો તેનું પ્રમાણ, જે લોકોને કદી એક મિનિટ માત્ર પણ પ્રજાકીય ગુલામગીરી માટે શરમની લાગણી નહીં થઇ હોય, જેણે પોતાની ગુલામગિરિની સ્થિતિ ઉપર અફસોસ થયો નહોય; જેને પેટ ભરવા, દોલત કમાવા કે બચ્ચાં પેદા કરવા સિવાય જગતમાં બીજી કોઇ ફરજ માલમ પડી ન હોય, જેણે કદી પોતાના દેશ કે પ્રજાનો ઇતિહાસ વાંચીને આંસું પાડ્યાં ન હોય, જેણે કદી સ્વતંત્રતાનો અર્થ સમજવાની કોશેશ કરી ન હોય અને જેણે સ્વતંત્રતાનાં કિરણોનો ફોટો કદિ પણ જોયો ન હોય તે બાંધી શકતા નથી.

એક મહાન પ્રજા સૈકાઓની ગુલામગિરિ પછી પોતાની સ્વતંત્રતા મેળવીને જે હોલમાં તેમના બાપદાદાઓ બેસીને પોતાના દેશને માટે કાયદાઓ બનાવવા ઉપરાંત આખા યુરોપ, અરધા એશિઆ ને આખા ઉત્તર આફ્રિકાને માટે કાયદાઓ બનાવતા હતા તે હોલમાં એકઠા થયા છે, પણ બિચારાઓને શું ખબર છે કે ધાર્મિક ગુલામગીરીનો પાયો નાંખનાર મહેરબાન પાદરી સાહેબો હજી જલદીથી તેમનો પીછો છોડવાને તૈયાર નથી. તેમને ક્યાં ખબર હતી કે ખાસ જે વખતે રોમમાં ખુશી મનાવવામાં આવી રહી છે તેવે વખતે આ ઝેરી નાગદેવતાઓ મોં ઉઘાડી તેમને ગળી જવા તાકી રહેલા છે. હજરત પોપના પ્રતિનિધિઓ ઇટાલીના બીજા પ્રાંતોમાં ઝેર વરસાવી રહ્યા હતા.

રોમની આ બીજીવારની જીંદગી જોઇને પાડોશી કોમોએ પણ અદેખાઇ કીધી અને પોપની સત્તાને જતી રહેતી જોઇને બધા રોમન કેથોલીકો ક્રોધાયમાન થઇ ગયા. રોમ પોપના પંજામાંથી નીકળી જાય તો ગજબ!!! જે માણસની આંગળી હાલવાથી યુરોપનાં રાજ્યો નીચે ઉપર થઇ જતાં હતાં, અને રાજ્યકીય કુટુંબો બદલાઇ

જતાં હતાં, જે પુરૂષના હુકમથી સ્વર્ગ અને નરકના દરવાજા ઉઘ-ડતા; જે પુરૂષ પૃથ્વીની લહેરો ઉપર ઇશ્વરનો એજંટ (પ્રતિનીધી) માનવામાં આવતો હતો; અમીર, ગરીબ, ખાનદાન, નીચ, ગમે તેવો જ્ઞાની કે તદ્દન અજ્ઞાન, દરેક માણુસને મોક્ષ માટે જે પુરૂષની સિફારસની જરૂર રહેતી હતી; જેના સમક્ષ જગતની સઘળી અક્કલ અને નીતિ કેદમાં હતી, તેજ પોપ રોમને મુકીને, રોમથી ભય પામીને નાસી જાય! અરે એ કેવો ચમત્કારિક બનાવ હતો!! હોય!! શું જાણે ખ્રિસ્તિ રાજ્યોને માટે ધરતીકંપ આવી પહોંચ્યો લ્યુથરના જન્મ પહેલાં તો કદિ એવા પ્રકારની શંકા પણ થતી ન-હોતી. તે હાલ લોકોએ આંખોની સમક્ષ પ્રત્યક્ષ રીતે થયેલું જોયું. પોપનું નાસવું એ રોમન કેથોલીક ખ્રિસ્તિઓને માટે કયામત (પ્રલયકાળ) નો દિવસ આવી ગયો. બસ ચોતરફથી બિચારી રો-મન રીપબ્લિક (પ્રજાસત્તાક રાજ્ય) નું ગળું દબાવવાને માટે તૈ-યારીઓ થવા લાગી.

કોઇ કહે ઝેર દઇને મારી નાખવો જોઇએ, કોઇ કહે ફાંસી દેવી જોઈએ, કોઇ કહે ગોળી મારવી જોઇએ, કોઇ કહે તેનાજ પુત્રોને હાથે તેની કતલ કરાવવી જોઇએ. કોઇ કહે બહુ રીબાવીને મારવો જોઇએ. સારાંશ કે બધા એ પ્રકારે વિચારમાં પડયા અને અંતે અમલમાં મુકવામાં આવ્યા. ખુદ ઈટાલીની પ્રજાના મનને ઝેર મિ-શ્રિત કેળવણીથી બહેકાવવામાં આવ્યા, પાદરી અને જાસુસોએ સામાન્ય લોકોને ભડકાવ્યા અને બહેકાવ્યા, ફ્રાન્સ, આસ્ટ્રિઆ ને બળવાન રાજ્યોએ તોપ ગોળાની તૈયારીઓ કરી અને ચારે તરફથી રસ્તાઓ બંધ કરવાની વ્યવસ્થા કરવામાં આવી. સમુદ્ર ને જમીનના સઘળા રસ્તાઓ બંધ કરવાની ધારણા હતી. ઇટાલીના બીજા પ્રાં-તોના હાકેમોને યુદ્ધ કરવા માટે તૈયાર કરવા પ્રયત્ન થયા. બેઇમાન, દગાબાજ, હલકા લોકોએ ઇટાલીયન પ્રજાના ઉત્સાહનો નાશ કર-વાની શરૂઆત કરી. પરસ્પરની અદેખાઈ, દ્વેષ અને વેર તથા બી-જાઓની આગનો ભડકો કર્યો. મતલબ કે જે કાંઇ થઇ શકે એમ

હતું તે બધું કરવામાં આવ્યું. એક તરફ ચાર દિવસનું નહાનું સરખું બાળક અને બીજી તરફ આખા જગતની વિરૂદ્ધતા તે બીજાઓની, પોતાના ભાઇઓની, પોતાના મિત્રોની અને પોતાના માબાપની છતાં મુકાબલો કરવા તૈયાર હતું તે શું બાળક હતું? રાક્ષસ હતું. આખર બોનાપાર્ટના સિપાઇઓએ આવી તેને ઘેર્યું અને ગેરીબાલ્ડીને તત્કાળ પોતાના સિપાઇઓ સાથે બચાવ માટે જઇ પહોંચવા હુકમ મળ્યો.

---

## રોમનો બચાવ.

ફ્રેંચો હુમલો કરવા આવશે એવી ખબર જ્યારે પાર્લામેંટે સાંભળી, ત્યારે થોડા હલકા પુરૂષો રોમના દરવાજા ઉઘાડી દેવા ઇચ્છતા હતા; કારણ કે આવડા મોટા રાજ્ય સાથે મુકાબલો કરવો તેઓ નિરર્થક સમજતા હતા. પણ મેઝિની અને તેના સાથીઓએ વધુ મતે છેવટના દમ સુધી મુકાબલો કરવો ( લડવું ) એવો નિર્ણય કર્યો. લોકોએ ચોતરફથી ગેરીબાલ્ડીને હાંક મારવી શરૂ કરી, અને જ્યારે તે શહેરમાં દાખલ થયો ત્યારે જાણે કોઇ વિજયી પુરૂષ બહારથી મુલક જીતીને આવે અને તેને આવકાર આપવામાં આવે તેવી રીતનો આવકાર પ્રજાએ દીધો. તે વખત ગેરીબાલ્ડી પાસે ૨૫૦૦ સિપાઇ હતા, તેમાંથી ૪૦ માણસો તો પોતાના દેશની સ્વતંત્રતા માટે લોહી વહેવડાવવાને દક્ષિણ અમેરિકાથી તેની સાથે આવ્યા હતા તે હતા, ૩૦૦ માણસ વેનિસના હતા, ૪૦૦ યુવાન યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ હતા, ૩૦૦ ઉચ્ચ ખાનદાનના તરૂણો હતા અને ૩૦૦ દેશનિકાલ થયેલા ઇટાલીયનો હતા. તેઓ બહારથી પોતાના દેશ માટે લડવા આવ્યા હતા. તે લશ્કર લઇને ગેરીબાલ્ડીએ રોમના કિલ્લાનું રક્ષણ કરવું શરૂ કર્યું. તા. ૨૭ મી એપ્રીલે દુશ્મનોએ પીછુ તરફ કૂચ કરી, ને તા. ૨૯ મીએ રોમથી ૧૫ મૈલ ઉપર આવી છાવણી નાંખી. પહેલી સવારે એક કપ્તાન જે ફ્રેંચ લશ્કરના સરદારનો ભાઇ

હતો તે થોડું લશ્કર લઇને ત્રણ મૈલ ઉપર વધી આવ્યો. રોમનપ્રજા તરફથી જે સિપાઈ પહેરા ઉપર હતા તેમણે બહુ વિવેકથી હુમલો લાવનાર લશ્કરને પાછા ચાલ્યા જવા વાસ્તે કહ્યું. તે પ્રસંગે થયેલી વાતચીત રૂચીકર થઇ પડશે.

રોમન સરદાર—આપ શું ઇચ્છો છો?

ફ્રેંચ કપ્તાન—અમે રોમ જવા ઇચ્છિયે છીએ.

રો૦—આપ રોમ નહીં જઇ શકો. અમે આપને રોમ તરફ જવા નહીં દઇએ.

ફ્રે૦—હું ફ્રાંસના પ્રજાસત્તાકરાજ્યના નામથી હુકમ કરૂં છું કે જવા દો.

રો૦—હું રોમના પ્રજાસત્તાક રાજ્ય તરફથી તમને દરખાસ્ત કરૂં છું કે તમે પાછા ચાલ્યા જાઓ.

ફ્રે૦—અને અમે પાછા ન જઇએ તો?

રો૦—તો અમને હુકમ છે કે તમને પાછા પગલા કરાવીએ.

ફ્રે૦—કેવી રીતે?

રો૦—બળથી.

ફ્રે૦—જો એજ વાત છે તો લ્યો, એમ બોલતાંજ બંદુક કહાડીને તત્કાળ ગોળી ચલાવી ને ધસારો કરવા હુકમ આપ્યો.

રોમન સરદારે પણ પોતાના લશ્કરને ગોળી ચલાવવા હુકમ કર્યો. ફ્રાન્સના સિપાઇઓ ઘોડેસ્વાર હતા અને રોમનો પેદલ હતા, છતાં આખરે ફ્રાન્સના સિપાઇઓને પાછા હઠવું પડ્યું ને તેમનો એક સવાર રોમનોના હાથમાં પકડાઇ ગયો. ફ્રેંચ જનરલને જ્યારે એ હારની ખબર પહોંચી ત્યારે બહુ ક્રોધે ભરાયો. તેને આશા હતી કે ખૂનરેજી વિના રોમ તેના હાથમાં આવી જશે, અને હુકમ આપતાંજ રોમના દરવાજા તેના માટે ઉઘાડી દેવામાં આવશે. પણ આતો તેની ધારણાથી ઉલટું તેનો ભાઈ હારખાઇને પાછો આવ્યો, તેથી તેણે સોગન ખાધા કે ગમે તેમ થઇ જાય પણ રોમ તો જરૂર તાબે કરવું. તેની પાસે ૮૦૦ જોરાવર, કવાયતી, અનુભવી, ખુન-

ઘવાર, બહાદૂર સિપાઇઓ હતા. તે ઉપરાંત રસાલો પણ પુષ્કળ હતો, ને ૧૨ તોપો હતી. તેના સિપાઇઓ બીજા વિજયોના ઉત્સાહથી ભરેલા હતા. તેઓ આફ્રિકાના મેદાનોથી લડતા લડતા આવ્યા હતા. જનરલ આખા લશ્કરને લઈને આગળ વધ્યો ને ગોળીનો મારો શરૂ કર્યો. બહાદૂર ફ્રેંચો લડતા લડતા શહેરના કોટ નીચે જઇ પહોંચ્યા ને દીવાલો ઉપર ચડી જવાની તૈયારીમાં હતા, એટલામાં ગેરીબાલ્ડી એક હજાર માણસથી વચમાં આવી પડયો. ફ્રેંચો બહુ બહાદૂરીથી લડયા પણ ગેરીબાલ્ડીની બહાદૂરી અને શૂરવીરતા સામે કંઇ ચાલ્યું નહીં. કેટલાક માર્યા ગયા ને કેટલાક જખમી થયા પછી ફ્રેંચ લશ્કર પાછું હઠયું. ૨૫૦ ફ્રેચ સ્વર્ગે ગયા અને બીજા ૨૫૦ મેદાનમાં રહ્યા કે જખમી થયા. રોમન જનરલે પણ બહુ બહાદૂરી બતાવી બરાબર રણસંગ્રામના મધ્યમાં લડતો રહ્યો. વચ્ચે જ્યાં જરૂર પડતી ત્યાં તરતજ જતો હતો ને સિપાઇઓની હિંમત વધારતો હતો. તેનું નામ જનરલ આવ્યાના હતું. યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ પણ બહાદૂરીથી લડયા ને બહુ હિંમત દેખાડી. એવી રીતે પહેલી લડાઇમાં તો રોમના નવા જન્મ પામેલા પ્રજાસત્તાક રાજ્યની જીત થઇ.

તે જીતની ખુશાલીમાં કેટલાક દિવસ સુધી રોમમાં રોશની થતી રહી, ઘેર ઘેર જલસા ( ઉત્સવ ) થતા રહ્યા. પ્રજાકીય ગીતો ગવાતાં રહ્યાં, અને રોમન પ્રજા એ વિજયથી બહુ આનંદ મગ્ન હતી. ફ્રેંચ લશ્કરના કમાંડરે લડાઇને બીજેજ દિવસ સુલેહની સરતો મોકલી, અને સુલેહની વાતચીત ચાલતા સુધી લડાઇ બંધ રાખવા તથા દરેક પક્ષે વ્યાજબી નોટીસ આપીને લડાઇ શરૂ કરવાની દરખાસ્ત કરી.

આ વખતથી મેઝિની ને ગેરિબાલ્ડી વચ્ચે બેનસીબ મતભેદની શરૂઆત થઇ જે આગળ જતાં વધતી ગઈ. આ લડાઇના હંગામ માટે રોમનપાર્લામેંટે રાજ્યની દરેક જાતની વ્યવસ્થા કરવાની સત્તા ત્રણપુરૂષોને સોંપી હતી. તે ત્રણમાં મેઝિની પણ હતો, અને

મેઝિનીનો અભિપ્રાય પોતાના બંને સાથીઓથી બળવત્તર હતો. ગેરીબાલ્ડી જોકે કહેતો રહ્યો કે ફ્રેંચ જનરલ કુમક મેળવવા અને પોતાના લશ્કરની સંખ્યા વધારવા માટે માત્ર આ કાવતરૂં કરી રહેલ છે. તેની પછવાડે પડીને સઘળા ફ્રેંચ સિપાઇઓને દેશથી બહાર કહાડી મુકવાનો આ વખતે લાગ છે. છતાં મેઝિની ફ્રેંચજનરલની જાળમાં આવી ગયો ને લડાઇ બંધ રખાવી.

મે મહીનામાં એક બીજા શત્રુ સાથે મુકાબલો કરવો પડયો. નેપલ્સનો રાજા સિસિલી જીતીને વીશહજાર લશ્કર તથા ૩૫ તોપો લઇ રોમ ઉપર ચડી આવ્યો. ત્રણચાર શહેરો તેના કબજામાં આવી ગયાં અને તેના લશ્કરનો મોખરાનો ભાગ રોમથી થોડા મૈલને અંતરે આવી પહોંચ્યો. તે વખતે ગેરીબાલ્ડીએ લડાઇની પરવાનગી માગી કે જેને આપવામાં આવી, પણ અફસોસ!! કે પુરતું લશ્કર તેને આપવામાં આવ્યું નહીં. તેનું લશ્કર ૨૫૦૦ માણસથી વધુ નહોતું, નેપલ્સના રાજાના લશ્કરમાં ફ્રેંચ, આસ્ટ્રિઅન ને સ્પેનિઅર્ડ સીપાઇઓ હતા; પણ પહેલી પેલ્સટેર્નીઆની લડાઇમાં ગેરીબાલ્ડીના બહાદૂર સાથીઓએ તેમને પાછા હઠાવ્યા, બીજી લડાઇ વેલીટરી નામે સ્થળે થઇ તેમાં નેપલ્સનો રાજા જાતે પોતાના સઘળા લશ્કર સાથે હાજર હતો. સામે રોમન લશ્કરનો સેનાધિપતિ જનરલ રૂઝલી ૮૦૦૦ સીપાઇ સાથે હતો, અને ગેરીબાલ્ડીના નામની ધાક એવી બેઠેલી હતી કે નેપલ્સનો રાજા પાછા જવાથી તૈયારીઓ કરી રહ્યો હતો. ગેરીબાલ્ડીએ તેની પુંઠે પડીને તેના લશ્કરને લડવાની ફરજ પાડી. પહેલીવાર તો ગેરીબાલ્ડીના લશ્કરે એવા જોસથી ગોળી ચલાવી કે શત્રુઓને પાછાં પગલાં ભરવાં પડયાં, પણ બીજીવાર તેઓએ પોતાના રસાલાને ગેરીબાલ્ડીના લશ્કર ઉપર હુમલો કરવા મોકલ્યો. એ રસાલો ગેરીબાલ્ડીના સવારો ને એવી જગાએ મળ્યો કે જ્યાં સડક બહુ ઉંચી હતી ને બંને તરફ ઘણોજ ઢોળાવ હતો. ગેરીબાલ્ડીના સવાર પણ બહુ થોડા ને નવા લગભગ ૬૦ હતા. સામેના રસાલામાં પાંચ હજાર સવાર આવી પહોંચ્યા અને તેમને હઠાવી દીધા. થોડા

નવા હતા, સવાર યુવાન પણ કસાયલા નહોતા, તે ઉંચાણથી ઉપે માંડે પડવા લાગ્યા તેથી ગેરીબાલ્ડીને બહુ ખોટું લાગ્યું; તેણે પોતાનો ઘોડો ખાસ સડકની નીચે લીધો તેનું પરિણામ એ આવ્યું કે કેટલાક ઘોડા તેના ઉપર આવી પડ્યા. જેમાં પંડે ઘોડા ઉપરથી દસ પગલાંને છેટે પડયો, અને તેના ઉપર ઘોડેસવારો પસાર થઇ ગયા, તેથી કેટલાક જખમો થયા અને નજીક હતું કે કામ પૂરૂં થઇ જાય, પણ તત્કાલ તેના મિત્ર મીનારાએ આ બનાવ જોયો તેથી પોતાના નવયુવાન સવારોને ખાસ મધ્યમાં લાવીને હાથોહાથ લડાઇમાં દુશ્મનો સાથે મુકાબલો કરવા માંડયો. તે દરમિયાન ગેરીબાલ્ડીને ઉઠીને ઘોડા ઉપર સવાર થવાની તક મળી. બસ પછી શું જોઇએ ! ! દુશ્મનો નાસતા જ દેખાવા લાગ્યા. રાજા રાતોરાત આખા લશ્કર સાથે શહેરની બહાર નીકળી ગયો. ગેરીબાલ્ડીએ પાછળ પડવાની પરવાનગી માગી. પણ અફસોસ ! ! કે તે પરવાનગી આપવામાં આવી નહીં, મેઝિની ઉપર આ મોટું કલંક છે કે તેણે આ લડાઇમાં લશ્કરની સરદારી માટે ગેરીબાલ્ડી શિવાય બીજા માણસને કેમ પસંદ કર્યો ? ઇશ્વર જાણે તેમાંશું ભેદ હતો, પણ એમાંતો સંશય નથી કે ગવર્નમેંટની આ ભૂલ રોમના નાશમાં કારણ રૂપ સાબીત થઇ. તે વિજય મેળવ્યા પછી તા. ૨૪ મે ને રોજ ગેરીબાલ્ડી લોકોના હર્ષના પોકારો સાંભળતો રોમ શહેરમાં દાખલ થયો. પછી તરતજ ખબર મળ્યા કે આસ્ટ્રિઅન લશ્કર અંકોના ઉપર વધતું ચાલ્યું આવે છે તેથી તેના સામે ચારહજાર માણસનું લશ્કર મોકલવામાં આવ્યું ને રાજધાનીના કિલ્લામાં બહુ નહાનું લશ્કર રહ્યું.

---

## ફ્રેંચ જનરલની દગલબાજી ને રોમનો પરાજય.

બીજીહાર પછી ફ્રેંચ જનરલે મહેતલ માગી અને તે રોમનં સરકારે આપી એ વાત અમે ઉપર લખી ગયા છીએ. તે દરમીયાન રોમન સરકાર અને ફ્રેંચ એલચી વચ્ચે એક કરારનામું પણ લખવા-

માં આવ્યું હતું પણ ફ્રેંચ જનરલે તે નામંજુર કર્યું ને સહી કરી નહીં. જ્યારે ચારહજાર રોમન સિપાહીઓને આસ્ટ્રિલયન લશ્કર સામે લડવા મોકલવામાં આવ્યા ત્યારે રોમન સેનાપતિ જનરલ રૂસતાઇ (રોસેલી)એ ફ્રેંચ જનરલને, અમારૂં લશ્કર આસ્ટ્રિયન લશ્કરના મુકાબલામાંથી પાછું આવે નહીં ત્યાં સુધી લડાઇ મુલતવીં રાખવી એવો કાગળ લખ્યો; પણ ફ્રેંચ જનરલે તે પ્રસંગનો લાભ લઇ રોમન જનરલને જવાબ આપ્યો કે રોમ જીતીને ત્વરાથી રોમમાં દાખલ થવાની જરૂર છે માટે એટલો લાંબો વખત નહીં અપાય, તોપણ તારીખ ૪થી જુનની પહેલાં લડાઇ શરૂ નહીં કરીએ. રોમન સરકાર અને તેનું લશ્કર તો તેના વિશ્વાસ ઉપર રહ્યું. અને ફ્રેંચ જનરલે તારીખ ૨જી જુનની મધ્યરાત્રે હુમલો કરવો શરૂ કરી દીધો. ખાસ અડધીરાત્રે એક નીતિવાન સરકારના એજંટ ઉપર વિશ્વાસ રાખી આખું રોમ અને ગેરીબાલ્ડી સુઇ રહ્યા હતા ત્યારે ફ્રેંચ લશ્કરની એક ટૂકડી આગળ વધી. પહેરેગિરે પૂછતાં જાણે મિત્ર હોય તેવો જવાબ મળ્યો, પણ નજીક પહોંચતાંજ તેને કતલ કર્યાં, ને તરતજ સારા સારા ઠેકાણાંનો કબજો કરી લીધો. જેવો તોપનો અવાજ સાંભળ્યો કે ગેરીબાલ્ડી જાગી ઉઠયો ને જુએ છે તો દગલબાજીથી બધો મામલો બગડી ગએલો જણાયો. શહેરનાં સઘળાં સારાં સારાં સ્થાનો દુશ્મનોના હાથમાં આવી ગયાં હતાં. તે સ્થાનોમાં એકનું નામ વિલાકર્સની હતું. આપણે તેને કરસનીનો બુરજ કહીશું. ગેરીબાલ્ડી સમજતો હતો કે બચાવ કરવાની જરૂર છે માટે એ બુરજ મેળવવો જોઇએ. તુરતજ ચોતરફ નજર દોડાવી તેણે પોતાના સાથીઓને લલકાર્યા ને તે બુરજનો કબજો લેવા આજ્ઞા કરી. મોંટીવીડીઓથી આવેલા બહાદૂર ઇટાલીયનો તેના ઉપર ફિદા હતા, તેઓ લડતા ઝગડતા બુરજમાં જઇ પહોંચ્યા અને બહુ ખુનરેજી પછી તે દુશ્મનના પંજામાંથી છીનવી લીધો. પણ તેમાં એટલા બધા માર્યા ગયા ને જખમી થયા કે ત્યાં ટકી રહેવું અશકય જણાયું. એટલામાં શત્રુએ ફરીથી હુમલો કર્યો ને તેમને હઠાવી મુકયા.

જો કે રોમનોએ ફરી હુમલો કર્યો પણ લોહીમાં પલળેલ લુગડાં સહીત પાછા હઠી જવું પડયું. એક મીનારા નામે સરદાર હતો તે ગેરીબાલ્ડી ઉપર જીવન અર્પણ કરી ચુકયો હતો, ને લૈંબાર્ડીનો રહે-વાશી હતો તે પોતાના ખર્ચે એક રસાલો લાવ્યો હતો, તેણે તે રસાલાના સિપાઇઓને બુરજ ઉપર હુમલો કરવા હુકમ આપતાં લલકારીને કહ્યું જે "લૈંબાર્ડીના લોકો! બુરજ કબજે કરો, અથવા' 'સંગ્રામમાં મરી જાઓ; જુઓ ગેરીબાલ્ડીની નજર તમારા ઉપર' 'ચોંટેલી છે." તેઓ જોતજોતામાં જઇ પહોંચ્યા પણ શું કરી શકે?' દુશ્મનનું વીસ હજાર માણસનું લશ્કર તે સ્થળે હાજર હતું. તેને હજારો માણસ મરવાની પરવા નહોતી. ને આ તરફ માત્ર બે હજાર માણસો હતાં તો પણ બંને પક્ષો આ બુરજ માટે જાન તોડીને લડી રહ્યા હતા. ગેરીબાલ્ડીનું લશ્કર સેંકડોને કતલ કરી નાંખતું હતું પણ તેની જગાએ સેંકડો નવા માણસ લડવા આવતા હતા. શત્રુના બુરજ ઉપરના ગોળીના મારાથી ગેરીબાલ્ડીના લશ્કરને સખ્ત નુકસાન પહોંચી રહ્યું હતું. તે એક પલવાર નિરાશ થયો પણ ઝટ બીજી જ પળે તેણે બુરજ ઉપર હુમલો કરવાનો ઇરાદો કર્યો. પોતાના બધા સાથીઓને લઇને મરવા મારવાના ઇરાદાથી બીજા બુરજથી નીકળયો. તેનો મરનીઆ નામે એક મિત્ર પોતાના વીસ સવારોને લઇને બુરજની નીસરણીઓ સુધી પહોંચ્યો પણ ઉપરથી ગોળીઓનો એટલો વરસાદ વરસ્યો કે સવાર અને ઘોડા બધા નાહિંમત થયા. હજુ બીજી ગોળી ભરાઇ નહોતી એટલામાં બહાદૂર મીનારા હાથમાં તલવાર લઇ ઉપર ચડી ગયો અને બુરજ ઉપરનો કબજો કરી લીધો. પણ જોતજોતામાં આખું ફ્રેંચ લશ્કર જે જમીન ઉપર નીચે હતું તે બુરજ ઉપર આવી પહોંચ્યું. લડાઇ ખુનખાર થઈ. બેહદ માણસો કપાઇ ગયા ને જખમી થયા ત્યારે સહુની પાછળ ગેરીબાલ્ડીએ મેદાન છોડયું. બધાનાં લુગડાંમાં કાણાં પડી ગયાં હતાં ને ગોળીઓના વરસાદથી લુગડાંની ચીંદરડીઓ ઉડી ગઇ હતી. અફસોસ કે આટલી બધી બહાદૂરી છતાં પણ બે વખત કબજો મેળવીને

બુરજ પાછો છોડી દેવો પડયો. આ નાશકારક જગ્યાએથી બહુ થોડા રોમનો પાછા આવ્યા. ઘણાઓએ તો મેદાનમાં પોતાની સ્વતંત્રતા માટે લડતાં સ્વર્ગનો રસ્તો લીધો. સાંજરે જેણે આખી ઉમર ચોપડીઓમાં ગાળી હતી તેવા જીનીવાના એક કવીને એક લેખક એમ બે જણ આવ્યા, ને ૧૦૦ માણસને લઇને ફરી હુમલો કરવાની રજા માગી. ગેરીબાલ્ડીએ કહ્યું કે જાઓ કદાચ ઇશ્વરે એ કામ તમારા માટેજ બાકી રાખ્યું હોય. શત્રુની આખી ફોજનું બળ તે બુરજ ઉપર હતું. ત્યાં એકસો માણસ શું વિસાતમાં હતા !! પચાસ મેદાનમાં રહ્યા ને પચાસ પાછા આવ્યા. રોમન ફોજના ૧૮૦ ઓફીસરો તો તે વખત સુધી મરી ચુકયા હતા. ને સિપાઇઓની તો સંખ્યાજ ગણાય નહીં. તા. ૩ જી જુન ૧૮૪૯ ને રોજ રોમના ભાગ્યનો ફેંસલો થઇ ચુકયો. સારાસારા હિંમતવાન સરદારો કામ આવી ગયા.

ગેરીબાલ્ડીએ એક બીજા બુરજમાં જઇને આશ્રય લીધો અને ત્યાંથી હુકમો આપવા શરૂ કર્યા. તેના સ્થાનનો પત્તો ફ્રેંચ સિપાઇઓને તરતજ લાગી ગયો અને ત્યાંજ પોતાનું સઘળું બળ કામમાં લાવ્યા, પણ ગેરીબાલ્ડીના શિર ઉપર પરમેશ્વરનો હાથ હતો. તેની આજુબાજુ બહુ ખૂનો થઇ રહેલાં હતાં પણ તે બચી જતો હતો. તે જેમાં રહેતો હતો તે મકાન ગોળીઓના વરસાદથી પાણી ઉપરના વહાણની પેઠે હિલ્યા કરતું હતું, છતાં રાતદિવસ તેમાંજ તે રહેતો ને ત્યાંજ ભોજન કરતો હતો. કેટલીક વારતો બે દિવસ સુધી ભોજન મળતું નહીં ને ત્યાંજ બેસીને દુશ્મનથી ઘેરાયલી સ્થિતિમાં લડાઈ ચલાવી રહ્યો હતો. એક દિવસ સાંઝે કેટલાક મિત્રો સાથે ભોજન કરતો હતો ત્યાં ઓચિંતાં દારૂથી ભરેલો ગોળો પડયો ને ટેબલની પાસે આવીને ફૂટયો. આખું ટેબલ સઘળા ખાનારા અને સઘળું ખાવાનું રાખથી ભરાઇ ગયાં. જે માણસો તેની સાથે બેઠા હતા તેમાંના એકનું નામ ડીચી હતું. તે ડીચી બે દીવસ પછી ગેરીબાલ્ડીને રીપોર્ટ આપવા આવ્યો ત્યારે ગેરીબાલ્ડી ભાણા ઉપર બેઠો હતો

તેણે તેને પણ બેસાડયો. તે હજુ બેસે છે એટલામાં જેનું અમે પહેલાં વર્ણન કરી આવ્યા છીએ તે મીનારા બોલી ઉઠયો કે ડીમી ! પરમેશ્વરની ખાતર જનરલ સાથે ભોજન કરશો નહીં. પાછલા ત્રણ દિવસથી જે માણસ જનરલ સાથે ખાય છે તે લડાઇથી પાછા આવતા નથી. ડીમીએ જવાબ આપ્યો કે મને પણ એવુંજ માલમ પડે છે. મારી બાલ્યાવસ્થામાં મારી જન્મોત્રી બનાવનારે હું ૩૯ વર્ષની વયે મરીશ એવી ભવિષ્ય વાણી કહી હતી. હાલ હું ૩૯ વર્ષનો થયો છું, અને જોકે હું મુસલમાન નથી તોપણ ભાગ્યને માનું છું. મને પુરો વિશ્વાસ છે કે ભાગ્યમાં લખેલું કદી ફરતું નથી. તે વખત બીજા બધાતો હસતા રહ્યા પણ મીનારાને તો બહુ દિલગીરી રહી. તેણે ડીમીને કહ્યું કે જ્યાં સુધી આજનો દિવસ સલાહ શાંતીથી પસાર નહીં થઇ જાય ત્યાં સુધી મને ચેન નહીં પડે. તેણે જનરલને કહ્યું કે પરમેશ્વરની ખાતર આજ તેને ક્યાંએ મોકલો નહીં. ડીમી પણ બિચારો બહુ થાકી ગયો હતો તેથી આરામની ઇચ્છા રાખતો હતો. મીનારાએ તેને પોતાના બીછાના ઉપર સુવાડયો અને તે ઉંઘી ગયો. લગભગ એક કલાક પછી ગોળા વરસવા શરૂ થયા. તે વેળા જનરલને હુકમો મુકવા માટે એક માણસની જરૂર પડી. તે વખત તેની પાસે કોઇ માણુસ નહોતો, તેણે બહુ વિચાર કરીને પણ નિરૂપાય થઇ ડીમીને જગાડયો અને કહ્યું તમને સુતે ૨૪ કલાક થઇ ગયા. હવે મીનારાનો વહેમ દૂર થયો, માટે ઉઠો ને થોડા ગોળીબાજ સિપાઇઓને લઇને શત્રુઓને ઉત્તર આપો. ડીમી બહાદૂર માણુસ હતો તેથી બીજીવાર કહેવાની જરૂર રહી નહીં. તુરતજ ઉઠયો ને આશરે એક ડઝન ગોળીબાજો ને લઇને બંદુકો ચલાવવા માંડી. આ બાર માણસોના હારૂથી દુશ્મનોને બહુ નુકશાન પહોંચ્યું તેથી ક્રોધાયમાન થઇને બંદુકોના બદલામાં તોપોથી જવાબ દેવા લાગ્યા. થોડા વખત પછી ગેરીબાલ્ડી પાસે એક માણુસ એવી ખબર લાવ્યો કે ડીમી માર્યો ગયો. તેથી તેને બહુ અફસોસ થયો પણ અડધો કલાક નહોતો થયો એટલામાં તો ડીમી સામેથી આવતો નજરે પડયો. એ-

રીબાલ્ડી બહુ શુદ્ધ અંતઃકરણથી તેને ભેટયો, પૂછપરછ કરવાથી તેને માલમ પડયું કે ડીમી રેતના કોથળા નીચે દબાઇ ગયો હતો. એક કોથળાને એક ગોળી લાગી તેથી તે કોથળો ફાટી ગયો અને તેથી બીજા કોથળાઓ ઉપરથી પડયા ને ડીમી દબાઇ ગયો. જો કે ડીમી તો બચી ગયો પણ ગોળી કોથળાથી કુદીને દીવાલમાં લાગી ને દીવાલથી કુદીને એક સિપાઇની પુઠમાં લાગી. તે સિપાઇને ડોળીમાં નાંખીને ઉંચકી જતા હતા એટલામાં એક સરદાર મુડદા ઉપર વળીને ચુંબન કરવા લાગ્યો. પૂછપરછ કરવાથી માલમ પડયું કે સરદારના પોષાકમાં તે હીણુ ભાગ્ય સિપાઇની સ્ત્રી તેની સાથે ત્રીજી જુનથી લડી રહી હતી. સારાંશ કે લડાઈ એવી રીતે ચાલુ રહી અને જો કે ફ્રેંચ સિપાઇઓના મુકાબલામાં રોમન લશ્કર કંઈ બિસાતમાં નહોતું. પણ જે લોકો પોતાનાજ ઘરોમાં પોતાની સ્ત્રીઓ અને બાળકોના રક્ષણ માટે લડતા રહ્યા તેમની બહાદૂરી પગાર લેનાર સિપાઈઓથી દસગણી વધારે હતી. આખા રોમમાં તોફાન મચી રહ્યું હતું, કોઇ ઇમારત સહી સલામત નહોતી. માતાઓ પોતાના બાળકોને છાતીએ લગાડીને રક્ષણ માટે નાસતી ફરતી હતી, સેંકડો સ્ત્રીઓને બાળકો ભરનિદ્રાવશ માર્યાં ગયાં છતાં આશ્ચર્ય એ છે કે કોઇપણ સ્ત્રી કે બાળકના મોંથી તાબે થવાનો શબ્દ સરખો પણ નીકળતો નહોતો. એવી રીતે લડતાં લડતાં અંતે તા. ૨૯મી જુન આવી પહોંચી. મનુષ્ય તરફના ગોળી બહાર સાથે આકાશે પણ પોતાના ગોળા વરસાવવા શરૂ કર્યા. રાત્રે તોફાન થયું, વરસાદ સખ્ત થયો અને વીજળીના કડાકા સાથેની ગર્જનાએ અતી બહાદૂરોનાં દિલ પણ હલાવી દીધાં. રોમમાં તા. ૨૯મી જુનને દિવસે સેંટપીટરના સ્મર્ણમાં રોશની થયા કરતી હતી. રોમની પ્રજાએ આવા પ્રલયકાળના વખતમાં પણ પોતાનો તહેવાર મુકયો નહીં, આખા શહેરમાં રોશની કરવામાં આવી,. થોડા વખતને માટે તો લડાઇ બંધ થયેલી માલમ પડી પણ ખરેખર જોતાં દુશ્મન બહુ મોટા હુમલાને માટે તૈયારી કરી રહેલા હતા. પરોડમાં બે વાગે લડાઇની નીશાની આપવામાં આવી

તેથી સઘળા રોમને રોશની છોડી દઇને લડાઇની જગા ઉપર આવી ઉભા. ગેરીબાલ્ડીએ પ્રતિસ્પર્દ્ધિની અગત્યની જગ્યા શોધી લીધી ને ત્યાં જઇ પહોંચ્યો. હાથમાં તલવાર લઇને રાક્ષસની પેઠે ઘુમતો રહ્યો, તેનો ચહેરો ખૂનથી ભરેલો હતો, લુગડાં ફાટેલાં હતાં, જરામાં અહીં, જરામાં ત્યાં, વીજળીની પેઠે લડતો ફરતો હતો, એટલામાં એક કાસદે આવી તેને કહ્યું જે પાર્લામેંટમાં તમને બોલાવે છે. તે વખત પાર્લામેંટની બેઠક ચાલુ હતી, મેઝિની ભાષણ કરી રહ્યો હતો કે આખા લશ્કરને લઇને શહેરથી નીકળી જવું જોઇએ ને બહારથી તૈયારી કરીને ફરીથો હુમલો લાવવો જોઇએ. ગેરીબાલ્ડીનો ચહેરો જોતાંજ આખી પાર્લામેંટ માનથી ઉભી થઇ ગઇને લોકોએ ગેરીબાલ્ડીનો અભિપ્રાય સાંભળવાની ઇચ્છા જણાવી. તેણે સરકારની પ્રથમની કારરવાઇ ઉપર અફસોસ જાહેર કરીને જે અભિપ્રાય મેઝિનિ તેના પહેલાં આપી રહ્યા હતો તેજ અભિપ્રાય આપ્યો, તેણે કહ્યું કે જયાં સુધી અમે જીવતા છીએ અને અમારા સાથી જે લડવું કે મરી જવું જાણે છે તે જીવતા છે ત્યાં સુધી અમારે અમારા દેશના ભાગ્યથી નિરાશ નહીં થવું જોઇએ.

અફસોસ કે તેના ને મેઝિનીના અભિપ્રાય મુજબ અમલ થયો નહીં ને પાર્લામેંટે બચાવ કરવો બંધ કરી તાબેદારી કબૂલ કરી. ગેરીબાલ્ડી તેની સરદારીથી પેહેલાંજ પોતાના સાથીઓ સાથે શહેરથી બહાર નાકળી ગયો. અને મેઝિનીએ પણ તેમજ કર્યું, બસ ફ્રેંચ સિપાઇઓએ શહેરમાં દાખલ થઇને ન કરવાનાં કામો કર્યાં. ખેર !! ભાગ્યના લેખને કોણ મટાડી શકે તેમ હતું ?!!



## રોમથી પાછા ફરવું, તેની પત્નીનું મરણ અને દેશવટો.

પહેલાં ગેરીબાલ્ડી જ્યારે લેંબાર્ડીમાં લડી રહ્યો હતો ત્યારે તેની સ્ત્રી અને બાળકો તેની માતા પાસે નાઇસમાં હતાં. તેની સ્ત્રી સગર્ભા હોવાથી તેઓ ત્યાંજ રહે એમ ગેરીબાલ્ડી ઇચ્છતો હતો. જ્યારે તે જીનીવા ગયો ત્યારે તેની બહાદુર પત્ની પણ તેની પછવાડે આવી અને જ્યારે તે રોમમાં લડી રહ્યો હતો ત્યારે તેની પત્ની જોકે એક બીજા શહેરમાં હતી તોપણ રોમના બનાવો સાંભળીને તે પોતાના પતીથી દૂર રહે એ અશક્ય હતું. ખાસ લડાઇના મધ્યમાં તારીખ ૧૪ મી મેને રોજ તે રોમમાં દાખલ થઇને બરાબર રોમમાં રહી. રોમ છોડતી વખત ગેરીબાલ્ડીએ તેણીને બહુ કાલાવાલા કરીને દરખાસ્ત કરી કે તેણી પોતાના ગર્ભના દિવસો રોમમાં ગાળે અને તેની સાથે આવે નહીં, પણ તેણી કયાં માને તેવી હતી. રોમથી તેની સાથેજ નીકળીને પહેલાંજ ગામમાં એક સ્ત્રીને ઘેર જઇ પોતાના વાળ કતરાવીને પુરૂષનો પોષાક પહેરી પોતાના પતિ સાથે જવા માટે તૈયાર થઇ ગઇ.

ગેરીબાલ્ડી રોમથી બહુ નિરાશ થઇને નીકળયો હતો. તેના કેટલાક બહાદૂર સાથીઓ અને શૂરવીર મિત્રો તેની આંખો સામે માર્યા ગયા, બહાદૂર મીનારા પણ છેવટના દિવસોમાં માર્યો ગયો, અને એટલાં મોત થયાં છતાં પણ રોમ દુશ્મનના તાબામાં ગયું, તેથી તેને બહુ ખેદ થતો હતો. એમ નિરાશાધીન અંતઃકરણ લઇને તે રોમથી નીકળયો હતો. તુરતજ દુશ્મનોએ તેની પુંઠ પકડી ફ્રેંચ, આસ્ટ્રીઅન ને નેપલ્સના લોકો પણ તેની પૂંઠ પકડવામાં સામેલ થયા. પાદરી સાહેબો તો બદલો લેવાનું ધારી બેઠા હતા. તેમણે લોકોને બહેકાવવા શરૂ કર્યા. મતલબ કે ચારે તરફથી ગેરીબાલ્ડીને શત્રુઓએ ઘેરી લીધો અને તેના લશ્કરના સિપાઇઓએ નાહિંમત થવું શરૂ કર્યું. સિપાઇઓએ ઘોડા વેંચી વેંચીને પોતાના ઘરનો રસ્તો પકડ્યો. બહાદૂર મેડીસીને મીનારાના લેંબાર્ડીઅન સિપાઇઓ તેની સાથે રહ્યા. પગ રસ્તે વેનીસ પહોંચવું અશક્ય થઇ પડયું તેથી ગે

તેમ કરી સમુદ્ર રસ્તે વેનીસ પહોંચવા ધાર્યું. સેનમેરીનો નામે સ્થળે પહોંચીને તેણે પોતાના મિત્રો અને થોડા બીજા વફાદાર સાથીઓ સિવાયના લશ્કરને રજા આપી[1] પંડે અતીશય બહાદુરીથી આસ્ટ્રીઅન લશ્કર વચ્ચે થઈને કિનારે જઇ પહોંચ્યો ને માછલાં પકડવાની બોટો એકઠી કરી પંદર વહાણો તૈયાર કર્યાં ને સમુદ્ર માર્ગે જવા માંડયું. ધારેલી જગ્યા ફક્ત ૫૦ માઇલ બાકી રહી કે આસ્ટ્રીઆના નૌકા સૈન્યે આવી ઘેરો ઘાલ્યો; તેમાં નવ વહાણો પકડાઇ ગયાં ને છ બચી ગયાં. ગેરીબાલ્ડી અને તેની સ્ત્રી એક મછવા ઉપર સવાર હતાં, તેની સાથે બહાદુર અને સ્વદેશાભિમાની ચુગ્વીશી નામે પાદરી હતો, તથા વીચી અને તેના બે પુત્રો હતા. તે બધામાંથી માત્ર ગેરીબાલ્ડી ને તેની સ્ત્રી બચ્યાં ને બાકીના દુશ્મનના પંજામાં આવી ગયા.

ગેરીબાલ્ડીએ ચુગ્વીશીની બહુ પ્રશંસા લખી છે. એ પાદરી બહુ વિદ્વાન હતો. ગ્રીક, યુનાની, લાટીન, ફ્રેંચ અને અંગ્રેજીતો બહુ સારી રીતે જાણતો હતો: તે ઉપરાંત તેનો કંઠ મધુર હતો ને ચિત્રકામ પણ જાણતો હતો. તે બહુ મોટો વકતા હતો, તેની વકતૃત્વતાની ગેરીબાલ્ડીને બહુ મદદ પહોંચતી. તેની વકતૃત્વ શક્તિમાં જાદુઇ અસર હતી. તેનાં ભાષણો ઉપર લોકો ફિદા થઈને મરવા મારવા તૈયાર થઈ જતા અને ઘણાજ કઠણ હૃદયવાળા પણ હજારો રૂપિઆ આપી દેતા. બલોનામાં તો તેણે ચમત્કાર કરી દેખાડયા. દ્રવ્યવાનોએ હજારો રૂપીઆ દાન કર્યા, સ્ત્રીઓએ ઘરેણાં ઉતારી દીધાં, વીંટીઓને વાળીઓના ઢગલા થઇ ગયા, એક બાલિકા પાસે કંઈ નહોતું તેણે પોતાના વાળ કાતરીને તે વફાદાર પાદરીને અર્પણ

---

૧ ગેરીબાલ્ડીએ પોતાના લશ્કરને રજા આપતી વખતે જાહેર ખબર કહાડી કે "આજથી હું મારા રણવીરોને સર્વ પ્રતિજ્ઞાઓથી મુક્ત કરૂં છું. આજથી તેઓ સ્વાધીન ભાવે સાંસારિક જીવનમાં ફરી પ્રવેશ કરે પરંતુ અંતે કહેવાનું એજ છે કે તમારા અંતઃકરણમાં અગ્નીથી આટલું લખી રાખજો કે વિદેશીઓને આધીન રહી દાસભાવથી જીવન ગાળવું એના કરતાં મરવું હજાર દરજ્જે સારૂં છે.

કર્યા. આ માણસ દરેક ઠેકાણે કામ આવતો હતો. બિમારીમાં આયાનું કામ કરતો છુપી ખબર લાવવા માટે શત્રુની છાવણીમાં બેધડક ઘુસી જતો હતો. જેમાં એક વખત ફ્રેંચ લશ્કરે તેને કેદી પણ કરી લીધો હતો. લડાઇ વખતે બહાદૂર સિપાઈઓની જગાએ કામ કરતો. દરેક લડાઈમાં બરાબર ગેરીબાલ્ડીની સાથે રહ્યો. ભયના વખતમાં હમેશાં સહુથી આગળ રહેતો. તેને શત્રુઓએ બહુ રીબાવીને માર્યો. જ્યારે તેને પકડવામાં આવ્યો ત્યારે પ્રથમ તો તેની દરેક રીતે બે ઇજતી કરવામાં આવી. અને પછી હુકમ કરવામાં આવ્યો જે તેની આંગળીઓને ખોપરીનું ચામડું ઉતારવામાં આવે. ( આ બધું એક પાદરીના હુકમથી કરવામાં આવ્યું ) પછી લોહી વહેતો વહેતો તેને કતલ કરવાની જગા ઉપર લઇ ગયા ને ત્યાં કતલ કરવામાં આવ્યો.

વીચીને તેના બે પુત્રોને પણ દુશ્મનોએ ગોળીથી મારી નાંખ્યા. જે જમીન એવા બહાદૂર પુરૂષોના લોહીથી તૃપ્ત થઇ હોય તે લાંબી મુદત ગુલામગીરીમાં રહી શક્તી નથી. ગેરીબાલ્ડીને તેની પત્ની ઇન્ટા બચી ગયાં. તેમાં ઇન્ટા જો કે શત્રુના હાથથી બચી ગઇ પણ એવી સ્થિતિમાં મોતના પંજામાંથી કયાં સુધી બચી શકાય ? મછવામાંથી ઉતરીને એક મકાઇના ખેતરમાં જઇને સંતાણી, તૃષાને લીધે તેના પ્રાણ સૂકાતા હતા પણ ત્યાં પાણી કયાં ? અતીશય દિલસોજીથી ગેરીબાલ્ડી પોતાના સાથીઓથી જૂદો પડયો અને તેમને શીખામણ આપી કે એકેક બબ્બે થઇને નાશી છૂટે. પણ ઉપર વર્ણવી આવ્યા તેમ તેઓ તો શત્રુઓના શિકાર થઇ ગયા. ખેર હવે ગેરીબાલ્ડી પોતાની ગર્ભવંતી સ્ત્રીને ખભા ઉપર ઊચકીને ફરતો રહ્યો. આખરે એક મિત્ર મળ્યો તે તેમને પોતાને ગામ તેડી ગયો અને ત્યાં ઇન્ટાને પાણી પાયું. ત્યાંથી પણ નાસવું પડયું. એમ ગેરીબાલ્ડી કોઈ કોઇ નિર્ભય સ્થાનની શોધમાં તેમને ઉચકીને ફરતો હતો તેવામાં એક ગાડી મળી તેમાં નાંખીને એક ખેડુતના ઘર સુધી લઈ ગયો, ત્યાં એક ડાકટર મળ્યો તેણે કહ્યું કે થાક, મુસાફરી ને ચિંતાને લીધે બહુજ તાવ ચઢી ગયો છે.

તે વખત ઇન્ટાએ પાણી માગ્યું. તે પાણીનો પ્યાલો તેના હોઠ સુધી પહોંચતાં પહેલાં તેનો અમર આત્મા તે શરીરમાંથી નીકળી ગયો[1]હતો. આ બનાવથી ગેરીબાલ્ડી ઘણોજ રોયો, પણ રોવાથી શું મળી શકે તેમ હતું ? એટલામાં શત્રુ આવી પહોંચ્યા અને પોતાના રક્ષણ માટે તત્કાળ નાશી છૂટવાની જરૂર હતી. જોકે ગેરીબાલ્ડી પોતાની બહાદૂર અર્ધાંગના જીવને પોતાથી વધારે પ્રિય સમજતો હતો તોપણ આવા લાચારીના સમયના લીધે પોતાની પ્રિયપત્નીને સ્વનેત્ર સન્મુખ મૃત્યુ વશ થયેલી મુકી, તેની લાશને દફન કર્યા વિના નાસી છૂટયો. તે સેંટઆલબર્ટુમાં એક દરજીના ઘરમાં જઇ સંતાયો. તે પ્રસંગ માટે તે લખે છે કે "ખડકી નીચે મગરૂર આસ્ટ્રિઅન' 'સિપાઇઓ બજારમાં ફરતા દેખાતા હતા, તેમના ચહેરા જોઇને' 'મને ક્રોધ ઉત્પન્ન થતો હતો. ત્યાંથી નીકળી એક બીજા ઘરમાં' 'જઇ સંતાઇ રહ્યો, અને આખરે મારા મિત્રોએ હું જંગલમાં' 'જઇ સંતાઉં એમ દુરસ્ત ધાર્યું. મારા રક્ષક બહુ સાવચેતીથી મને' 'સંતાડતા હતા. કારણ, એક તરફથી આસ્ટ્રિયન સિપાઇઓ ચો-' 'તરફથી મને પકડવા ફરતા હતા, ને બીજી તરફથી પોપના' 'પાદરીઓ અજ્ઞાન જમીનદારોને સ્વર્ગના વાયદાથી બહેકાવતા' 'ફરતા હતા. કેટલીકવાર અરધી રાત્રે મારા મિત્રો ગાડી લઇને' 'આવતા હતા, કેમકે તેમને જણાતું જે શત્રુએ મારી સંતાવાની' 'જગાનો પતો મેળવ્યો છે. અનેક નિશાનિઓ તેઓએ મુકરર' 'કરી હતી. મારા રસ્તામાં તેઓ અગ્નીના ભડકા કરતા. તેનો અર્થ' 'એ થતો જે આવ્યા આવો કંઇ ભય નથી. ઘણીવાર ગાડીવાન' 'પંડે ઉતરીને આગળ રસ્તો જોતો ચાલ્યો જતો હતો અને એવી' 'રીતે નિશ્ચિંત થઇને આગળ વધતો હતો. મતલબ કે મારા રક્ષ-' 'કોએ મારા રક્ષણ માટે બહુજ સાવચેતી ને વફાદારીથી કામ' 'લીધું અને મારો જીવ તેમના લીધેજ બચ્યો. એક વખત હું ને' 'મારો રક્ષક ઝાડીની એક તરફ પડયા હતા તેની બીજી બાજુ-'

---

[1] ૧૮૪૯ ના આગષ્ટની ૪ થી તારીખે સંધ્યાકાળે તેનું મૃત્યુ થયું.

'એથી મારી શોધમાં ફરતા આસ્ટ્રિયન સિપાઇઓ પસાર થયા.'
'મેં ત્યાંથી નીકળી એક શહેરમાં આશ્રય લીધો. અને એવી રીતે'
'બચતાં બચતાં ટસ્કનીમાં આવી પહોંચ્યો." આ વિપત્તિઓમાં'
ગેરીબાલ્ડીએ એક પાદરીની પ્રશંસા કરી છે. તેણે આશ્રય આ-
પ્યો અને ભાઇ જેવા પ્રેમથી તેની આગતાસ્વાગતા કરી. તેના વિષે
વિવેચન કરતા ગેરીબાલ્ડીએ લખ્યું છે કે "જોકે મને પાદરીઓ-'
'ની હલકી ટોળીથી અતિશય તિરસ્કાર છે તોપણ તેથી એમ નહીં'
'સમજવું કે મને તેમનામાંના સારા માણસોથી પણ તિરસ્કાર'
'હોય. પાદરી વીરઠા ઇસુ ખ્રિસ્તનો સાચો પાદરી હતો. હું ઇસુ-'
'ખ્રિસ્તને એક અતિશય ઉત્તમ પુરૂષ તથા કાયદા બાંધનાર માનું'
'છું, પણ પાદરીઓએ તેને જે ઇશ્વરનો દરજ્જો આપ્યો છે તે હું'
'સ્વીકારતો નથી; કેમકે મારા અભિપ્રાયમાં પાદરી માત્ર પોતાની'
'નિમકહરામી અને દુષ્ટ આચરણો ઉપર પડદો નાંખવા માટે'
'ઇસુ ખ્રિસ્તના નામનો આશ્રય લે છે, અને એવી રીતે ટટ્ટીની'
'આડમાં શીકાર રમે છે."

ગેરીબાલ્ડી એવી રીતે શત દિવસ મુસાફરી કરતો, સંતાતો અને કેટલીકવાર માત્ર સહેજમાં બચી જતો. સપ્ટેંબર મહિનામાં પોર્ટોરેઝ બંદરે જઇ પહોંચ્યો અને ત્યાંથી કીયાવારીના કસબામાં પોતાના ભાઇના સગા વહાલાને મળવા માટે ગયો. તેઓ બહુ નમ્રતાથી વર્ત્યા. જીનીવાના રાજ્ય તરફથી જનરલ માર મોરા નામે કમીશનર હતો તેને ગેરીબાલ્ડીના આવવાની ખબર પડી ગઇ તેથી કંઇપણ ઇજા પહોંચાડયા વિના સિપાઇઓની ચોકીમાં તેને જીનીવા મોકલી દેવા હુકમ કર્યો. તે મુજબ ગેરીબાલ્ડીને જીનીવાના રાજાના મહેલના એક ભાગમાં કેદ રાખવામાં આવ્યો, ને રાત્રે એક વહાણ ઉપર સવાર કરી દેવામાં આવ્યો. ત્યારે ગેરીબાલ્ડીએ જનરલ પાસેથી ૨૪ કલાકમાં પોતાનાં બાલ બચ્ચાંઓને મળી આવવા પરવાનગી માગી અને ૨૪ કલાક પછી પાછા કેદી સ્થિતિમાં વહાણ ઉપર આવી જવા ઇકરાર કર્યો. જનરલ મારમોરાએ તેને તે પરવાન-

ગી આપી. ગેરીબાલ્ડી લખે છે કે "સાર્ડીનીઆની ગવર્નમેંટ મને 'દેશનિકાલ થવાનો હુકમ આપી ચુકી હતી. અને હું જયારે મારાં' 'બાલ બચ્ચાંને મળીને પાછો આવ્યો ત્યારે મને પૂછવામાં આવ્યું' 'કે તમે દેશનિકાલ માટે કઇ જગા પસંદ કરો છો? મારી મ-' 'રજી મારા વહાલા દેશની પાસેજ કયાંક રહેવાની હોવાથી મેં-' 'ટયુનિસ પસંદ કીધું. પણ ત્યાંની સરકારે મને તે જગ્યાએ' 'રહેવાની પરવાનગી આપવા ના પાડી. તેથી ત્યાંથી પાછો આ-' 'વીને હું સેંટહેલીના નામે ટાપુમાં આવ્યો ને ત્યાં ૨૦ દિવસ રહ્યા.' 'ત્યાંથી મને જીબ્રાલ્ટર પહોંચાડી દેવામાં આવ્યો, પણ અફસોસ' 'કે સ્વતંત્ર બ્રિટાનિયાના હાકેમે પણ મને છ દિવસની અંદર' 'ચાલ્યા જવાની નોટીસ આપી. સ્વતંત્રતાને પસંદ કરનાર અને' 'સંકટગ્રસ્તને આશ્રય આપનાર બ્રિટાનીઆ તરફથી આવી હલકી' 'વર્તણુક ચલાવવામાં આવી તે માટે અફસોસ થયો. ખેર! હું લા-' 'ચારીથી ન છુટકે ઉત્તર આફ્રિકામાં જઇ ઉતર્યો, અને ત્યાં છ' 'મહિના ગાળ્યા. એટલામાં કેટલાક મિત્રોએ મારા માટે એક' 'વહાણ વેચાતું લેવા રૂપીઆ એકઠા કીધા અને તે મતલબ માટે' 'હું ન્યુયોર્ક જવા રવાનો થયો. પણ એકઠા કરેલા રૂપીઆ વહાણ' 'ખરીદવા પૂરતા નહોતા તેથી તે મતલબ સરી નહીં." ત્યાં એક ઇટાલીયન માણુસના મીણબત્તીના કારખાનામાં ગેરીબાલ્ડી કામ કરવા લાગ્યો. જોકે કારખાનાનો માલીક અને તેની સ્ત્રી બહુ મહેરબાનીથી વર્તતાં હતાં અને ખોરાક પોશાકની કંઇ કમી નહોતી પણ ગેરીબાલ્ડીનો આત્મા તે હલકા કામ ઉપર આશ્રય લઇ બેસી રહેવામાં બેચેન રહેતો હતો. એક દિવસ તે કામથી કંટાળી ગેરીબાલ્ડીએ બંદરનો રસ્તો લીધો, ત્યાં કેટલાક વહાણો ઉપરથી માલ ઉતારવામાં આવતો હતો તે એક વહાણ ઉપર ગયો, ને માલ ઉતારવાના કામમાં નોકરી કરવાની દરખાસ્ત કરી. પણ ત્યાં કોને માલમ હતું કે કેટલાક નૌકાસૈન્યનો કમાંડર ઇટાલીયન જનરલ મીણબત્તીના કામથી કંટાળીને મજુરી કરવા આવ્યો છે. કોઇએ તેના

તરફ ધ્યાન આપ્યું નહીં. ત્યાંથી બીજા વહાણુ ઉપર અને પછી ત્રીજા વહાણુ ઉપર ગયો પણ કોઇએ તેની કર્મકથા સાંભળી નહીં. અંતે એક જગાએ જઇ કહેવા લાગ્યો કે મને મજૂરીની દરકાર નથી પણ ટહાડથી અકડાઇ જાઉંછું તે ગરમી લાવવા માટે મજુરી કરવા દો. પણ તે વાત ઉપર પણ કોઇએ લક્ષ આપ્યું નહીં, તેથી અંતે નિરાશ થઇ ભગ્ન ચિત્તે મીણબત્તીના કારખાનામાં પાછો આવ્યો. કેટલાક દિવસ પછી મીણબત્તીના કારખાનાને મૂકીને ચિરૂટ વેચવાનું કામ શરૂ કર્યું તેપણ પસંદ પડ્યું નહીં, તેથી આખરે સોનાની ખાણોમાં મજુરી કરવાના ઇરાદાથી કાલીફોર્નિયા તરફ રવાના થયો. તે દરમિયાન તેનો એક ઇટાલિયન મિત્ર તેને પોતાના વહાણુ ઉપર લઇ ગયો. તે મિત્ર સાથે ઘણા વખત સુધી અમેરિકાના પૂર્વ કિનારા તરફ ફરતો રહ્યો. દક્ષિણ અમેરિકામાં ઔટી નામે એક નવી વસ્તીમાં તેનો મિત્ર તેને ઉતારી ગયો અને પંડે દક્ષિણ અમેરિકા તરફ ગયો. અફસોસ કે તેનો મિત્ર ત્યાં કોલેરાની બીમારીથી મરી ગયો ને પાછો આવ્યો નહીં. ઔટીમાં પોતાના છુટકારાના દિવસોમાં એક બનાવ બન્યો, તેને ગેરીબાલ્ડી આ પ્રમાણે વર્ણવે છે.

" હું ઔટીમાં એક મિત્રને ઘેર રહ્યો હતો, તે મારી સાથે બહુ '
' મહેરબાનીથી વર્તતો હતો. તે ઘરમાં એક ફ્રેંચમેન પણ ઘણી વખત '
' આવ્યા કરતો હતો. તે બહુ વાતોડીઓ હતો. જો કે હું તેની સાથે '
' વાતો કરવામાં પરહેજ રહેતો હતો, તોપણ એક દિવસ તે મને '
' લલચાવવામાં ફતેહમંદ નીવડયો અને અમે રોમના સંબંધમાં '
' વાતો કરવા લાગ્યા. જો કે મેં વાતચીત બદલવાને ઘણાએક પ્રય- '
' ત્નો કર્યાં પણ તે ફ્રેંચે પીછો છોડયો નહીં, અને ઇટાલીયન પ્રજાને '
' ભલી બુરી કહેવા લાગ્યો. મેં જો કે બહુ સખ્તીથી તેનો જવાબ '
' આપ્યો પણ વાતને બહુ લંબાવા દીધી નહીં ને તે પ્રસંગ ખતમ '
' થયો. થોડા દિવસ પછી હું એક વહાણુ ચીન તરફ લઇ જવાની '
' તૈયારી કરી રહ્યો હતો, તે વખતે એક વર્તમાનપત્રમાં તે ફ્રેંચે મને '
' ભલો બુરો વર્ણવીને મારી નિંદા કરી હતી. મેં તેનો કંઇ જવાબ '

' દીધો નહીં પણ મારી બધી ગોઠવણ પૂરી કર્યા પછી શનિવારની '
' સાંજરે હું તે ફ્રેંચના ઘર તરફ ગયો. તે માણસ એક મોટા કાર- '
' ખાનાનો માલીક હતો. મેં તેને બોલાવ્યો ને પૂછયું કે તમે મને '
' ઓળખો છો ? તેણે કહ્યુ હા. બસ પછી મેં તેને એક નેતરની '
' લાકડી મારા હાથમાં હતી તે વડે બહુ માર્યો. એટલામાં બે બીજા '
' માણસો તેની મદદે આવી પહોંચ્યા, તેમાંના એકે પાછળથી '
' મારા માથા ઉપર એક લાકડી એટલા જોરથી મારી કે માથામાંથી '
' લોહી વહેવા માંડયું ને આખો ચહેરો લોહીથી ભરાઇ ગયો. વળી '
' પાછળથી તેણે તલવાર પણ ચલાવી. મને એવા સખ્ત જખમ '
' લાગ્યા કે હું પડી જવાની અને ત્યાંજ મરી જવાની અણી ઉપર '
' હતો. પણ મેં સમય સૂચકતા વાપરી તેઓમાંના એકનાં હથી- '
' આર છીનવી લીધાં, તેથી બીજો નાશી ગયો. પછી હું ત્યાંથી '
' હઠયો અને ફ્રેંચોએ પોલીસોને મારી આસપાસ એકઠા કરી લીધા. '
' પણ તે વસ્તીના સઘળા ઇટાલીઅનો હથીઆર બંધ થઇને મારી '
' આજુબાજુ એકઠા થઇ ગયા ને તેઓએ પોલીસ કમીશ્નરને મને '
' નહીં પકડવા કહ્યું. પોલીસના સરદારે જો કે બહુ તકરાર કરી '
' પણ જ્યારે આવી મજબૂત ટુકડીને મરવા મારવા ઉપર તૈયાર '
' થયેલી જોઇ ત્યારે ચુપ રહ્યો. ફ્રેંચ એલચીએ પેરૂની સરકારને '
' આ મામલાની ફરીઆદ કરી તે ઉપરથી પેરૂની સરકારે ગેરીબા- '
' લ્ડીને કંઇ દંડ આપવાની ને માફી માગવાની શીખામણ આપી. '
' પણ દંડ આપ્યા વિના ને માફી માગ્યા વિનાજ તે મામલો ચુપ- '
' ચાપ થઇ ગયો. "

તે પછી ગેરીબાલ્ડી વહાણ ઉપર સવાર થઇને હિંદી મહાસાગરમાં ચીનના કિનારા તરફ ફરતો રહ્યો. આખરે કેપન પ્રીલારીએ " કોમનવેલ્થ " નામે વહાણ વેંચાતું લીધું અને ગેરીબાલ્ડીને તેનો કમાંડર બનાવ્યો. તે વહાણના ચાર્જમાં ગેરીબાલ્ડી ઘણીવાર ઇંગ્લાંડ આવ્યો શીલ્ડ્ઝ અને ન્યુકેસ્ટલમાં ઘણીવાર અંગ્રેજોએ તેના માનમાં પારટીઓ કરી ને તેને આવકાર આપ્યો. માર્ચ ૧૮૫૪માં એક અ-

અંગે તે હાઈન નદીમાં આવ્યો, ત્યાં સ્વતંત્રતાના મિત્રોએ તેના માનમાં એક પાર્ટિ કરીને તેમાં એ ઠરાવ પસાર કર્યો કે એક એક પેની (એક આનાની થાય છે) ફંડ એકઠું કરીને ગેરીબાલ્ડીને માટે એક તલવાર ને એક દુરબીન માનપત્રિકા સાથે અર્પણ કરવાં. તે મુજબ તા. ૧૧ મી એપ્રીલે એ તલવાર, દુરબીન ને માનપત્ર તેને ઇનાયત કરવામાં આવ્યાં. જે માણસે માનપત્ર હાથો હાથ આપ્યું તેણે એક અત્યંત દિલસોઝ ચિત્તાકર્ષક ભાષણમાં જનરલનાં કૃત્યો ને બહાદૂરીની પ્રશંસા કરી, અને જનરલે સંપૂર્ણ સાચાદિલથી તેનો ઉપકાર માન્યો ને કહ્યું કે " જે તલવાર મને આપવામાં આવી છે. ' તે તમારા દેશની સ્વતંત્રતા મેળવવા માટે વાપરવામાં આવશે. " વળી વિશેષમાં તેણે ભવિષ્ય ભાખ્યું કે " મને પૂર્ણ વિશ્વાસ છે કે ' ' ઈટાલી સ્વતંત્ર થઇ એકપ્રજા બનવાનું અભિમાન મેળવશે. ' ' એને ઇટાલીના દેશનિકાલ પુત્રોને ઇંગ્લાંડથી જે જે મદદ મળતી ' ' આવી છે તે માટે તે દિવસ ઇટાલીયન પ્રજા બ્રીટનના લોકોનો ' ' ઉપકાર માનશે. " તે ઉપરાંત જતી વખત તેણે ચીઠ્ઠી લખી કે " જોકે ઈંગ્લાંડ એક મહાન પાવર છે, અને તેને કોઇની મદદની ' ' જરૂર નથી તોપણ જો કદાચ બ્રીટનને સ્વતંત્રતા સ્થાપવા માટે ' ' કોઈ તલવાર ચલાવવાની જરૂર પડે તો હું, મને આ વખતે જે ' ' ભેટ આપવામાં આવી છે તે, આજ તલવારથી ઉપકાર માનવાનો ' ' હક અમલમાં લાવીશ. અને મને આશા છે કે બીજા ઇટાલીના ' ' લોકો પણ મને સહાય કરશે. "

આ બનાવ પછી થોડે વખતે ગેરીબાલ્ડીએ સાર્ડિનીઆ પાસે એક " કપ્રેરા " નામે ટાપુ[1] વેચાતો લીધો અને પોતાનાં બાળ બચ્ચાંઓને ત્યાં લઈ જઇને ખેતીની જીંદગી પસાર કરવા લાગ્યો. તે તેના દેશને તેની શૂરવીરતા ને તલવારની જરૂર પડી નહીં ત્યાં ( ૧૮૫૯ ના ફેબ્રુઆરી ) સુધી અહીં પોતાનાં બાલ બચ્ચાં

૧ કપ્રેરાનો પરીઘ ૧૫ માઇલ ને લંબાઇ પાંચ માઇલ છે. ને ૫૨૦ પૌંડમાં લીધો.

સાથે સહી સલામતીથી રહ્યો. દરમિયાન [1]પીંડમાંટને આસ્ટ્રી- આ વચ્ચે લડાઇ જાહેર થઇ તેથી સાર્ડિનીઆના મહાન અમાત્ય કા- ઉંટકયુરે તેને બોલાવવાથી, પોતાના બેટને મુકીને હવે તેના પ્યારા દેશને તેની જરૂર હતી માટે પાછો ઇટાલીમાં દાખલ થયો.

---

## આસ્ટ્રીયા સાથે લડાઈ.

પીંડમાંટના રાજાએ ફ્રાન્સના શહેનશાહની મદદ ઉપર વિશ્વાસ રાખીને આસ્ટ્રિયા સાથે યુદ્ધ કરવાની તૈયારીઓ કરી. એ બાબત ઉપર ગેરીબાલ્ડી પોતાના જીવન વૃત્તાંતમાં બહુ અફસોસ જાહેર ‘ કરે છે કે “ ઇટાલીના અમાત્યોને ખબર નહોતી કે ઇટાલીના ’ ‘ પોતાના રક્ષણ માટે દેશમાંજ કેવા મહાન સાધનો તૈયાર છે, ’ ‘ તેથી ઇટાલીની સ્તંત્રતા માટે બીજાના વિશ્વાસ ઉપર કામ કરતા ’ ‘ રહ્યા. બદજાત લોકો હમેશાં ઇટાલીના લોકોને એજ શિક્ષણ ’ ‘ આપતા રહ્યા કે બહારની મદદ વિના ઇટાલીની પ્રજાનો છૂટ- ’ ‘ કારો થવો મુશ્કેલ છે.” ખરેખર તે શિક્ષણ દેવાની યુક્તિ કરનારા અને બહારની મદદ ઉપર વિશ્વાસ રાખનારાઓને નિમ્નલિખિત સિદ્ધાંત ઉપર કદી વિશ્વાસ થયો નહીં. “ જે લોકો તાબે થવાને ’ ‘ શરમ સમજે છે તે કદી તાબે થઇ શકતા નથી, વળી જે માણસ ’ ‘ જીંદગીની સરખામણીમાં મૃત્યુને સારૂં સમજે છે પણ ગુલામ ’ ‘ બનવું ઇચ્છતા નથી તેને પૃથ્વી ઉપર કોઇ પણ બળ, ગુલામ બ- ’ ‘ નાવી શકતું નથી.” પણ અફસોસ કે કોંટકયુર તથા સાર્ડિનિઆ- ના રાજાને એ તત્વો ઉપર વિશ્વાસ નહોતો.

ટયુરિન પહોંચીને ગેરીબાલ્ડીની મુલાકાત રાજા તથા કોંટયુર સાથે થઇ, ત્યાં પણ ગેરીબાલ્ડીએ સ્પષ્ટ રીતે એ અફસોસ જાહેર કર્યો, પણ રાજા અને વજીર તેને દિલાસો આપ્યો કે ફ્રાન્સની નિ- ષ્ઠાઓ ઠીક છે. ગેરીબાલ્ડીએ કહ્યુ—જોકે મારા તત્વોમાંથી તમે વિરૂદ્ધ છો તોપણ ઇટાલીની સ્વતંત્રતા ખાતર ( તે કોઇ પણ સાધનથી થઈ

---

૧ પીડમાંટ અને સાર્ડિનિયા એકજ રાજ્યનાં નામ છે.

શકે) યુદ્ધ કરવા માટે મને કોઇ પણ જાતનો શંકાયુક્ત વિચાર નથી.

ગેરીબાલ્ડી પરસનલ ગવર્નમેંટને માનનારો નહોતો, છતાં રાજાની તરફથી લડવું શરૂ કીધું. પણ અફસોસકે તે પ્રસંગે પણ તેની સાથે સારી વર્તણુક ચલાવવામાં આવી નહીં. એક તો તેને વાલંટીઅર લશ્કરની સરદારી આપવામાં આવી નહીં, ને બીજા જનરલના હાથ નીચે મુકરર કરવામાં આવ્યો. બીજું તેની મરજી માફક લશ્કરને સામાન આપવામાં આવ્યો નહીં. ત્રીજું તેના સરદારોને કાયદેસર પાયરીઓ આપવામાં આવી નહીં અને તેમની પાયરીઓને પ્રસિદ્ધ પણ કરવામાં આવી નહીં. એમ છતાં ગેરીબાલ્ડીને તેના વૉલંટીઅર સરદારો પોતાના દેશની રક્ષા માટે લડવા આવ્યા હતા તેથી તેઓએ તે સઘળી બાબતોની પરવા નહીં કરતાં પોતાનું કામ શરૂ કર્યું. ગેરીબાલ્ડી અને તેના સરદારો ઇટાલીની સ્વતંત્રતા મેળવવી એ પોતાનો ધર્મ સમજતા હતા, ઇટાલીને તેઓ પોતાનો જીવનહાર માનતા હતા. જેવા મૂર્ત્તિ પૂજકો પોતાના દેવની મૂર્તિના રક્ષણ માટે મરવા મારવાને તૈયાર રહે છે તેવી રીતે ગેરીબાલ્ડીને તેના સાથીઓ પોતે બેઇજત થઇ જાય કે પોતાનું ગમે તે થઇ જાય તેની કંઇ પણ દરકાર નહીં કરતાં "આપણા દેવ ઇટાલી મૂર્ત્તિને શત્રુના પંજામાંથી મુક્ત કરવા માટે લડી રહ્યા છીએ" એજ માત્ર ધુનમાં મગ્ન હતા. કેટલીક મુદત સુધી ગેરીબાલ્ડી જનરલ ફીલ્ડયાની (સિયાલડીની) ના હાથ નીચે કામ કરતો રહ્યો અને પછી રાજાએ તેને સ્વતંત્ર રીતે કામ કરવાની પરવાનગી આપી. આ વખતે તેની પાસે માત્ર ત્રણ હજાર વાલંટીઅર હતા. સામાન્ય લોકો તેની સાથે જોડાવા તૈયાર હતા પણ હલકા પાદરીઓએ તેમને બહેકાવ્યા હતા. પાદરીઓએ સામાન્ય લોકોમાં એવી લાગણી ફેલાવી હતી કે ગેરીબાલ્ડી, તેના સાથીઓ તથા તેના મિત્રો, હજરત ઇસુખ્રિસ્ત ધર્મના દુશ્મન છે, લૂંટારા છે ને જ્યાં જાય છે ત્યાં લૂંટફાટ કરે છે. અને આસ્ટ્રિઆ ધર્મની રક્ષા માટે લડે છે માટે આપણે આસ્ટ્રિઆની મદદ કરવી જોઇએ.

ગેરીબાલ્ડીને જે મુશ્કેલીઓ સાથે મુકાબલો કરવો પડતો હતો તે આજ મોટી મુશ્કેલીઓ હતી; પણ તે જે શહેરમાં, જીલ્લામાં કે અડોસ પડોસના દેશમાંથી એકવાર પસાર થતો હતો ત્યાં તે પાદશાહીઓના ધોખાની જાળ તૂટી જતી હતી. અને લોકો પોતાને સ્વતંત્ર બનાવનારને ખુલ્લા દિલથી "ભલે પધાર્યા" કહેવાને તૈયાર થઇ જતા હતા. વેરજ નામે શહેરમાં તેનો જે આદરસત્કાર થયો તે તેણે ખાસ અભિમાનથી વર્ણવેલ છે. જ્યારે ગેરીબાલ્ડીને તેનું લશ્કર તે શહેરમાં દાખલ થયા ત્યારે વરસાદ મૂસલધાર વરસી રહ્યો હતો તોપણ શહેરનો કોઇ પુરૂષ, સ્ત્રી કે બાળક પોતાના ઘરમાં રહ્યાં નહીં ને ત્યાં એક ભારે મેળો જામી રહ્યો હતો. જાણે લાંબા વખતથી વિખૂટા પડેલા સાચા ભાઇઓને મળતી હોય તેમ શહેરની સ્ત્રીઓ ગેરીબાલ્ડીના સિપાઇઓને ભેટી પડી. સેંકડોએ પ્રેમનાં આંસુ પાડયાં. એ મેળામાં કોણ સિપાઇ છે ને કોણ શહેરી છે એ પારખવું પણ થોડી વાર તો મુશ્કેલ હતું. ગેરીબાલ્ડી લખે છે કે—" એવા પ્રેમ ને ઉપકારની
' લાગણી દર્શાવવાના મુકાબલામાં દુનિયાની તકલીફો ને મુસીબ- '
' તો કંઇ લેખામાં નથી. એ સઘળું એકવાર તો ભૂલી જવાય છે. '
' વીરજ શહેરના રહેવાશીઓએ આસ્ટ્રિઅન વાવટો ઉતારીને પ્રજા- '
' પ્રીય વાવટો ચડાવ્યો. અને બાદશાહી રાજ્યના જે થોડા સિપા- '
' ઇઓ તે કસ્બામાં હાજર હતા તેમને કહાડી મૂકયા."

તે પ્રેમથી ભરેલા આદરભાવે ગેરીબાલ્ડીને એક બીજી મુશ્કેલીમાં નાંખ્યો. આ ઉપકાર માનનાર લોકોને દુશ્મનોના હુમલાથી બચાવવાની ફરજ થઇ પડી. તેથી હીલચાલ કરવાને માટે તે પ્રથમ જેટલો સ્વતંત્ર રહ્યો નહીં. દુશ્મનોએ પણ તે ઇલાકામાં ચાળીશહજાર માણસનું લશ્કર એકઠું કર્યું હતું તેનો જનરલ રૂપન પોતાની ત્રાસદાયક ફોજને લઇને શેહેરને ઘેરો ઘાલવા આગળ વધ્યો આવતો હતો. ગેરીબાલ્ડીએ શહેરથી બહાર નીકળી પોતાની નાની સરખી ફોજને જુદા જુદા ભાગમાં વહેંચાં નાંખીને ગોઠવી દીધી. "મેડસી" ને "સીર્સી" એ એટલી બહાદુરીથી પોતાના સાથીઓને લડાવ્યા કે દુશ્મ-

નોને પાછા હઠી જવું પડયું. ઈલાકાના લોકો અને મુખ્યત્વે લેંબાર્ડીની સ્ત્રીઓ જખમી અને ઘાયલ સિપાઇઓ સાથે પૂર્ણ મહોબત મહેરબાનીથી વરતી. સાચા ભાઇઓ જેવી તે સ્ત્રીઓએ તેમની માવજત કરી. કેમ ન કરે ? એ સિપાઇઓ વગર પગારે કાંઇ પણ સંસારિક ઇનામની આશા વગર અને બક્ષિસ સિવાય તેજ સ્ત્રીઓના રક્ષણ, તેમનાંજ ઘરોના બચાવ અને તેમનાજ દેશની સ્વતંત્રતા માટે લડી રહ્યા હતા જો પાદરીઓએ ઇટાલીના લોકોને એવું શિક્ષણ નહીં આપ્યું હોત કે "માત્ર સ્વર્ગમાં જવુંજ તેમની જીંદગીનું સાર્થક છે, પોતાના દેશ માટે' 'લડવું એ તેમની ફરજ નથી. ધર્મ પ્રસરાવનાર આસ્ટ્રિઅનો તેમના' 'માટે વધારે સારા હાકેમ છે, તેમની સરખામણીમાં ઇટાલીયનો મ્લે' 'ચ્છ ને ગામડીઆ છે." તો લેંબાર્ડીયન સ્ત્રીઓ તરફથી જેવી વર્તણુક ગેરીબાલ્ડીના સિપાઇઓ સાથે ચલાવવામાં આવી હતી તેવીજ ઇટાલીના દરેક ભાગમાં ને ઘેરઘેર અમલમાં આવત. જો પાદરીસાહેબોનું શિક્ષણ લોકોના અંતઃકરણમાં ઘર કરીને પડયું ન હોત તો આખું ઇટાલી એકવાર ઉઠીને બહુ ખુન કે માર વિના પોતાના દુશ્મનોને કહાડી મૂકત. પણ પાદરી સાહેબોનું આ શિક્ષણ લોકોના અંતઃકરણમાં એવું ઘર કરી રહ્યું હતું કે લેંબાર્ડીની સ્ત્રીઓની વર્તણુક ગેરીબાલ્ડીની નજરમાં એક આકાશી આશીર્વાદથી ઓછી નહોતી. જે સિપાઇઓ તે દિવસથી પોતાના દેશની રક્ષા માટે લડ્યા તેમાં એક નવયુવાન હતો. તેની મા પોતાના પુત્રની બહાદૂરી જોવા માટે રણમાં આવી હતી. તે બહાદૂર સ્ત્રીના ત્રણ પુત્રો હતા, તે ત્રણે એક પછી એક પોતાના દેશ માટે લડતા લડતા ઇટાલીના શત્રુના હાથથી માર્યા ગયા. સહુથી નહાનો પુત્ર તે દિવસે મેદાનમાં કામ આવ્યો ને મરતાં મરતાં પણ એક આસ્ટ્રિઅન સિપાઇને મારીને તેનીજ લાસ ઉપર પડયો. આ લડાઇ તા. ૨૫ કે ૨૬ મી મે ને રોજ થઇ.

તા. ૨૭ મીને રોજ ગેરીબાલ્ડીએ કુમુ (કોમો) શહેર તરફ કૂચ કરવાનો હુકમ કર્યો, અને ત્યાં પહોંચીને ફરી એક લોહી લુહાણ લડાઇ થઇ, તેમાં આસ્ટ્રિઅન ફોજ હારીને રણસંગ્રામમાંથી નાશી

ગઇ.[1] રાત પડી ગઇ હતી ને ગેરીબાલ્ડી શહેરમાં દાખલ થયો. શત્રુ આવેછે કે મિત્ર આવેછે તેની ખબર કુમુ શહેરની પ્રજાને નહોતી, તેથી તેઓ પોતાના ઘરોના દરવાજા અને ખડકીઓ બંધ કરીને જાહેર રીતે બચી જવા અંદર ઘુસી રહ્યા હતા. ગેરીબાલ્ડી લખેછે કે "જ્યારે અમારૂં લશ્કર અંદર દાખલ થયું ને અમારા સ્વરો પ્રજાએ' 'સાંભળીને ઓળખ્યા તે વખતે એક આશ્ચર્યકારક દેખાવ થઇ' 'રહ્યો હતો. આખા અંધારા વાળા શહેરમાં જોત જોતામાં રોશ-' 'ની થઇ ગઇ, ઘેર ઘેર હર્ષના નાદો થવા માંડયા, ઘંટા વાગવા' 'લાગ્યા, અને દરેક સ્ત્રી પુરૂષ ને બાળકો પોતાના ઘરથી બહાર' 'નીકળીને ઇટાલીયન સિપાઇઓને ગળે વળગી પડયાં." [2]આ લડાઇમાં ગેરીબાલ્ડીને જોકે બહુ નુકસાન થયું નહીં, પણ કેટલાક બહાદુર નવયુવાનો કામમાં આવ્યા. તેમના મોતથી તેને બહુ દીલગીરી થઇ. તેમાંથી ત્રણનું ખાસ વર્ણન તેણે પોતાના જીવન ચરિત્રમાં કરેલ છે. તે લખેછે કે "જે પ્રજા એવા સહીદ (આત્મ ભોગ' 'આપનાર) ઉત્પન્ન કરી શકેછે. જે એવી રીતે ખુશી આનંદથી'

---

૧ એ વેળા એક બાઇ કોઇ આસ્ટ્રીઅન ખેપિઆપાસેથી કેટલાક પત્રો લઇને ગેરીબાલ્ડીને આપી ગઇ હતી તેથી શત્રુની બરાબર માહિતી મળી ગઇ હતી. " સંપાદક."

૨ લંડનના વર્તમાનપત્રના કોઇ ખબરપત્રીએ મે માસની ૩૦ મી તારીખે એના લશ્કરની સ્થિતિ વર્ણવીછે કે " પ્રત્યેક ગામાંથી અને પરાંમાંથી વોલંટીઅરોનાં ટોળે ટોળાં તેના તંબુ ઉપર આવી ખડાં થયાં છે. ગેરીબાલ્ડી નગરને દરવાજે આવી ઊભો કે તુરતજ કુમુને લેકુનગરીની પ્રજાએ વિકટર એન્યુઅલને રાજા તરીકે સ્વીકાર્યો ને ગેરીબાલ્ડીને વધાવી લીધો. તેની જાહેર ખબરથી લોકો એટલા બધા ઉત્તેજિત થઇ ગયા હતા કે પ્રચંડ ઉત્સાહથી તેના વાવટા નીચે આવી ઊભા. રાજ્ય તરફથી કંઇ દ્રવ્ય સહાયતા મળી નહોતી તો પણ તેમને દ્રવ્યની ખોટ પડી નહીં. કારણ કે ચારે બાજુએથી પુષ્કળ દ્રવ્ય આવી પડયું. લોંબાર્ડીની સ્વદેશાનુરાગી સ્ત્રીઓએ પોતાનાં ઘરેણાં ગેરીબાલ્ડીને આપી દીધાં. કુલ વીસ લાખ ફ્રાન્ક ગેરીબાલ્ડી પાસે એકઠા થઇ ગયા. "સંપાદક."

' પોતાના વહાલા દેશ માટે સર્વ કાંઇ આપીદે છે. તે દેશ લાંબી '
' મુદત સુધી ગુલામગીરીની હાલતમાં રહી શકતો નથી. "

ગેરીબાલ્ડી ને તેના બહાદુર સરદારો શત્રુઓનો પીછો પકડવામાં રોકાયા ને કેટલાક વખત સુધી તેમનો શિકાર કરતા રહ્યા. દુશ્મનો જ્યાં જ્યાં નાસતા ત્યાં ત્યાં યમદૂતની પેઠે તેમની પાછળ ગેરીબાલ્ડી પહોંચતો હતો. એમ બહાર ફરી ફરીને જ્યારે કુમુની નજીક પાછો આવ્યો ત્યારે એક ખુબસુરત યુવાન સ્ત્રી ગેરીબાલ્ડીની પાસે આવી અને આંખમાં આંસુ ભરી લાવી કહેવા લાગી કે કુમુના લોકો આસ્ટ્રિઅન જોર જુલમ અને ધમકીઓથી એવા ત્રાસ પામી ગયાછે કે જો આપ તેમની મદદ નહીં કરો તો તેઓ દુશ્મનોની તાબેદારી કબુલ કરી લેશે. આ દેવવાણીરૂપી હૃદય ભેદક અપીલ સાંભળીને ગેરીબાલ્ડી કુમુ શહેરમાં દાખલ થયો ને ત્યાંના રહેવાશીઓને હિંમત ને દિલાસો આપીને આગળ વધ્યો, તે દરમીયાન હેડકવાટરથી કાંઇ મદદ આવી પહોંચી નહીં. દુશ્મનોનાં હથીયારો છીનવીને ગેરીબાલ્ડી લડતોજ રહ્યો. તેની હીંમત ઉપર રહેવાશીઓનું શૌર્યયુક્ત લોહી પણ પૂર જોશમાં આવી જતું અને અનેક જગાએ શહેરના રહેવાશીઓએ આસ્ટ્રિઅન ફોજ સાથે લડાઇઓ કરી. એક પરમિલિકુ શહેરે કેટલાક દિવસ સુધી ઘેરાને રોકયો અને આખરે શત્રુઓને પણ તે ઘેરો છોડી દેવો પડયો.

ગેરીબાલ્ડીના આત્મભોગી વાલંટીઅરો ઉચ્ચ કુળના સંતાનો હતા. તે પોતાના કામ કાજ ને ઘરબાર મૂકીને પોતાના દેશને શત્રુના પંજામાંથી મુક્ત કરવા લડી રહ્યા હતા. વગર આરામે રાત દિવસ લડતા ફરતા હતા.[1] આ નાનકડી ટુકડી સેંકડોની સંખ્યાની ફોજના

---

૧ એક પ્રસિદ્ધ લેખક ગેરીબાલ્ડીની સેના સંબંધમાં લખે છે કે— " એ વાલંટીઅરોનો અપૂર્વ દેખાવ જોઇને હૃદય પીગળી જાય. શરીરપર આછા વસ્ત્ર ને હાથ ઉઘાડા તેથી આલ્પ્સ પર્વતની ટાઢમાં શરીર કંપે તોપણ પ્રત્યેક વાલંટીઅર ખૂબ ઉત્સાહથી લડતો. એ બધા ખાનદાન કુટુંબના હતા તેથી ટાઢ તડકો દીઠેલો નહિ તેથી કેટલાક ઉતાવળા પ્રવાસને

સરદારોના પ્રાણ નાકમાં લાવી રહી હતી, એટલામાં ગેરીબાલ્ડીને લીકુ ( લેકો ) નામે જગ્યા ઉપર હુમલો લઇ જવા રાજાધિરાજનો હુકમ મળ્યો. ગેરીબાલ્ડી અને આત્મ ભોગ આપનારા યોદ્ધાઓને કયાં ખબર હતી કે તે જગાએ આસ્ટ્રિઆનો શહેનશાહ પંડે વીશહજાર માણસનું લશ્કર લઇને પડેલો છે. રાજાના હુકમને અમલમાં મુકતાં સૈંકડો નવ યુવાન મેદાનમાં મુંઆ. ગેરીબાલ્ડીએ પોતાના જીવન ચરિત્રમાં તે બહાદૂરોના આત્મભોગને બહુ મોટો દરજ્જો આપ્યો છે ને તેમનાં મોત તથા બહાદૂરીનું હૃદય ભેદક વૃત્તાંત મનોવેધક ભાષામાં લખ્યુંછે. રાજાએ લીકુ ઉપર હુમલો કરવાના હુકમસાથે મદદ મુકવાની કબુલાત પણ લખી હતી પણ તે મદદ પહોંચી નહીં. અને ગેરીબાલ્ડીએ પોતાના બહાદૂર સિપાઇઓની અતી ઘણીજ ખુવારી થતી જોઇને અંતે રાજાના હુકમને પૂર્ણ રીતે અમલમાં મુકવાની પરવા કરી નહીં ને પોતાના બચેલા સાથીઓને લઇને દુશ્મનોને બીજી રીતે હંફાવવા લાગ્યો. એટલામાં ખબર મળી કે ફ્રાન્સના શહેનશાહે વિલ્લા ફ્રેંકા જગ્યાએ સુલેહ કરવાની યુક્તિઓ યોજવા માટે લડાઇ બંધ કરી દીધી. એ સાંભળીને ગેરીબાલ્ડી અત્યંત ક્રોધાયમાન થઇ રાજા પાસે ગયો ને પોતાનું રાજી નામું આપ્યું. રાજા બીચારો શું કરી શકતો હતો. તેતો માત્ર એક પૂતલાની માફક ફ્રાન્સના શહેનશાહની મરજી અનુસાર નાચી રહેલો હતો; તે રોઇ પડયો ને ગેરીબાલ્ડીને વિનંતિ કરી કે ઇટાલીને હજુ તમારી ને તમારા જેવા બહાદુર સિપાઇઓની તલવારોની જરૂર છે.

એ લડાઇની હકીકતોમાં એક બીજી વાત વર્ણવવા લાયકછે. ફ્રા-

---

ણીથી માંદા પડવા લાગ્યા. દવાખાનાં આવા દરદીઓથી ભરાઇ ગયાં. આવી સ્થિતિમાં પડયા હોય તોપણ બંદુકનો અવાજ સાંભળતાં ઉત્તેજિત થઇ જતા. ગેરીબાલ્ડીનું યુધ સાભળી બેભાન દરદીને પણ ભાન આવતું. એક વખત આઠ માંદા વાલંટીઅરો દવાખાનામાંથી ઉઠીને બંદુકનો અવાજ સાંભળતાંજ રણક્ષેત્રમાં ગયા ને યુધ કર્યું. તેમાંથી બે જણ માર્યા ગયા. બે ઘવાયા ને ચાર સાંજ સુધી લડીને થાકી ગયેલા પાછા દવાખાનામાં આવ્યા.

" સંપાદક "

ણ કે તેથી ઇટાલીઅન પ્રજાના મનમાં સ્વતંત્રતાનો કેટલો બધો
ોસ ભરેલો હતો તેમાટે અનુમાન કરી શકાયછે. એક જગ્યાએ ગે-
ીબાલ્ડી ચોતરફથી શત્રુઓથી ઘેરાઇ ગયો અને ખબર પહોંચવાના
ધાં સાધનો બંધ થયાં તેથી તેના શત્રુના બળની હકીકતની ખબર
ડી શકતી નહોતી. તેવે સમયે એક સ્ત્રી ફંડે પોતાની મેળે તે કામ
ાટે વાલંટીયર બની. અને જનરલ તરફથી પરવાનગી મેળવ્યા વિ-
ા બેધડક શત્રુની ફોજમાં જઇ ઘુસી. ત્યાંની સઘળી હકીકત જોઇ
પાસીને પાછી આવી જનરલને ખબર કરી, આ લડાઇમાં આલ્પ્સ
ર્વતના વાલંટીઅરો પણ ગેરીબાલ્ડીના હાથ નીચે હતા. અને એ-
ીનાઇન્સના વાલંટીઅર લશ્કરને પણ તેની પાસે મુકવા વચન આ-
ાવામાં આવેલ પણ લડાઇ પૂરી થતાં સુધી તેનો અમલ થયો નહીં.
ડાઇ પૂરી થયા પછી એ પીનાઇન્સના વાલંટીઅરો ગેરીબાલ્ડી પા-
ે પહોંચ્યા તેમાં સાધારણ સિપાઇઓના લીસ્ટમાં મીલીંચની નામે
ાણસનું નામ હતું. તે ફ્લોરન્સનો સેનાધિપતિ હતો પણ જ્યારે
ણે પીડમાંટની હકીકત સાંભળી ત્યારે પોતાનો મોટો હુદ્દો છોડી
ઇને સાધારણ સિપાઇ તરીકે વાલંટીઅર લશ્કરમાં દાખલ થઇ
યો. અને તેવીજ સ્થિતિમાં ગેરીબાલ્ડી પાસે પહોંચ્યો. વિલ્લાફ્રેંકા-
ી સુલેહ પાકી થઇ ને પીડમાંટમાં લડાઇ બંધ પડી

---

## મધ્ય ઇટાલી.

આ વખત મધ્ય ઇટાલીમાં કેટલાક નહાનાં નહાનાં રાજ્યો સ્વ-
ંત્ર થઇને પ્રજાસત્તાક થઇ ગયાં હતાં. અને વિલ્લાફ્રાંકાના સુલેહના-
ામાં તે રાજ્યોની સ્વતંત્રતામાં કંઈ અડચણ નાંખવામાં આવે નહીં
ેવી એક સરત હતી. પીડમાંટની લડાઈ બંધ થયા પછી ફ્લોરેન્સ,
ડીનીયા અને બેલોનાની સરકારો તરફથી ગેરીબાલ્ડીને પોતાના વા-
લંટીઅરો સહીત મધ્ય ઇટાલીમાં દાખલ થવાની માગણી થઇ, તેથી
ેરીબાલ્ડીએ સાર્ડિનીઆના લશ્કરમાં રાજીનામું દાખલ કર્યું ને મધ્ય

ઈટાલીમાં ગયો. ત્યાં પણુ તેની સાથે પહેલાં સાર્ડિનીઆમાં ચલા-
વવામાં આવી હતી તેવી વર્તણુક ચલાવવામાં આવી. દક્ષિણુ અમે-
રિકાના એક રાજ્યનું સેનાપતિપણું મુકીને ૭૩ સાથીઓને લઇ પો-
તાનાં દેશની સ્વતંત્રતા માટે લડવા આવનાર ગેરીબાલ્ડીને પોતાને
કયો હુદ્દો આપવામાં આવશે તે વાતની પરવા નહોતી. પણુ એમાં કાં-
ઇ શક નથી કે તેને સ્વતંત્ર સરદારી નહીં આપવામાં જુદી જુદી સ-
રકારોએ પોતાનું હલકાપણું સાબિત કર્યું છે. આ વખતે પણુ મધ્ય
ઇટાલીનું સઘળું લશ્કર તેના હાથ નીચે સોંપવામાં આવશે એવા વ-
ચનથી બોલાવવામાં આવ્યો હતો પણુ જ્યારે તે ફ્લોરેન્સ પહોંચ્યો
ત્યારે એ ખબર આપવામાં આવી કે જનરલ ફ્રીટીને કમાંડરનો હુદ્દો
આપવામાં આવ્યોછે તે તેણે કબુલ કરેલછે. તે જાણીને તેને બહુ દિ-
લગીરી થઇ પણુ દરકાર કીધી નહીં. લોકો સર્વ ઠેકાણે તેની કદર બુ-
ઝતા હતા. તેણે ટસ્કનીની એક ટોળીની સરદારી મંજુર કરી ને મુડિ
નીયા પહોંચ્યો. અહીં એક માણુસ પ્રાઇમીનીસ્ટર એટલે મહોટા
કારભારીનું કામ કરી રહ્યો હતો, તેણે મુડિનીઆ ને પારમાની ફોજો ગે-
રીબાલ્ડીને સોંપી. તે પ્રસંગે ગેરીબાલ્ડી લખેછે કે " આ વખત મ
ને મારી જોખમદારી ઉપર કામ કરવાની સત્તા આપવામાં આ-
વત તો હું એક લાખ ઇટાલીયનોને હથીઆર બંધ કરી શકત અને
તેથી જે મેળવવા ઇચ્છત તે મળી શકત. " પણુ મુશ્કેલી એ હતી કે
ચારે તરફથી બધા મોટા ગણાતા લોકો ગેરીબાલ્ડીના પ્રભાવ, લોકપ્રી-
યતા અને બીજાના મનને વશ કરવાની શક્તિની અદેખાઇ કરતા હતા.
એવા જેઓ તેની મદદ લેવા ઇચ્છતા હતા તે પણુ પંડે મુખ્તીઆર
રહીને તેના નામનો વસીલો માત્ર ચાહતા હતા. તેથી તેનો વગ વ-
ધારે વધે એવી પરવાનગી આપવી પસંદ કરતા નહોતા. જેમણે પિડ-
માંટની લડાઇઓમાં હાથ દેખાડ્યા હતા તેવા ગેરીબાલ્ડીના બહાદુર
સરદારોને જનરલ ફ્રીટીએ નામંજૂર કર્યા. અને તેની સાથે આવેલ
સેપાઇઓને પણુ નહાનાં નહાનાં બહાનાં કહાડીને રજા આપી દીધી.
કાઇને કહેવામાં આવ્યું કે કદ જોઇએ તેટલું નથી. કોઇની ઉમર જ-

કાની બતાવી ને કોઇની ઉમર મોટી હોવાનું બહાનું બતાવ્યું. સેંકડો ગાઉથી ગેરીબાલ્ડીનું નામ સાંભળીને લોકો તેની મદદ કરવા ચાલ્યા આવતા હતા પણ અહીંઆં તેમને કોઈ પૂછતું પણ નહોતું કે તેઓ ક્યાંથી આવે છે ને તેઓએ ખાધું છે કે ભૂખ્યા છે. જનરલ ફ્રીંટીના કાવતરાથી કેટલાક બીચારા જોડા પછાડતા પાછા પોતાને ઘેર ચાલ્યા ગયા. ગેરીબાલ્ડી લખે છે કે " એક તરફથી મને હુમલો ' ' કરવા હુકમ મોકલવામાં આવતો, ને બીજી તરફથી મારા હાથ ' ' નીચેનાઓને મોકલી દેશો તથા બીજો હુકમ મળતા સુધી આગળ ' ' નહીં વધવા હુકમ મળતા હતા. લોકો જોકે મારો સંઘાત કરવાને ' ' તૈયાર હતા અને હું જ્યાં જતો હતો ત્યાં મારા ઉપર મરી ફીટ- ' ' તા હતા પણ હાકેઓની અદેખાઇ, વેર અને કાવતરાથી કંઇ કરી ' ' શકતો નહીં. હું આ વખતે હેરાન હતો કે શું કરૂં? એટલામાં ' ' રાજાએ મને બોલાવ્યો, તે પરથી હું ત્યાં ગયો અને રાજા વિકટ- ' ' રને મળ્યો. તેણે કહ્યું કે ફ્રીંટીને પાછો બોલાવી લેવામાં આવશે. ' ' ને તમને કુલ મુખત્યાર કરી દેવામાં આવશે. હું તો તે ભરૂંસે ' ' પાછો આવ્યો પણ રાજાનું કાંઇ ચાલ્યું નહીં ને રાજાના કાન ' ' ભંભેરી તેના મનમાં મારા માટે ઝેર ભરવાના પ્રયત્નો શરૂ થયા ' ' કેટલીક વાર તો મનમાં એવું આવતું કે સરવે મૂકીને ચાલ્યો ' ' જાઉં. કેટલીક વાર સર્વથી સ્વતંત્ર થઈ સ્વમુખત્યારીથી કામ કર- ' ' વાનું મનમાં આવતું, કેમકે સિપાઇ તથા લોકો મારા તરફ ' ' બહુ વલણ રાખતા હતા, ને મારો સાથ કરવાને તૈયાર હતા. ' ' અગત્યને વખતે દેશને મુકી દેવામાં પાપ સમજતો હતો તેથી ' ' મુકીને જઇ શકતો નહોતો અને સર્વનો સંબંધ તોડી નાંખી ખુદ ' ' મુખત્યારી અખત્યાર કરવાથી અત્યંત કુસંપ ફેલાવાની ધાસ્તી ' ' હોવાથી તેમ કરવું પણ દુરસ્ત નહીં સમજતો હતો. સારાંશ કે ' ' ઘણીજ મુશ્કેલીનો સમય હતો. તે વેળા ફરી રાજાએ મને બો- ' ' લાવ્યો અને હું તેને જઇ મળ્યો. તે જોકે પૂર્ણ મહેરબાનીથી વર- ' ' ત્યો પણ હું સમજી ગયો કે તેને લોકોએ ડરાવ્યો છે ને બડેકા- '

'વ્યો છે. તેણે મને કહ્યું કે બહારની જરૂરીઆતો મને લાચાર'
'બનાવે છે કે હું વચમાં ન પડું. તે પછી રાજાએ તેની ફોજમાં'
'એક હુદ્દો કબુલ કરવાની મને દરખાસ્ત કરી, જે મેં માન્ય રાખી'
'નહીં. પછી હું રવાના થવાની તૈયારીમાં હતો ને મારો સામાન'
'વહાણ ઉપર લાવવામાં આવ્યો હતો એટલામાં જીનીવાના રહે-'
'વાશીઓનું એક ડેપ્યુટેશન મારી પાસે આવ્યું અને તેઓએ'
'કહ્યું જે આવા વખતમાં તમારે રવાના થવું વ્યાજબી નહીં થાય.'
'મેં તેમના સમજાવ્યા પ્રમાણે મારી રવાનગી મુલતવી રાખી.'
'વળી રાજાએ મને બોલાવ્યો. ને લેંબાર્ડીનો નેશનલગાર્ડ (પ્રજા-'
'કીય રક્ષણ કરનાર લશ્કર) ઊભો કરવા હુકમ કર્યો. તે દરમીયાન'
'કેટલાક દેશાભિમાની લોકોએ મને દરખાસ્ત કરી કે અમારા'
'વચમાં જે વિરૂદ્ધતા છે તેને દૂર કરવા માટે જેમાં સરવે'
'વિરૂદ્ધતા કોરાણે મૂકી સઘળા પક્ષો દાખલ થાય, અને દાખલ'
'થઇને પોતાના દેશને દૂશ્મનના પંજામાંથી મુક્ત કરવાનું કામ'
'કરી શકે, તેવી એક સોસાઇટી બનાવવી. એ દરખાસ્ત મેં મંજુર'
'કરીને "ઓર્ડીનેશન" (હથીઆરબંધ કોમ) નામની એક સો-'
'સાઇટી સ્થાપી. બસ પછી જુઓ મજા. બધા જુદા જુદા રાજ્યો'
'અને બોનાપાર્ટના એલચીઓએ ગડબડ મચાવી દીધી. આ તરફ'
,જે લોકો 'સંપ' 'સંપ'નો અવાજ કરી મારી પાસે આવ્યા હતા'
'તેમનામાંજ સંપની ઇચ્છા નહોતી એમ પણ મેં જોયું મને મારા'
'દેશની આ સ્થીતિ પર ઘણી દિલગીરી થઇ. બહારના દુશ્મનો'
'ઈટાલીનું ગળું દાબવાને અને તેના પગમાં બેડીઓ નાંખવાને તે'
'યાર બેઠા હતા. અંદરની બાજુ લોકોમાંજ સ્વતંત્રતાની ઇચ્છા'
'રાખનારાઓમાં સંપ ન હતો. અદેખાઇ, વેર, અને દ્વેષભાવ'
'ચારે તરફ નજરે પડતા હતા. બીજા રાજ્યોના એલચીઓએ રા-'
'જાને ધમકાવવો શરૂ કર્યો, તેથી ડરીજઇને તેણે મને બોલાવ્યો અ-'
'ને કહ્યું કે હાલતો સરવે કાર રવાઇઓ મુલતવી કરી દેવી જોઈએ.'
'મેં "હથીઆર બંધ કોમ"ના અધ્યક્ષપણાનું રાજીનામું આપતી'

૧૫

'વખતે નીચે પ્રમાણે જાહેર ખબર પ્રસિદ્ધ કરી ''
" અરે ઇટાલીના લોકો ? કેટલાક મિત્રોની દરખાસ્ત પરથી '
' અને સઘળી વિરૂદ્ધતા દુર થઇ જાય એવી નિષ્ઠાથી મેં " હથિઆ-
' રબંધ કોમ " નું અધ્યક્ષપણું કબૂલ કર્યું હતું અને આ સોસાઇટી-'
' ની હસ્તીથી ઇટાલીની અંદર તેમ બહારના સઘળા અવિશ્વાસુ બે '
' ઇમાન અને જુલ્મી માણસોનાં અંતઃકરણ નરમ પડી ગયાંછે તેથી '
' હાલના કાવતરાખોર પાદરીઓએ આપણને મ્લેચ્છનો ટાઇટલ '
' આપ્યો છે રાજાસત્તાક રાજ્યો ત્રાસિત સ્થીતિમાં છે તેમણે આપણા '
' નરપતિને એ સભાનો નાશ કરવા ભલામણ કરી છે. તેની ઇજત '
' જાળવવા (આપણો રાજા કાંઇ વિપતિમાં ન આવી પડે) માટે હું '
' આ સોસાઇટી મારફતે પૂર્ણ કરવાનું પવિત્ર કાર્ય તજી દઉંછું '
' અને સઘળા મેંબરોના સર્વાનુમતે આ સોસાઇટી તોડી નાંખુછું.'
' પણ સાથેજ દસલાખ હથિઆર એકઠા કરવા માટે ફંડ કરવા '
' દરેક ઇટાલી વાસીને અરજ કરૂંછું. જો દસલાખ હથીઆરોની '
' સાથે ઇટાલી દસલાખ માણસો હથીઆર બંધ નહીં કરી શકે તો '
' સમજવું જોઇએ કે ઇટાલી માટે કંઇપણ આશા નથી. પ્યારા '
' ભાઇઓ, હથિઆર સજીલો તોજ ઇટાલી સ્વતંત્ર થશે. ''

આ જાહેર ખબર તારીખ ૪ જાન્યુઆરી ૧૯૬૦ ને રોજ પ્રસિદ્ધ કરીને પછી ગેરીબાલ્ડી નાઇસ ચાલ્યો ગયો* ને ત્યાંથી પોતાને

---

* ક્યુરે નેપોલીઅનને નાઇસ તથા સેવોય એ બે પ્રાંત આપીને મધ્ય ઇટાલીપરથી તેનો હાથ ઉઠાવી લેવડાવ્યો હતો. તેમાં સેવોય વિકટરના વંશનું બાલક્રીડા સ્થાન હતું ને નાઇસ ગેરીબાલ્ડીની જન્મભૂમી હતી. વિકટરને તો સમજાવી લીધો પણ ગેરીબાલ્ડી પોતાની જન્મભૂમી દુષ્ટના પગ નીચે મુકવા ખુશી નહોતો તેણે જોયું કે તેમ થાયતો હું સ્વદેશમાં રહ્યા છતાં દેશનીકાલની સજા પામું તેથી એ વાત પાર્લામેંટમાં લાવવામાં આવી. પણ ગેરીબાલ્ડીમાં ઉત્તમ વકતૃત્વ ને રાજનૈતિક પ્રપંચ બુદ્ધિના અભાવે તથા ક્યુરની કુશલતાથી બીજી બેઠકમાં ક્યુર ફાવી ગયો તેથી ગેરીબાલ્ડી પોતાની જન્મભૂમીની છેલ્લી મુલાકાત લેવા એપ્રીલ માસમાં ગયો.

'સંપાદક.'

બેટ ગયો હતો. એટલામાં કંઇ નવીનજ થયું. સિસિલીમાં સ્વતંત્રતા માટે બળવાનો વાવટો ફરકાવવામાં આવ્યો. તે સિસિલીની પ્રજાએ ગેરીબાલ્ડીને મદદ માટે દરખાસ્ત કરી. આથી પહેલાં પણ જેથી ઇતીહાસના પાનાઓમાં તેનું નામ અમર થઇ જાય એવાં પરાક્રમો ગેરીબાલ્ડી દેખાડી ચૂકયો હતો પણ તેની કીર્તિ માટે જો કંઇ વધારે કાર્યોની જરૂર માનીએ તો તે સિસિલીના રણક્ષેત્રમાં પ્રકાશિત થયાં. સિસિલીની લડાઇએ ગેરીબાલ્ડીને જગતના ઇતીહાસમાં એક અ-દ્વિતીય જગા આપી છે માટે તે લડાઇનું વર્ણન અમે નીચેના પ્રકરણમાં કરીએ છીએ.

"સંપાદક."

---

## સિસિલીનું યુદ્ધ.

ગેરીબાલ્ડી પોતાના ટાપુ કપરીરામાં આરામ ભોગવી રહ્યો હતો ત્યારે તેને સિસિલીના બળવાની ખબર મળી. સિસિલીનો રાજા બીજો ફર્ડિનાંડ બહુજ જુલમી અને ત્રાસદાયક હતો તેણે રૈયતનો નાકમાં દમ આણ્યો હતો. ત્યાં સ્વતંત્રતાનું નામ નિશાન નહોતું. "સ્વતંત્રતા" શબ્દ બોલનાર ગોળીથી માર્યા જતા હતા. મહાત્મા મેઝિનીના શીક્ષણે સિસિલી વાસીઓને બળવા માટે તત્પર કર્યા હતા રૈયતે તે સમયના રાજ્ય કર્તાની વિરૂદ્ધ કાવતરા રચવા શરૂ કર્યા હતા ને આખું સિસિલી ઉશ્કેરાઇ ગયું હતું. તે આખા સિસિલીએ ગેરીબાલ્ડીની મદદની માગણી કરી. પીડમાંટનો રાજાને તેનો પ્રધાન ગેરીબાલ્ડીના સિસિલી જવાથી વિરૂદ્ધ હતા, તેથી પહેલાં તો ગેરીબાલ્ડી બહુ વિચારમાં પડયો પણ પાચુ ને કોરૂ નામે બે સિસિલીયન નવ યુવાન સિસિલી જવા આગ્રહયુકત હતા. ગેરીબાલ્ડી લખે છે કે "પહેલાં તો મેં તેમના જોશને શાંત કરવાની કોશેશ કરી ને તેમને ટાળી દેવા ઇચ્છયું. કોઇ વખત કહ્યું કે 'સિસિલીથી પાકી' 'ખબર આવી જવાદો, કોઇ વખત કહ્યું કે 'ફતેહની આશા હોય'

'તોજ જવું જોઇએ. આવી ઠંડી વર્તણુક જોસથી ભરેલા સિસિલીના'
'નવયુવાનો પાસે ચાલી નહીં. તેમની "પરિણામ ગમે તે આવે'
'તોપણ જ્યાં એક પણ ઇટાલીયન સ્વતંત્રતા માટે લડી રહ્યો હોય'
'ત્યાં પહોંચવું એ અમારી ફરજ છે" એ દલીલનો કંઇ જવાબ'
'આપી શકાય તેમ નહોતું." તેથી અંતે ગેરીબાલ્ડી કપરીરાથી'
જીનીવા ગયો. અને ત્યાં [1]વિલાસંપુલામાં રવાના થવાની તૈયારી થવા લાગી. મેકિવસુ સર્વથી વધારે જોસથી ભરેલો હતો તેમ સહુથી વધારે કામ કરનાર હતો. ક્રિસ્પિ, માસા હકોરી વગેરે સઘળાનો એ મત હતો કે પરિણામ કંઇપણ આવે પણ અમારે સિસિલીના રહેવાશીઓની મદદે જવું જોઇએ. એ રવાનગીમાં બહુ અડચણો આડી આવી. હથીઆરો બહુ મુશ્કેલીથી એકઠા કરવામાં આવ્યા. પણ સત્ય છે કે ઇચ્છા[2] સામે કોઇ મુશ્કેલી ઠરી શકતી નથી.[3] તારીખ ૫ મીને ૧૮૬૧ ને રોજ ગેરીબાલ્ડી એક હજાર સાથીઓ ને લઇને બે વહાણ પર સવાર થયો એકનું નામ પેડમાટી અને બીજાનું નામ લંબાર્ડુ હતું. હજારો જવાં મરદો રાત્રે વહાણોપર એકઠા થઇ ગયા. આકાશમાં કુદરતી મસાલો બહુ પ્રકાશથી રોશની આપી રહી હતી, સમુદ્રની શાંતતાં, રાત્રિનો સમય, અને ગેરીબાલ્ડીના

---

૧ જીનોવા પાસે કવાર્ટો નામે શહેરમાં વિલાસપુલા નામે મહેલ છે.

૨ નિશ્ચય.

૩ આ વખતે ઈંગ્લાંડના મુખ્ય પ્રધાન જોન રસલે પ્રસિદ્ધ પણે ગેરીબાલ્ડીના પક્ષનું સમર્થન કર્યું. તેણે ઇંગ્લાંડના ઇટાલીમાં રહેતા એજંટ સરજેમ્સ હડસનને પત્ર લખ્યો કે "જો કોઇ વખત કોઈ દેશની પ્રજા પોતાના અત્યાચારી શાસન કર્તા વિરૂદ્ધ ઉઠેનો એ ઉત્સાહ યુક્ત વીર પ્રજાને તેમની સ્વાધીનતા અપાવવામાં સહાયતા કરવી એ ન્યાય અને ધર્મ બંન્નેને અનુસરીને છે. તે શિવાય લૉર્ડજાન રસલે અંગ્રેજ નૌકા સેનાના એડમિરલ મંડીને ગેરીબાલ્ડીનો મદદે જવા લખ્યું. ગેરીબાલ્ડીએ જાતે લખેલ છે કે તેના તરફથી પોતાને સારી સહાયતા મળી હતી. વિશેષ એ છે કે અંગ્રેજ મૈત્રી સભાની સલાહથી ફ્રેન્સ સરકાર આ વિગ્રહથી અલગ રહી.

"સંપાદક"

જવાં મર્દ હજાર સાથીઓના અંતઃકરણનો ઉમંગ, કેવી મનોહરતા !! જોકે અનહદ લશ્કરના મુકાબલામાં લડવા જતા હતાને જીવતા પાછા આવવાની કંઇ આશા નહોતી છતાં પણ પોતાના સ્વદેશીઓને ગુલામગીરીથી છોડાવવાની ઉમેદમાં બધા મસ્ત હતા. કોઇને પોતાના મિશનની ફતેહમાં શક નહોતો. એમ આનંદમાં પ્રજાકીય ગીતો ગાતા જતા હતા. તા. ૭મી મે ૧૮૬૧ ને રોજ પીડમાંડી વહાણ પરથી ગેરીબાલ્ડીએ પોતાના મિત્રોના નામપર નીચે મુજબ ચોઠી લખી.

"બહાદૂર સાથીઓ ? તમારૂં કામ પહેલાં હતું તે હાલ'
'છે. આત્મભોગ આપવા જીવનથી બેપરવા થઇને પોતાના વહાલા
'દેશને નવું જીવન આપો. પહેલાં તમે કાંઇપણ ઇનામ કે બદલા-'
'ની આશા વિના પોતાના દેશની રક્ષામાં બહાદૂરીની સાબીતિ'
'આપી છે. તેવીજ રીતે હાલ પણ મને આશા છે કે તમે માત્ર'
'અંતઃકરણને આશરે લડાયક કુનેહ સમાલીને પોતાની બહાદૂરી-'
'ની સાબીતી આપશો તેના બદલામાં તમારે કંઇપણ દરજ્જો'
'મલવાની કે બદલાની કે કંઇ માનની આશા નહીં રાખવી જોઇએ.'
'ભય જતો રહેવા પછી આપણી પોતપોતાના કામપર પાછા જ-'
'વાની ફરજ થશે, પણ હાલ લડાઇનો સમય છે અને આપણે'
'પોતાના વહાલા દેશના રક્ષણમાં લોહી વહેવડાવવા આપણી'
'ખુશીથી સર્વની આગળને સહુથી પહેલાં જઇએ છીએ. આ લ-'
'ડાઇમાં આપણો યુદ્ધનો નાદ જે પહેલાંની લડાઇઓમાં થયો'
'હતો તેજ એટલે "ઇટાલી" અને "વિકટર ઇમેન્યુઅલ" થશે.'

ગેરીબાલ્ડીએ તે વહાણપર બેઠે બેઠે પોતાના સાથીઓને વિધ વિધ ટૂકડીઓમાં વહેંચીને તેમના સરદાર ચૂંટી કહાડયા પછી જયારે કવાર્ટુ જઇને ઉતર્યા ત્યારે માલમ પડયું કે જે મછવામાં દારૂને યુદ્ધના હથિઆરો ભરેલા હતા તે હજુ પહોંચ્યા નથી, અને બંને વહાણો પરતો બારૂત છેજ નહીં. ગેરીબાલ્ડીએ તરતજ બધા સરદારોને પોતાના ઓરડામાં બોલાવીને તેમની સલાહ પૂછી. આખરે

એ નિર્ણયપર આવ્યા કે ટેલામુન બંદરથી ઉતરીને કોઇ માણુસ આર્બીટીબુનો કિલ્લો કે જે પીડમાંટ સરકારના હાથમાં હતો ત્યાંથી કારતુસને દારૂ લઇ આવે. પણ કિલ્લાનો હાકેમ કદાચ તેમના કાસદને પકડી લે એવો અંદેસો ઉદભવ્યો. થોડીવાર સરદારોમાં એ વાતની રકઝક ચાલતી રહી એટલામાં ગેરીબાલ્ડી બોલ્યો મને ખાત્રી છે કે એકે એક જણુ પોતાની જીંદગી જોખમમાં નાંખવા તૈયાર થશે. સર્વે સરદાર તરફથી સામટો જવાબ મળ્યો કે અમારામાંથી હરેક જણુ તે કામ કરવા માટે તૈયાર છે. પણ ગેરીબાલ્ડીએ ટૂરને[1] તે કામ માટે પસંદ કર્યો અને તેને બોલાવીને કહ્યું તમે ગોળી ખાવા તૈયાર છો ? "જો જરૂર હોયતો ખુશીથી," એવો શાંતતાથી દ્રઢતા ભરેલો જવાબ મળ્યો. એટલે ગેરીબાલ્ડીની ચીઠી લઇને તુરત રવાના થયો ને મોટી ચાલાકીથી તે કિલ્લામાંથી એકલાખ કારતુસ, કેટલીક તોપોને દારૂ ગોળો વગેરે લઇને પાછોઆવ્યો. અહીં ગેરીબાલ્ડીએ એવી કુનેહ વાપરી કે એક સરદારને સો માણુસ આપીને રોમ તરફ રવાના કરી દીધો. તે એટલા માટે કે શત્રુને એમ જાણુવામાં આવે કે ઇટાલીઅન વાલંટીઅરો દક્ષિણુમાંજ માત્ર લડવા પહોંચ્યા-છે એમ નથી પણ નેપલ્સને રોમ પર પણ હુમલો કરવા ગયા છે. રોમના લોકોને પોતાના સાથીઓ આવે છે એવી ખબર આપવા એક જાહેર ખબર છપાવીને પ્રસિદ્ધ કરી કે " અરે રોમના લોકો !

---

૧ કર્નલટુર ગેરીબાલ્ડીનો પરમભક્ત અને દેશભક્ત વીર હતો. તેને ઇ. સ. ૧૮૪૯ ના બખેડા વખતે તેના દેશ હંગરીમાંથી કહાડી મુક્યો હતો. તેથી રોમનું રક્ષણુ કરવામાં ગેરીબાલ્ડીને મદદ કરવા ગયો પણુ વચ્ચે સાંભળ્યું જે રોમ શત્રુને હાથ ગયું તેથી આસ્ટ્રિઆ વિરૂદ્ધયુદ્ધ કરવાની ગોઠવણુ માટે આખા યુરોપમાં ભટક્યો. ઇ. સ. ૧૮૫૪માં ક્રિમિઆ યુદ્ધમાં જતો હતો ત્યારે આસ્ટ્રિઅનોએ તેને પકડ્યો ને કેદ કીધો ને મોતની સજા થવાની હતી પણ ઇંગ્લાંડની ભલામણુ ઉપરથી તેને મોતની સજા નહીં કરતાં દેશનીકાલ કરવામાં આવ્યો. ત્યાંથી નીકળીને ગેરીબાલ્ડીને મળ્યો ને તેના લશ્કરમાં દાખલ થયો ને આસ્ટ્રિઆ વિરૂધ લડવા માંડયું.

"સંપાદક"

'કાલે તમને પાદરીઓ કહેશે કે મુસલમાનો તમારા ઉપર હુમલો'
'કરવા આવે છે. પણ યાદ રાખજે કે તે મુસલમાન તમારા બ-'
'હાદૂર સ્વદેશી ભાઇઓ છે જે પહેલાં અનેક પ્રસંગોપર બીજા દે-'
'શીભાઇઓ માટે લડી ચૂકયા છે. જે દિવસ તમે વિદેશી અને પા-'
'દરીઓના જુલમથી મુક્તિ મેળવીને પોતાના હિતેચ્છુઓને યા-'
'દકરવા લાયક થશો તે દિવસ મને પૂર્ણ ખાત્રી છે કે તમે અભિ-'
'માનથી પોતાના બાળકોને તે બહાદૂર સ્વદેશીઓની વાર્તાઓ'
'સંભળાવશો. જોકે આ બહાદૂરો બોનાપાર્ટના અનહદ લશ્કરના'
'મુકાબલાથી થોડા વખત માટે હઠી ગયા, પણ માત્ર એકજ નિ-'
'શ્ચાથી કે જ્યારે પ્રસંગ મળશે ત્યારે પાછા આવશું. તેઓ હમેશાં'
'એજ કામને માટે તૈયાર છે અને પોતાના વંશજોને માટે પોતાની'
'હયાતીમાં સ્વદેશ પર જુલમ કરનારાઓ તરફ જે તિરસ્કાર બ-'
'તાવતા આવ્યા છે તેવાજ તિરસ્કારથી તેમના વંશજો વરતે એવો'
'વારસો મુકી જશે. જે હમણા તમને સ્વતંત્ર કરવા આવે છે તે'
'બહાદૂર સિપાઇઓ તેજ છે કે જેમને તમે પોતાના હાથથી'
'દફન કર્યા હતા અને જેમનાં હાડકાં હજુ સુધી તમારી જમી'
'નમાં દટાયલાં છે તે તમારા ઉત્તમ દરજાના બહાદૂરોની સાથે ર-'
'હીને રોમની દીવાલોપર લડયા હતા. અમારા શત્રુ બહુ ચાલાક'
'ને બળવાન છે પણ અમે જે જમીને કોઇ સમયમાં એવા બહા-'
'દૂરો પેદા કર્યા છે કે જેના પરાક્રમો હજુ સુધી ઇતીહાસના'
'પાનાઓમાં યાદગારરૂપે ચાલ્યા આવે છે તેજ જમીનમાં પેદા'
'થયેલ છીએ. યાદરાખો કે અમારા લડાઇના નાદો અમોએ થોડા'
'વખતપરજ કુમુ ને વીરજ મેદાનમાં ગજાવ્યા હતા તે "ઈટાલી"'
'ને "વિકટર" છે. એટલું તો તમને પહેલાંથીજ પ્રદાર્શીત છે કે'
'અમે વિજય મેળવીએ કિંવા પરાજય પામીએ પણ ઇટાલીની ઇ-'
'જજત ઉપર ડાઘ લાગવા દેશું નહીં."

એ સો માણસોને રવાના કરીને ગેરીબાલ્ડીને તેના બાકીના સા-
થીઓ સિસિલી તરફ રવાના થયા. ઘણીક મુશ્કેલીઓ પછી માર્સાલા

બંદરે ઉતર્યા. રસ્તામાં ઘણીવાર વહાણ જુદા પડી ગયા ને એક બીજાની શોધમાં ઘણો વખત વ્યર્થ ગયો. જ્યારે બંદરમાં જઈ પહોંચ્યા ત્યારે શત્રુઓનું નૌકાસૈન્ય પણ લડવામાટે બંદરથી નીકળી ચૂક્યું હતું. ગેરીબાલ્ડીના સિપાઇઓ મછવાપર ઉતરીને જતા હતા એટલામાં શત્રૂઓએ ગોળી ચલાવવી શરૂ કરી પણ કોઈ તરેહના નુકસાન વિના ગેરીબાલ્ડી પોતાના સર્વે સાથીઓને લઇને સહીસલામત કિનારે પહોંચ્યો શહેરના ગરીબ લોકોએ અત્યંત ખુશી જાહેર કરીને ઘણીજ [1]ખલુશીઅતથી તેમના સાથે વરત્યા. પણ અમીરોને જાગીરદારોએ બહુ ઠંડાપણું બતાવ્યું. ગેરીબાલ્ડી લખે છે કે "દ્રવ્યવાન પક્ષની આવર્તણુક કાંઇ આશ્ચર્યકારક નહોતી. કેમકે' 'સામાન્યરીતે જોવામાં આવ્યું છે કે જે લોકોને નફા અથવા નુક-' 'સાનનો હીસાબ કરવાની ટેવ પડી હોય છે તે હમેશાં સમજી' 'વિચારીને જેથી તેમને પૈસાનું નુકસાન થાય નહીં એવા કામ' 'કરે છે. એવા લોકો હમેશાં હવાનું મોં જુએ છે. અને જ્યાંસુધી' 'પૂર્ણ ફતેહ ન થાય ત્યાંસુધી સાથ કરવા તૈયાર થતા નથી. જેની' 'પાસે મોટું લશ્કર ને લડાઇનો સામાન હતો તેવા મહાન રાજ્ય-' 'ની સરખામણીમાં આ થોડાક [2]સામાન વગરના માણસોનો સાથ' 'કરે એવી તેમના તરફથી આશા રાખાં શકાય નહીં." ગેરીબાલ્ડીએ સિસિલીમાં પગ મૂકતાંજ એક સિસિલીના લાર્ડ તરફને બીજું ને પદ્દસની પ્રજા તરફ એમ બે જાહેરનામા બહાર પાડયા. એ બંને જાહેર ખબરો અહીં દાખલ કરીએ છીએ.

પહેલી જાહેરખબર—"અરે સિસિલીના લોકો ? તમારી મ-' 'દદ માટેની દરખાસ્તને અમલમાં મુકવા માટે હું મારી સાથે જીવ-' 'સટે લડનારા બહાદૂરોની એક ટોળી લાવ્યો છું. લેંબાર્ડીની લડા-' 'ઇઓથી બચેલા અમો આજે તમારા મધ્યમાં હાજર છીએ. અ-' 'મારો દેશ સ્વતંત્ર થાય એ અમારા અંતઃકરણની ચાહના છે. જો' 'આપણેએક સંપીથી કામ કરીશું તો કામ સહેલ થઇ પડશે ને'

---

૧ સાફદીલના પ્રેમ. ૨ હથિઆર વગેરે.

' તુરતા તુરત ફતેહ મળશે. તેથી ઉઠો હથીઆર પકડો ને લડવા '
' માટે તૈયાર થઇ જાઓ. આ વખત જે માણસ હથીઆર લઇને '
' લડવા તૈયાર થાય નહીં તેને કાયર એટલે બાયલો અથવા તો '
' કોમનો દુશ્મન સમજજો. જો હથિયાર ન મળે તોપણ કંઈ પરવા '
' નથી, બહાદૂર માણસોના હાથમાં કોઇ હથિઆર ન હોય તોપણ '
' તે ઉપયોગીછે. મ્યુનિસિપાલ કમીટીઓની ફરજ છે કે સ્ત્રીઓ '
' બાળકો ને વૃદ્ધોની ખબર રાખે. ઉઠો, જગતના ઇતિહાસમાં '
' બીજીવાર સિસિલી લોકોને એ પાઠ ભણાવશે કે કોઇ પણ કોમ '
' જે સર્વાનુમત થઇને સ્વતંત્રતા મેળવવા ઇચ્છે છે તે જુલમના '
' પંજામાં રહી શક્તી નથી. " " ગેરીબાલ્ડી "

બીજી જાહેર ખબર—" અરે નેપલ્સના લોકો! ઇટાલીયનો- '
' માં સંપ નથી એટલાજ માત્ર કારણથી પારકા લોકો તમારા ઉ- '
' પર રાજ્ય ચલાવવાની હિંમત કરી શકે છે. માટે યાદરાખો કે '
' જે દીવસે તમે પોતાના સિસિલીના ભાઇઓ સાથે અને ઉત્તર '
' તરફના ઇટાલીના લોકો સાથે સંપ કરી લેશો તે દીવસે તરતજ '
' ઇટાલી ફરીથી યુરોપના પહેલા દરજાની પ્રજાઓમાં દાખલ થઇ '
' જશે. એક ઇટાલીયન સિપાઇની હેસીઅતમાંજ હું તમને દરખા- '
' સ્ત કરૂં છું કે તમે અમારો સાથ કરો ને ઇટાલીના શત્રુઓ સાથે '
' લડાઇ કરો. " " ગેરીબાલ્ડી "

સને ૧૮૬૦ ના મેની ૧૫ મીએ ગેરીબાલ્ડીનો સિસિલીના રાજાના લશ્કરસાથે મુકાબલો થયો. ગેરીબાલ્ડી લખે છે કે " જેમાં મારા
' સાથીઓએ શૂરવીરતાની સાબીતી આપી એવાં અનેક યુદ્ધો મેં '
' મારી જીંદગીમાં જોયાં પણ મને જેવો આ લડાઇની ફતેહથી '
' અભિમાન છે તેવો બીજી કોઇ લડાઇ માટે નથી. જેનો એક સા- '
' રી જગા ઉપર પડાવ હતો, જેના સિપાઇઓએ ઉત્તમ પ્રકારના '
' બખતરો પહેર્યા હતાં અને પાણીદાર હથીઆરો સજેલાં હતાં. '
' એવા ઘણી મોટી સંખ્યાના શત્રુ સાથેના મુકાબલામાં સરખામ- '
' ણી કરતાં નકામા જણાતા બુઠા હથીઆરોથી મારા એક હજાર '

'સાથીઓએ ઇતીહાસમાં જેનો નમુનો મળી શક્તો નથી એવાં'
'અનુપમ કાર્યો કરી બતાવ્યાં. એક વખત મારો જીવ જોખમમાં'
'પડેલો જોઇને નવ યુવાનોની ટોળીની ટોળીઓ મારી આજુ'
'બાજુ એકઠી થઇ ગઇને બરાબર મારી સાથે રહી, તેમાંથી ઘણા'
'એક તલવાર નીચેથી પસાર થઈ ગયા."

એ લડાઇમાં ગેરીબાલ્ડીનો મોટો છોકરો મીનુટી જખમી થયો. તેના મિત્ર મુતામારીને કારી જખમ લાગ્યો ને થોડા વખત પછી મરી ગયો. કેટલાક જવાંમર્દો "ઇટાલી હમેશાં રહો" ના પોકાર કરતા કરતા શત્રુઓના ક્રૂર સવારોના શિકાર થઇ ગયા, પણ આખરે ફતેહ મેળવી. તા. ૧૬ મીએ દુશ્મનો શહેરમાં નીકળીને નાઠા તે પાલર્મો પહોંચ્યા.

એ ફતેહથી ગેરીબાલ્ડીને બહુ જોર મળ્યું, આખા ટાપુમાં તેની ધાક બેસી ગઇ, વાલંટિઅરો જથાબંધ આવવા લાગ્યા અને શહેરોના શહેરો હથિઆરબંધ થઇને ખુશીથી લડવા લાગ્યાં. એમ તેના એકજ કાર્યના પરિણામથી સામાન્ય લડાઇનું રૂપ બદલી ગયું. વ્યવસ્થાઓ કાયમ રાખવા માટે કોઇ પ્રકારની ગવર્નમેંટ બનાવવાની આવશ્યકતા જણાઇ. પણ લડાઈના દિવસોમાં પાર્લામેંટ સ્થાપવાનું કામ અશક્ય હતું તેથી ગેરીબાલ્ડીને સિસિલીના લોકોની દરખાસ્તપરથી લડાઈના અંત સુધી વિકટર ઇમેન્યુઅલ તરફથી "ડીકટેટર" એટલે સર્પ્રેસત્તા સાથેનો ગવર્નર બનાવવાનો ઠરાવ કર્યો.

મેં ઉપર લખ્યુંછે કે "જે વખત સિસિલીના બળવાની ખબર જીનાવા પહોંચી ત્યારે પાચુ ને કોરૂ એ બંને સિસિલીના નવ યુવાનોએ ગેરીબાલ્ડીને સિસિલી ઉપર ચડાઇ કરવાની દરખાસ્ત કરીને ગેરીબાલ્ડીએ તેનો ઠંડા પેટે જવાબ આપ્યો." આ બંને યુવાનો તેજ છે કે જેમનું વર્ણન મેઝિનીના જીવન ચરિત્રમાં પણ આવે છે. એ બંને માણસો દેશનીકાલ થયેલા હતા. અને સિસિલીની ગવર્નમેંટ તરફથી તેમના માટે મોતની સજાનો હુકમ નીકળી ચુકયો હતો. ગેરીબાલ્ડીએ જયારે સિસિલી જવામાં થોડો સંકોચ બતાવ્યો

ત્યારે એ બંને સિંહ પુરૂષો એકલા સિસિલી તરફ રવાના થયા અને લોકોને ઉશ્કેર્યા. એ બે માણસોના અવાજથી સિસિલીમાં બળવાનો ભડકો સળગ્યો. તેમના અવાજથી આખું સિસિલી પોતાના જવાળામુખી એટના પર્વતની માફક ઉભરાવા લાગ્યું. ગેરીબાલ્ડી સિસિલીમાં પહોંચીને રેન નામે સ્થાન પર લડી રહ્યો હતો એટલામાં પાયુને ગોળી વાગીને પડયો. મરતાં મરતાં તેને ખબર પડી જે ગેરીબાલ્ડી આવી પહોંચ્યો છે. તેથી તે મરનાર શહીદના ચહેરા પર ખુશી ને સંતોષનાં ચિન્હો દેખાવા લાગ્યાં. અને શાંતપણે રણ સંગ્રામના મેદાનમાંજ તેણે પ્રાણ મુકયો. કોરૂ દરેક લડાઇમાં બહાદુરીથી લડતો રહ્યો અને અંતે એક ખાનગી ઝગડામાં માર્યો ગયો.

---

## પાલરમોનાં પરાક્રમો.

ઉપર લખેલ ફતેહ મેળવ્યા પછી ગેરીબાલ્ડીને ખબર મળી કે શત્રુઓ રાજધાની પાલરમો તરફ નાસી ગયા છે. તેથી ગેરીબાલ્ડી પણ તેમના વાંસે વાંસે ચાલ્યો. રસ્તામાં બે દીવસ ને બે રાત બરાબર વરસાદ વરસતો રહ્યો, તેમાં ગેરીબાલ્ડીના લશ્કરને આસરામાટે કોઇ પણ જગા મળી નહીં. વળી રસ્તામાં શત્રુનું લશ્કર પડયું હતું તેની સાથે મુકાબલો કરવો એ સલામતી ભરેલું જણાયું નહીં. તેથી ગેરીબાલ્ડી સીધે રસ્તે જવા ઇચ્છતો નહોતો માટે તેણે જે રસ્તે પહેલાં કોઇ દિવસ પણ લશ્કર પસાર થયેલ નહીં હોય તેવે પહાડી રસ્તેથી ચાલવા માંડયું. કેટલીક વાર તો તોપો સિપાઇઓને જાતે ઉંચકવી પડતી હતી. આ કૂચમાં ગેરીબાલ્ડીએ સંપૂર્ણ યુદ્ધ કુશલતા સિદ્ધ કરી બતાવી. એક ટુંકડી પોતાના લશ્કરની એક ખાસ બાજુએ રવાના કરી ને બાકી રહેલી આખી ફોજ પહાડી રસ્તાઓમાં સંતાડી દીધી. શત્રુએ એક મોટુ સંખ્યાબંધ લશ્કર ગેરીબાલ્ડીની ટુંકડી પાછળ રવાના કર્યું. એવી તક મેળવીને ગેરીબાલ્ડી બાકીના લશ્કરને લઇને પાલરમોના દરવાજા ઉપર જઇ પહોંચ્યો.

દુશ્મનનું ૨૭૦૦૦ માણસનું લશ્કર કિલ્લામાં હતું. અને શહેરની સઘળી ઊંચી ને મોટી જગાઓ તેમના કબજામાં હતી. બીજી બાજુએથી નૌકાસૈન્ય સમુદ્ર કિનારેથી ગોળી ચલાવી રહેલ હતું. એ પ્રસંગે ગેરીબાલ્ડી પાસે જેમ તેમ કરીને લગ ભગ ૩૦૦૦ લડવૈયા હતા. પણ તે બધા પગારદાર સિપાઇ નહોતા, પોતાના દેશની સ્વતંત્રતાના રૂપમાં રાક્ષસો હતા. તેમનામાંના એકેક શત્રુના સો સો પગારદાર સિપાઇઓ સાથે મુકાબલો કરવા તૈયાર હતા. પગારદાર સિપાઇઓને લડાઇમાં પણ પોતાનાં બાલ બચ્ચાંનો ખ્યાલ રહે છે પણ પ્રજાકીય લડનારા તો એવા ખ્યાલથી લડે છે કે ફતેહ થઇતો આખી કોમનાં સ્ત્રી બાળકો બચશે, ને પરાજય થયો તો કાંઈ ઠેકાણું નથી. ૧૮૬૦ ના મે મહીનાની તા. ૨૭ મી ની લડાઈ જગતના ઇતીહાસમાં અદ્વિતીય કાર્ય ગણાય છે. ગેરીબાલ્ડીએ પોતાના હજાર સાથીઓમાં ચૂંટી કહાડેલા નવ યુવાનોને આગળ વધારી હુમલો કરવાનો હુકમ આપ્યો. સામેથી આગ વરસવી શરૂ થઇ, સમુદ્ર કિનારેથી ગોળા ચાલવા લાગ્યા. શહેરના દરવાજા ઉપર ને શહેર બહાર દુશ્મનના લશ્કર સાથે હાથો હાથ લડાઇ શરૂ થઇ, તેમાં પ્રજાકીય સ્વતંત્રતા માટે આત્માર્પણ કરેલ, જીંદગીની પરવા નહીં રાખનાર સિપાઇઓ સામે શત્રુ વધારે વખત ટકી શક્યા નહીં. ગેરીબાલ્ડીના સિપાઇઓ શત્રુને પાછા હઠાવીને શહેરમાં દાખલ થઇ ગયા. શરૂ શરૂમાં તો શહેરના લોકો બહુ ધાસ્તીમાં રહ્યા પણ જેવો ગેરીબાલ્ડી શહેરમાં દાખલ થયો કે દરેક સ્ત્રી પુરૂષ ને બાળકો પોત પોતાના ઘરથી બહાર નીકળી પડયાં ને બચાવની ગોઠવણ કરવા લાગ્યાં. સ્ત્રીઓ ઘરના દરવાજા ઉપરથી ને ભીંતો ઉપરથી શાબાસીના પોકારો કરીને સ્વતંત્રતાના સિપાઇઓની હિંમત વધારતી હતી. બીજાઓએ સ્વહસ્તે શહેરના રક્ષણ માટે કામ ચલાઉ બુરજો બનાવ્યા. તે બુરજા માટે મેડીઓ ઉપરથી ને ખડકીઓમાંથી સ્ત્રીઓએ ટેબલો, ખુરસીઓ વગેરે જે કાંઇ હાથ આવ્યું તે ફેંકી દીધું અને જોત જોતામાં તો અનેક બુરજો શહેરમાં તૈયાર થઈ ગયા. ગેરીબાલ્ડીના

લશ્કર પાસે દારૂ ખૂટી પડયો ને પાલરમોની સ્ત્રીઓએ રાત્રિ દિવસ ઘંટીઓ ચલાવીને દારૂ તૈયાર કરી ગેરીબાલ્ડીના સિપાઇઓને પૂરો પાડયો. આખરે રાજકીય લશ્કર કિલ્લામાં ભરાયું ને ચોતરફથી ઘેરો ઘાલી આવવા જવાના ને ખબરો પહોંચવા પહોંચાડવાના રસ્તા બંધ કરવામાં આવ્યા, તેથી જખમી થયેલા તથા યમદ્વાર પહોંચેલા સિપાઈઓની લાસો કિલ્લામાં સડવા લાગી. આખરે રાજકીય લશ્કરના કમાંડર લીન્ઝાએ કિલ્લામાંથી લાસો કહાડી જવાની પરવાનગી માટે દરખાસ્ત કરી, તે સાંભળવા એક અંગ્રેજી વહાણ ઉપર બુર્બોન સરદાર તરફથી બે જનરલો આવ્યા અને ગેરીબાલ્ડી પણ ગયો. આજ સુધી તો બુર્બોન જનરલ ને સિપાઇઓ ગેરીબાલ્ડીને "લૂંટારો" કહીને બોલાવતા હતા, પણ હમણાં તો તેને "હીઝ એકસેલન્સી" કહીને બોલાવવા લાગ્યા. (હિંદુસ્તાનના ગવર્નરજનરલ અને સેનાપતિનો એ કિતાબ છે) બુર્બોન જનરલોએ મહેતલની શરતો વાંચી સંભળાવી, તેમાં છેલ્લી સરત એ હતી કે પાલરમો શહેર તરફથી એક એવી જાહેર ખબર બહાર પાડવામાં આવે કે તે સિસિલીના રાજા ફ્રાન્સિસને નેપલ્સના રાજાના હુકમોને તાબે થવા તૈયાર છે ને તેમના તરફ માનની નજરથી જુએ છે. એ સરત વંચતાંજ ગેરીબાલ્ડી ધૈર્ય ધારી શકયો નહીં અને એકદમ ઉભો થઇ ગયો. તેણે જવાબમાં કહ્યું જે તમે તમારા સેનાપતિને જઇ કહો કે ગેરીબાલ્ડી અને તેના સિપાઇઓ લડવા માટે તૈયાર છે, આવી નીચ પ્રકારની સરતો કબૂલ કરી શકતા નથી. એમ ગેરીબાલ્ડીએ મહેતલની સરતો નામંજુર કરી, પણ દારૂ ને કારતુસ વિના લડાઇ શી રીતે જારી રાખવી તે બાબત મોટી ચિંતા થઇ પડી. તે ચિંતાતુર હાલતમાં પાછો પોતાના હેડકવાર્ટર્સમાં પહોંચ્યો. ત્યાં શહેરનાં બધાં નહાનાં મોટાં માણસો તેના પાછા આવવાની રાહ જોતા હતા. તેમની સમક્ષ બનેલી હકીકત કહી સંભળાવી. પ્રસંગ ઉપર ગેરીબાલ્ડી લખેછે કે "મારા ચુકાદા ઉપર સર્વે લોકોએ ખુશીના નાદો કર્યા. 'તેથી મારી ચિંતા દૂર થઇ ગઇ. શહેરમાં બીજા બુરજા બનવા લા'

' ગ્યા. દરેક બુરજ ઉપર પથ્થર વગેરે જે કાંઇ એકઠા થઇ શકયા '
તે કરવામાં આવ્યા. શહેરનાં બધાં માણસો છરા, કુહાડી, કોદાળી
વગેરે જે કાંઇ હાથ લાગ્યું તે લઇને નીકળી પડયાં. સ્ત્રીઓએ દારૂ
વાટવા ને કારતુસ બનાવા શરૂ કર્યા, એટલામાં બંને પક્ષ તરફથી
પરસ્પર ચોવીસ કલાકની મહેતલ આપવામાં આવી. પછી વળી ત્રણ
દિવસની મહેતલ બુરબોન સેનાપતીએ માગી. તે પણ ગેરીબાલ્ડીને
પોતાને પણ મેહેતલની જરૂર હોવાથી તેણે ખુશીથી મંજુર કરી.
તે પછી બુબેનિ સેનાપતિએ પોતાની ફોજ કિલ્લામાંથી ને શહેરમાં-
થી કહાડીને એક ખાસ જગાએ એકઠી કરવાની પરવાનગી માગી
તે પણ ગેરીબાલ્ડીએ મંજુર કરી.

પાલરમોના યુદ્ધના વૃતાંતો જેમણે લખ્યા છે તેમણે લોકોનો
તે સમયનો જોસ ને ઉત્સાહ તથા બુબેનિ સિપાઇઓની ક્રૂરતા વ-
ર્ણવી છે. એક ઇતીહાસ કર્તા લખે છે કે " શહેરની ગલી ગુચીઓ- '
' માં લોહીની નદીઓ વહેતી હતી. ઠેકાણે ઠેકાણે આગના ધુમાડા '
' નીકળી રહ્યા હતા તેમાં સેંકડો પ્રાણી બળી ખાક થઇ જતા હતા. '
' દારૂ ગોળીનો મારો વરસાદ જેવો થઇ રહ્યો હતો પણ દરેક દર- '
' વાજા ને ભીંતો ઉપરથી " " ગેરીબાલ્ડી અને અમને છૂટકો આ-
પનાર ઘણું જીવો " " ગેરીબાલ્ડી અને રાજા વિકટર અમર રહો "
" બુબેનિ રાજાને નેપલ્સનો વાલી મરો, " " વગેરે વગેરે પોકા '
રો સાંભળવામાં આવતા હતા. "

એક લેખક લખેલ છે કે " રાજકીય સિપાઇઓએ અત્યંત ક્રૂર- '
' તાથી સેંકડો બેગુનાહ નિર્દોષ બાળકો, સ્ત્રીઓ, વૃધો, પાદરી- '
' ઓ ને માતાઓને મૃત્યુને સ્વાધીન કર્યાં, સ્ત્રીઓ સાથે નહીં કર- '
" વાં જેવાં પાપો કર્યાં; ઘરોને આગ લગાડીને બાળી મુકયાં ને "
" બાજુથી જંગલી ટોળીની ગોળીઓએ સેંકડો મોટી ઇમારતો ને "
" મહેલોને જમીન દોસ્ત કરી નાંખ્યાં, છતાં પણ કાંઇ વળ્યું નહીં."

એક ફ્રેંચ વૃત્તાંત લેખક ડયુસ લખે છે કે " એક જણ મારી
" પાસે એક બીચારા ગરીબ માણસને લાવ્યો, તેને સીપાઇઓએ"

" અત્યંત દુઃખ દીધું. પહેલાંતો તેના શરીરને એવી રીતે બાંધ્યું"
" કે એક ગોળા જેવો આકાર બની ગયો. પછી તેને રાજાના મહેલ"
" ઉપરની નીસરણીએથી ધકેલી દીધો ત્યાં દરેક પગથીઆ ઉપર "
" તીવ્ર અણીદાર ખીલાઓ મારેલા હતા અને ચપુ તથા તલવા-"
" રના કકડા ખોસેલા હતા. તે ઉપરાંત બીજા જે જે દુઃખો તે"
" માણસને આપવામાં આવ્યાં તે લખતાં કંપારી છુટે છે. તેની"
" બેનની સાથે જબરાઇથી વ્યભીચાર કરાવ્યો, તેનું ધડ ને માથું"
" જુદું જુદું કરીને તે ગલીગુંચીમાં ફેંકી દેવડાવ્યાં. એક વખત"
" રાજાના લશ્કરે શહેરની સ્ત્રીઓ અને બાળકોને એકઠા કરીને"
" પોતા સામે ગોઠવ્યા અને તેમને નીસાન બનાવી ગોળીઓ છો-"
" ડવાનું કર્યું, પણ ગેરીબાલ્ડીના સીપાઇઓએ એવી સાવચેતીથી"
" બંદુકો ચલાવી કે સ્ત્રીઓ અને બાળકોને શત્રુની એક પણ ગો-"
"ળી લાગી નહીં." સ્વીત્ઝર્લાંડની ગવર્નમેંટના એજંટે ફ્રાન્સિસ સેનાપતિને એક ચીઠી લખી તેમાં ફરીયાદ કરી હતી કે સ્વીત્ઝર્લાંડના એક રહેવાશીને તેના આખા કુટુંબને એવી ક્રૂરતાથી મારી નાંખવામાં આવ્યાં છે કે પહેલાં તેના ઘરને સળગાવી મુકયું ને જ્યારે તેણે એક મઠમાં જઇને આશરો લીધો ત્યારે તે મઠ પહેલાં લૂંટયો ને પછી બધાને માંહે પૂરીને બહારથી આગ લગાડી દીધી. સારાંશ કે આ લડાઇમાં રાજકીય સીપાઇઓએ નહીં કરવાનાં અનેક પાપ કર્યાં તેનો બદલો એ મળ્યો કે એટલીબધી ક્રૂરતા ને ખૂનરેજી કરવા છતાં તેઓને અત્યંત શરમ ભરેલી હાર ખાવી પડી ને શહેર ખાલી કરી જવું પડયું. એવા પ્રકારની ક્રૂરતાના શીકાર થઇને પણ જે લોકો મરવા મારવાને તૈયાર રહે છે તેઓને ગુલામગિરિમાં રાખવા અશકય છે. આ લડાઇમાં જોન નામે પાદરીએ બહુ દેશ સેવા બજાવી. એક પ્રસંગે આ પાદરી પોતાના લશ્કરથી આગળ વધીને બુરબોનના લશ્કરને સુલેહ, સંપ, પ્રેમ ને સ્વતંત્રતા માટે ઉપદેશ કરવા લાગ્યો તે વખતે એક બુર્બોન સરદારે તાકીને બંદૂક મારી તો પાદરી ગરદનમાં ક્રોસ નાંખી ફરતો હતો તે ક્રોસના બે કડકા થઇ

ગયા. એટલામાં પછવાડેથી ગેરીબાલ્ડીનો સીપાઇ આવી પહોંચ્યો, તેણે તે સરદારને ગોળીથી ઠાર કર્યો અને કુદીને તેની તલવાર છીનવી લીધી. તે તલવાર પાદરીએ પોતાના મ્યાનમાં બાંધી લીધી ને તેના પર જે ક્રોસનો કડકો બચ્યો હતો તે બાંધી લીધો. પાદરી જોન હમેશાં પોતાનો ક્રોસ લઇને સીપાઇઓની આગળ રહેતો હતો. પાલરમોની લડાઇ પહેલાં આ પાદરી ૧૫૦ માણસ પોતાની ટુકડીના લઇને ગેરીબાલ્ડી સાથે મળી ગયો હતો. કૂચની દરમીયાનમાં તેણે કહ્યું કે "જનરલ શું તમે ભૂલી ગયા કે આ જમીનમાંથી તમે દેશનીકાલ છો અને જાતથી શહેર બહાર છો ?" જનરલે જવાબ આપ્યો કે વહાલા ભાઇ હું ભૂલી નથી ગયો પણ શું કરૂં ? પાદરી બોલ્યો જનરલ જેમને ધર્મની બહુ લાગણી છે એવા લોકોની વચમાં અમે છીએ તેટલા માટે એક દેવળમાં મારી સાથે ચાલીને ઇસાઇ ધર્મની ક્રીયાઓ મુજબ મારા આશીર્વાદ મેળવવા તમારા માટે આવશ્યક છે. જનરલે કહ્યું બહુ સારૂં. પાદરી એવો ખુશી થયો કે સહુથી પહેલાં દેવળમાં દાખલ થયો પણ જનરલે તો મશ્કરી સમજીને દેવળમાં જવાની દરકાર રાખી નહીં ને આગળ નીકળી ગયો. પાદરીએ જોયું કે જનરલતો આગળ નીકળી ગયો તેથી આગળ જઇ તેનો હાથ પકડીને કહ્યું વાહ ! શું તમે એવીજ રીતે વચન પાળોછો ? તેના જવાબમાં ગરદન નીચે નમાવી તેની સાથે જવા શિવાય બીજું કાંઇ બોલાયું નહીં. પાદરી જનરલને દેવળમાં લઇ ગયો ને ક્રીયા કરી ને છેવટે મોટા અવાજે બોલ્યો જુઓ જેના આશીર્વાદથી વિજય પ્રાપ્ત થાય છે તેના સામે બહાદૂર ફતેહમંદ જનરલ માથું નમાવે છે. એટલું બોલીને પાદરીએ પરમાત્માના નામથી, ઇજીલના નામથી અને સ્વતંત્રતાના નામથી ગેરીબાલ્ડીને આશીર્વાદ આપ્યા.

## પાલરમોની વ્યવસ્થા.

તે લડાઇના અંત પછી ગેરીબાલ્ડીના બહાદુર સીપાઇઓને આરામ લેવાનો સમય મળ્યો તેમનામાંના કેટલાક ઉંચા કુળના છોકરાઓ હતા તેમણે પોતાની જીંદગી એશઆરામમાં ગાળેલી હતી. કેટલાક યુનિવર્સિટિની ડિગ્રી મેળવેલા ગ્રાજ્યુએટો હતા અને કેટલાક વિદ્યાર્થીઓ હતા. સમુદ્રની મુસાફરી પૂરી થતાંજ બીચારા ખુનખ્વાર લડાઇમાં ફસાયા હતા ને મોતના પંજામાંથી બચી ગયા હતા. તે બધાએ થોડાક આરામને ગનીમત માન્યું. શહેરના રહેવાશીઓએ પણ સ્વતંત્રતાના હર્ષમાં મેળાવડા કરવા શરૂ કર્યા. સહુથી પહેલાં તો સ્વતંત્ર થયેલા પોલિટિકલ કેદીઓનું સરઘસ સિસીલીના બજારોમાંથી નીકળ્યું. ઇટાલીનો ત્રીરંગી વાવટો દરેક દરવાજા ને દીવાલો ઉપર ફરકવા લાગ્યો. બધા માણસો સરઘસમાં સામેલ થયા હતા. બારીઓ ને અગાસીઓ ઉપરથી ફૂલની વૃષ્ટિ થતી હતી. નાચરંગ થઇ રહ્યા હતા ને વાજાં વાગી રહ્યા હતાં. સારાંશ કે જેને જોઇને બહુજ સખ્ત ને વજ્રમય અંતઃકરણ પણ નરમ થઈ જાય એવો અત્યંત આનંદ વરતી રહ્યો હતો. ગેરીબાલ્ડીએ થોડા દિવસ શહેર તથા પરાંઓની વ્યવસ્થા કરવામા ગુજાર્યા અને જુદી જુદી ધર્માદા જગ્યાઓની મોલાકાત લીધી. તે દેશ રોમન કેથૉલીક ધર્મનો હોવાથી જેમાં સંસાર ત્યાગ કરેલી સ્ત્રીઓ રહેતી એવી જગાઓ ઘણી હતી. તેને કોનવેંટ એટલે જોગણના મઠ કહે છે. એવા એક મઠમાં એક દીવસ ગેરીબાલ્ડી જઇ પહોંચ્યો તેની મેનેજર એક પાદરણ તેનો આદર સત્કાર કરવા માટે દરવાજા ઉપર આવી અને અતી ઉમંગથી ખાસ એની ખાતરજ શણગારેલા ઓરડામાં લઈ ગઇ તેમાં ઘણા શુદ્ધને સ્વાદિષ્ટ ભોજનો ને મેવાઓ ગોઠવેલા હતા. તેની વચ્ચે તે જોગણોએ ગેરીબાલ્ડીનું ચીનીથી બનાવેલું બાવલું ગોઠવી રહેલું હતું. ગેરીબાલ્ડી તેમાં દાખલ થયો ત્યારે બધી કુમારિકાઓ તેની આસપાસ વીંટાઇ વળી. તેમાંથી એક નવયુવાન

બાઈએ તેનો હાથ પકડીને ચુંબન કર્યું ને પછી કુદીને તેના કપાળ ઉપર પણ ચુંબન કર્યું. ત્યારબાદ યુવાનથી લઈને વૃદ્ધ સુધી બધી બાઇઓએ તે પ્રમાણે કર્યું.

એક દીવસ ગેરીબાલ્ડી એક અનાથાલય જોવા ગયો, ત્યાં બાળકોની બહુ માઠી સ્થિતિ જોઇ. તેની આસપાસ સઘળા બાળકો એકઠા થઇ ગયા ને તેને લાડ–વહાલ–કરવા લાગ્યા. ગેરીબાલ્ડીને તેની સ્થિતિ જોઇને બહુ દયા આવી ને તેજ વખતે અનાથાલયમાં લડાઇનું શિક્ષણ આપવાનો હુકમ આપી દીધો. તેથી એકજ દિવસમાં વારસ વગરના અને હરામી બાળકોનું અનાથાલય યુદ્ધકળા શીખવાની પાઠશાળા બનીગઇ.

ગેરીબાલ્ડીએ પોતાના એક સરદારને હુકમ કર્યો કે શહેરમાંથી જેટલા છોકરા મળી શકે તેમની ભરતી કરીને લડાયક કેળવણી આપવી જોઇએ. તે માટે એક મોટી યુદ્ધકળા શિક્ષણ કોલેજનો પાયો નાંખ્યો. તેમાં લખવા વાંચવાનું શિક્ષણ મળે તે માટે પણ પુરતો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

એ સુકૃત્યોકરવા ઉપરાંત ફુરસદના દીવસોમાં સીપાઇઓની ભરતી કરવા, તેમને કવાયત શીખવવા અને તોપ, બંદુક, દારૂ, ગોળા કારતુસ વગેરે લડાઇના હથિયારો એકઠા કરવાના કામમાં લેવાની ગોઠવણો કરવામાં આવી.

ગેરીબાલ્ડી જેવો ખબરદાર જનરલ દુસ્મનની તપાસ રાખતાં રહેવામાં ચુકયો નહોતો દુસ્મનની ખબર લાવવા માટે તેણે ઘણાએક સીપાઈઓને ચોતરફ મોકલી આપ્યા હતા. દુસ્મનોએ, મસીના નામે સ્થળે પોતાનું હેડકવાટર બનાવ્યું હતું તા. ૧૨મી જુને ત્યાંથી ખબર આવી કે શત્રુએ તે જગાપર ૧૫,૦૦ માણસનું લસ્કર એકઠુ કર્યું છે. તે લસ્કરમાં નેપલ્સના રહેવાસી પણ ઘણા હતા. ગેરીબાલ્ડીએ તરતજ નીચે લખેલી જાહેર ખબર પ્રગટ કરી.

" અરે નેપલ્સના વતનીઓ ? તમે પણ ઇટાલીના પુત્રો છો."
' આલ્પ્સ પર્વતના ઉંચામાં ઉંચા શીખરો સુદ્ધાં સિસિલાની દક્ષિણ,

'સુધીની સઘળી જમીન ઇટાલીની છે, તે આ વખતે લોહીથી રંગાઇ'
'રહેલી છે. ઇટાલીના નામપર સ્વતંત્રતા ખાતર ઉઠવું એ તમારી'
'ફરજ છે. યાદ રાખજો કે વીરજ ને કુમુના બહાદૂર સિપાઈઓ'
'તમારા માટેજ લડી રહ્યા છે. તે છતાં તમે કેમ શત્રુ સાથે બેઠા'
'છો. યાદ રાખો કે સિસિલીમાં પડતું દરેક લોહીનું ટીપું તમારા'
'માથા ઉપર, તમારા વંશ ઉપર, તમારા પુત્રો ઉપર ને તમારા'
'પૌત્રો ઉપર શ્રાપ ચઢાવે છે. અરે નેપલ્સના લોકો ઇટાલી તમારા'
'પહેલાંના પાપો તરફ આંખ આડા કાન કરે છે માટે આવો, પો-'
'તાના જ્વાળામુખી પર્વતોની માફક ઉઠો ને ઇટાલીના શત્રુઓને'
'પાયમાલ કરી નાંખો."

આ જાહેર ખબર છાના એજંટો મારફતે ઘણી સારી રીતે બધી જગાએ મસીના ને કેપલપર્યામાં ફેલાવી દીધી એટલામાં ઉત્તર ઇટાલીમાં ૪૨૦૦૦ વાલંટીઅરો ગેરીબાલ્ડીને મદદ કરવા એકઠા થયા છે એવા ખબર મળ્યા કેટલાક અંગ્રેજ જુવાનો અને આયરીસોએ પણ વાલંટીઅર તરીકે પોતાની નોકરી અર્પણ કરી હતી તે ઉપરાંત કેટલાક પસંદ કરેલા અંગ્રેજ સરદારો ગેરીલ્બાડીને જઇ મળ્યા. દારૂ ને લડાઇના હથિઆરો પણ એકઠા થઇ ગયા. ઉત્તર ઇટાલીના વાલંટીઅરો હજુ આવવા નહોતા પામ્યા, એટલામાં દુશ્મનની એક ચીઠી ચલરજ નામે સ્થાનપરના લશ્કરના કમાંડર કર્નલ બુકલુના નામપરની બંદેસીએ પકડી હતી. તેમાં લખ્યું હતું કે "હું આઠ હજાર માણસની ફોજ લઇને તમારી તરફ આવું છું ને અમે તમે બંને એટલી મોટી સંખ્યાબંધ ફોજ લઇને ગેરીબાલ્ડી ઉપર હુમલો કરશું કે તેને મુકાબલો કરવો અશક્ય થઇ પડશે." બંદેસીએ તે ચીઠીની હકીકતની ખબર ગેરીબાલ્ડીને તાર મારફતે આપી તેપરથી ગેરીબાલ્ડી તા. ૧૭ મીએ વહાણપર સવાર થયો અને દરિઆ રસ્તે નેપલ્સને કિનારે ઉતર્યો તે તા. ૨૦ મીએ બંદેસી સાથે ચલરજમાં પડેલ દુશ્મનો ઉપર હુમલો કર્યો. એ હુમલામાં શત્રુની ફોજ બહુ બહાદૂરીથી લડી સવારથી લઇને છેક ત્રીજા પ-

હોર સુધી ગેરીબાલ્ડીના સીપાઇઓ હાર ઉપર હાર ખાતા રહ્યા. એકવારતો ગેરીબાલ્ડી પંડ એકલો દુશ્મનથી ઘેરાઇ ગયો તેનો ઘોડો તે પહેલાં જખમી થઇ ગયો હતો ને તે છટો રહી ગયો હતો. નજીક હતું કે કામ પુરૂં થઇ જાય પણ તે પોતાની તલવારથી મુકાબલો કરતો રહ્યો ને પોતા ઉપર હુમલો કરનારાઓને ઘણીવાર સુધી હઠાવતો રહ્યો. અંતે મદદ આવી પહોંચી ને સંધ્યાકાળે ગેરીબાલ્ડીના સીપાઇઓએ જીવસટે લડાઇ કરીને બંદુકથી દુશ્મનોને નસાડયા ઘણા માણસો જખમી થયા ને ઘણાક માર્યા ગયા બાદ આખરે સ્વતંત્રતાના સીપાઇઓની ફતેહ થઇ આ લડાઇમાં ગેરીબાલ્ડી સાથે છ કે સાત હજાર સિપાઇ હતા તેમાંથી લગભગ એક હજાર મેદાનમાં રહ્યા. એમ બહુ જીંદગીઓનું નુકશાન થયું પણ શત્રુની ફોજ કિલ્લામાં બંધ થઇ ને આખરે લાચાર થઇ. તારીખ ૨૪ મી જુલાઇ ૧૮૬૦ ને રોજ હથીઆર છોડીને શરણે આવી. આ પ્રસંગે ઘણો લડાઇનો સામાન, હથીઆરો ને ઓજારો હાથ આવ્યા ને આ ફતેહ મળવાથી આખું સિસિલી કબજામાં આવી ગયું.

ગેરીબાલ્ડીની મતલબ જો માત્ર સિસિલીનેજ સ્વતંત્ર કરવાની હતે તો તે લડાઇ અહીં પૂરી કરી દેતે પણ તેના અંતરમાં તો આખી ઇટાલીને સ્વતંત્ર કરીને એક રાજ્યના હાથ નીચે એકસંપ કરવાની લેહ લાગી હતી તે રોકાઇ શકે તેવી નહોતી. યલજદની ખુનખાર લડાઇથી નવરો થઇને તરતજ મસીનાની સામુદ્રધુનીથી પાર ઉતરીને નેપલ્સ તથા પોપના પરગણા ઉપર હુમલો લઇ જવાની તજવીજ કરવા લાગ્યો. ઘણીએક યુક્તિઓ કરીને ઘણીવાર નિષ્ફલતા થઈ કારણ કે નેપલ્સના લડાઇના વહાણો તજવીજમાં રહેતા હતા ને ગેરીબાલ્ડીની ફતેહોથી ધાસ્તી ખાઇને નેપલ્સના રાજાએ પોતાની રૈયતને સ્વતંત્રતાના હકો આપી દીધા હતા તથા દરેક પ્રકારે રૈયતને રાજી રાખવાના પ્રયત્નો કરી રહ્યો હતો. પણ માત્ર ધાસ્તી ઉપર આધાર રાખનાર પ્રયત્નો આવા સમયમાં સફળ નીવડી શકે નહીં. આવા પ્રયત્નો છતાં પણ ઘણા શહેરો વરફથી

ડેપ્યુટેશનો આવવા લાગ્યા.

અંતે ગેરીબાલ્ડીએ પોતાના બહાદુર દોસ્ત કર્નલ મુરીને નેપલ્સના કિનારા ઉપર પહોંચીને એક ઉંચી જગ્યા સરકરવા માટે રવાના કર્યો. તે ૨૦૦ સિપાઇ સાથે મછવાઓમાં બેસીને રવાનો થયો રાત્રિના અંધારાને લીધે કેટલાક મછવા જૂદા પડી ગયા. બાકીના પહોંચ્યા પણ દુશ્મનો પહેરા ઉપર હાજર હતા તેથી નીમેલી જગાએ પહોંચી શકાયું નહીં પણ કર્નલમુરી કોઈ રીતે વચમાંથી નીકળી ગયો. તે જોકે નીમેલી જગા તેના હાથમાં આવી નહીં તોપણ બીજી ટેકરી ઉપર ચડીને આગનો ભભુકો સળગાવ્યો તેથી ગેરીબાલ્ડી સમજી ગયો કે મુરી કોઇ ઉંચી જગાએ પહોંચી ચુકો છે તત્કાળ ગેરીબાલ્ડી પોતાની ફોજને લઇને રવાનો થયો અને તા. ૨૦ મી માર્ચે દુશ્મનના હેડકવાર્ટરથી આઠ માઇલ ઉપર આવી પહોંચ્યો. તા. ૨૧ મીએ પાછલીરાત્રે અઢીવાગે ગેરીબાલ્ડીના મોટા છોકરાએ દુશ્મન ઉપર હુમલો કર્યો ને સૂર્યોદય થતાંમાંજ શત્રુઓને નસાડીને કિલ્લા બંધ કરી દીધા, ત્યાં શત્રુની ફોજે હથીઆર છોડી દીધા. તે ફતેહની ખુશાલીમાં રાત્રે શહેરમાં રોશની કરવામાં આવી અને આજુબાજુના નહાના નહાના પહાડોના શહેરોમાં પણ રોશની થઇ ખુશાલીના પોકારોથી આખો પહાડ ગુંજવા લાગ્યો. દરેક દરવાજા, દિવાલો, મછવા ને વહાણો, પહાડો ને શિખરો, મેદાન સરવે રોશનીથી પ્રકાશિત થઇ રહ્યા હતા, અને પોતાની સ્વતંત્રતાનો આનંદ મનાવી રહ્યા હતા. ચોતરફ ગેરીબાલ્ડીની જય બોલાઇ રહી હતી અને તેના દીર્ઘાયુષ માટે આશીર્વાદો અપાઇ રહ્યા હતા તથા પ્રાર્થનાઓ કરવામાં આવતી હતી. દુશ્મનના નેશનલગાર્ડો પણ ગેરીબાલ્ડીની જયના પોકારો કરવા લાગ્યા ને નેપલ્સની જમીનપર આપહેલી ફતેહથી આખો નેપલ્સ હાથ આવ્યાનો પાયો નંખાયો. બસ હવે ગેરીબાલ્ડીને તેના સિપાઇઓનો રસ્તો સાફ હતો. ડગલા માર્ચ કર્યા ચાલ્યા જતા હતા જ્યાં શત્રુની ફોજ મળતી હતી ને લડતી હતી ત્યાં પરાજય પામતી

હતી. શત્રુની ફોજમાં જે ઇટાલીયનો હતા તે જુદી જુદી જગાએ ગેરીબાલ્ડીની ફોજમાં દાખલ થઇ જતા હતા અને આખા રસ્તામાં દરેક શહેર ગેરીબાલ્ડીના આવવા ઉપર આનંદ જાહેર કરતું હતું તા. ૧૧ મી આગષ્ટથી ૭ મી સપ્ટેંબર સુધી ગેરીબાલ્ડી ને તેના જીવસટે લડનાર સિપાઇઓ કુચ કરતા રહ્યા ને લોકોના ખુશીના પોકાર સાંભળતા, મુબારકબાદી લેતા હથીઆરો એકઠા કરતા, ફોજની સંખ્યા વધારતા, દુશ્મનોને ધમકી આપતા, સ્વતંત્રતાનું શિક્ષણ ફેલાવતા રાજધાની નજીક જઇ પહોંચ્યા. માત્ર સિસિલી નહીં પણ આખું નેપલ્સ વિજયીઓના હાથમાં આવી ગયું. ગેરીબાલ્ડી આવવાની ખબર સાંભળીને રાજા સાહેબ રાત્રે શહેરમાંથી નાસી ગયા ને તા. ૭ મી સપ્ટેંબરે ગેરીબાલ્ડી માત્ર તેર પોતાનાં સરદારો અને બીજા કેટલાક અંગ્રેજ સરદારોને લઇને બહુ ભભકાથી શહેરમાં દાખલ થયો.

---

## શહેર નેપલ્સ.

નેપલ્સનો રાજા શહેર છોડયા પહેલાં રાજ્ય ચલાવવાની બધી સત્તા એક કમીટીને સોંપી ગયો હતો. આ કમીટીએ પોતાની બધી સત્તા પાકે પાયે ગેરીબાલ્ડીને સોંપી દીધી. ગેરીબાલ્ડી શહેરમાં દાખલ થયો ત્યારે રાજાનું લશ્કર કિલ્લામાં હતું તે ગેરીબાલ્ડીને જોતાંજ એક રેજીમેંટે તેના ઉપર ગોળી ચલાવવાનો ઇરાદો કીધો. તે વેળા ગેરીબાલ્ડીએ સામે ઉભા થઇને રેજીમેંટ તરફ નજર કરી તેમાં રેજીમેંટે ગોળી ચલાવવાને બદલે સલામી આપી. ત્યાંથી ગેરીબાલ્ડી આગળ વધ્યો ને એક બીજી રેજીમેંટ નજરે પડી. તે રેજીમેંટના સરદારે ગોળી ચલાવવા હુકમ કર્યો પણ સિપાઇઓએ તે હુકમ અમલમાં મુકવા સાફ ના પાડી. એ રીતે ગેરીબાલ્ડીએ તે શહેરનો કબજો લીધો, અને શહેરના સઘળા રહેવાશીઓ તેમનો આદર સત્કાર કરવા નીકળી પડયા. દરેક ગલીગુંચી, બજાર, મેદાની

ઓ ઉપરથી ખુશીના પોકારો થયા. ને આનંદમાં રૂમાલોને વાવટા ફરકવા લાગ્યા. ચોતરફથી "ઘણું જીવો અમારો ગેરીબાલ્ડી" નો અવાજ સાંભળવામાં આવ્યો, અને જ્યાં જ્યાં ગેરીબાલ્ડી ગયો ત્યાં લોકોએ તેના ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. ગેરીબાલ્ડીએ નેપલ્સના રહેવાશીઓની જાણ માટે એક જાહેર ખબર પ્રસિદ્ધ કરી તેની મતલબ એ હતી કે "હું અત્યંત નમ્રતાને સાચા પ્રેમથી તમારા વચ્ચે
'આવ્યો છું આખા ઇટાલીમાં ઐકયતા ને સંપ કરવો એ અમારી'
'પહેલી મતલબ છે. આ સંપને ઐકયતા આપણને રાજા વિકટર-'
'નો રૈયત થવાથી મળી શકે છે. આપણામાં કેટલીક ભિન્નતા પહે-'
'લાંથી કેમ ન હોય છતાં પણ આપણે સરવે ભાઇઓ છીએ ને'
'આપણી ફરજ છે કે સર્વે વિરૂદ્ધતા ભૂલી જઇને પ્રજાકીય ઇમારત'
'ચણવામાં એકત્ર થઇ જઇએ."

રાત્રે આખા શહેરમાં રોશની કરવામાં આવી ને બહારથી બહુ લોકો તમાસો જોવા આવ્યા. તેથી શહેરમાં મેળા જેવી ભીડ થઇ રહી. બંદર ઉપર વહાણોમાં રોશની કરવામાં આવી નેપલ્સના લોકોએ ઘણાજ શુદ્ધ અંતઃકરણથી ઝાડોમાં દોરડાં બાંધીને દીવાની હારો કરી દીધી ને આખા શહેરમાં એટલી બધી રોશની કરવામાં આવી કે આઘેથી જોનારને જાણે શહેરમાં આગ લાગી રહી છે એવો શક પડે.

ગેરીબાલ્ડીએ કેટલીકવાર મહેલ ઉપર ચડીને લોકોની સમક્ષ ભાષણ[1] કર્યાં ને તેમને બહાદૂરી, ઉત્તમ નિશ્ચય, દૃઢતાને પ્રજાકીય

---

૧ ગેરીબાલ્ડી ગંભીર સ્વરે બોલ્યો. નેપલ્સના પ્રજાજનો ! આજનો દીવસ તમારે અતિપવિત્ર ઉદાર અને ચિરસ્મરણીય છે યથેચ્છાચારી રાજ્ય શક્તિએ આટલા દિવસ સુધી તમારા હાથ પગ ઉપર પરતંત્રતાની જે બેડીઓ ઠોકી હતી તે આજ તુટી ગઇ છે. આજ સમસ્ત ઇટાલીને નામે હું તમને ધન્યવાદ દઉં છું. તમે ઇટાલીને માટે જે કામ કર્યું છે, તે માત્ર ઇટાલીને માટે નહિ, પણ સમસ્ત માનવ જાતિને માટે છે, કારણ કે તમે ઇટાલિઅનોની લુંટાયલી સ્વતંત્રતા પાછી મેળવી છે. આવો આજ આપણે સર્વ એક અવાજે "સ્વતંત્રતાનો જય" બોલીએ સ્વતંત્રતા ઇટાલીને બહુ

મઝ્હારીના મોઠા બણાવ્યા. તે શહેરની વ્યવસ્થામાં ગેરીબાલ્ડીને બહુ મુશ્કેલીઓ સામે થવું પડયું. અમે પહેલાં કહી ચુક્યા છીએ તેમ જ્યારે ગેરીબાલ્ડી સિસિલી રવાના થયો ત્યારે પીડમાંટનો રાજા અને વજીર કયુર એ બંને તેના ઇરાદાથી વિરૂદ્ધ હતા. પછી ગેરીબાલ્ડી સિસિલી ફતેહ કરી નેપલ્સ ઉપર ચડયો ત્યારે પણ રાજાએ તેને એવું કરવા મના કરી, અને નેપલ્સ જીતી લીધું ત્યારે કયુરની-પાર્ટિ ગેરીબાલ્ડીની વ્યવસ્થામાં ભુલો કહાડવા લાગી. રાજા હમેશાં હવાનું વલણ જોતો રહ્યો. જો ફતેહ મળે તો ગેરીબાલ્ડીના વિજયોથી ફાયદો ઉઠાવવા તૈયાર હતો અને પરાજય થાય તો પોતે જુમેદાર રહેતો ન હોતો. આ વખતે નેપલ્સમાં કયુરની પાર્ટિએ એમ પ્રસિદ્ધ કરવું શરૂ કર્યું કે ગેરીબાલ્ડી ઉપર મેઝિનીની બહુ સત્તા છે ને મેઝિની સ્વતંત્ર રાજ્ય સ્થાપવા ઇચ્છે છે. પગારખાનારા વર્તમાન પત્રના એડીટરો ને બીજા ખુશામતીઆ લોકોએ વાતો ચલાવવા માંડી કે ગેરીબાલ્ડી જોડે બહાદૂર સિપાઇઓ છે પણ સિવિલ વ્યવસ્થાની લાયકાત તેનામાં નથી. ગેરીબાલ્ડી ને મેઝિની એમ કહેતા રહ્યા કે અમારી નિષ્ઠા સ્વતંત્ર રાજ્ય કાયમ કરવાની નથી પણ તેમના કહેવા ઉપર કોઇએ વિશ્વાસ કર્યો નહીં ને કુપંર તથા રીસાદની ખટપટો દિનપરદિન વધતી ચાલી. તે ખટપટથી પાલરમોની વ્યવસ્થામાં પણ ખલેલ પહોંચવા લાગ્યો, તેથી આ વખતે નેપલ્સનો રાજા ૪૦૦૦૦ લશ્કર લઇને નેપલ્સથી કેટલેક છેટે પડયો હતો છતાં પણ ગેરીબાલ્ડીને બંદોબસ્ત કરવા સિસિલી જવું પડયું.

આ બધા ખટપટનું મૂળ તપાસતાં ખરી હકીકત એ જણાતી હતી કે ગેરીબાલ્ડી બહુ લીબરલ વિચારનો માણસ હતો અને હદ્દાઓને માટે માત્ર લાયકાતજ જોતો હતો. ગેરીબાલ્ડીની ભુલો કહાડનાર (ટીકા કરનાર) તે સઘળા વિજયોથી પોતાની જાતને ફાય-

---

આદરની વસ્તુ થઇ પડી છે, કારણ કે સ્વજાતિ કરતાં ઇટાલીઓએ પરતંત્રપણાનું કષ્ટ બહુ ભોગવ્યું છે. ફરી એકવાર બધા સાથે બોલો. "ઇટાલીનો જય" "... પાઠક."

કો પહોંચાડવા ઇચ્છતા હતા ને પબ્લીકના હકો ને ફાયદાની પરવા કરતા નહોતા. ગેરીબાલ્ડી સામાન્ય લોકોને જે હકો આપવા ઇચ્છતો હતો તેવી મહેરબાની થવા દેવા તેઓ ખરેખર ઇચ્છતા નહોતા તેમની મરજી તો એ હતી કે પારકી કોમના રાજાની ગુલામીથી મુક્તથઇને રૈયત પોતાના રાજાની ગુલામગિરીમાં આવી જાય ને સરકારી અમલદારો તથા રાજાના ખુશામતીઆઓના હાથમાં સત્તા રહે.

ગેરીબાલ્ડીની ગેરહાજરીમાં પ્રજાકીય લશ્કરની કમનસીબે બે ત્રણવાર હાર થઇ, પણ ગેરીબાલ્ડીના પાછા આવ્યા પછી જે લડાઇઓ વોલ્ટરનુ અને કીરટાડચુચ્ચુની જગાએ થઇ તેથી નેપલ્સના રાજાનું ભાગું ટૂટું લશ્કર પણ વિખરાઇ ગયું ને ગેરીબાલ્ડી ને આખા નેપલ્સ પ્રાંતપર પુર્ણ રીતે કબજો મળી ગયો. વોલ્ટરનુની લડાઇમાં બેહદ ખુનો થયાં અને બંને પક્ષો બહુ બહાદૂરીથી લડયા. તેમાં એકવખત ગેરીબાલ્ડી બહુ ભયમાં આવી ગયો પણ પોતાની ચાલાકી ને સાથીઓની મદદથી તરતજ ભય મુક્ત થયો. આ લડાઇના સંબંધમાં બહાદૂર " બ્રુન્ઝતાઇ " ની સાક્ષી મુખ્યત્વેકરી જાણવા જોગ છે. એ ત્રણ ભાઇઓ હતા તેમાં એક ભાઇ પહેલાં આસ્ટ્રિઆ વિરૂદ્ધ લડતો માર્યો ગયો બીજો ભાઇ આ લડાઇમાં માર્યો ગયો અને આ ત્રીજા ભાઇને પણ તેના વૃદ્ધ માતપિતાએ કોમને માટે લોહી વહેવડાવવાથી રોકયો નહીં. તેમેજર બ્રુન્ઝતાઇ ૨૦૦ સાથીઓ સાથે ચાર હજાર દુશ્મનો સામે લડી રહ્યો હતો. ઘણીવાર દુશ્મનને પાછો હઠાવ્યો પણ દર વખતે નવા સિપાઇઓ લડવા માટે આવતા હતા. દુશ્મનો પણ એ લડાઇ માટે આશ્ચર્ય પામતા હતા. રાજયકીય સરદારોએ મેજર બ્રુન્ઝતાઇ ને તેના સાથીઓને કહ્યું કે; વિચારો! તેવી સરતોથી શરણે આવવું કબૂલ કરી લો, ને લડાઇ બંધ કરો. પણ તેઓએ કંઇ સાંભળ્યું નહીં, દસ હુમલા પાછા હઠાવ્યા પછી બહુ થોડા બાકી રહી ગયા હતા ને બાકી બધા માર્યા ગયા હતા. તે વેળા બુર્બોન સરદારે કહ્યું કે " છોકરાઓ હવે તો પાછા ફરો '

'સોગન ખાઉંછું કે તમારા માથાનો વાળ વાંકો નહીં થાય." આ-' મેથી તેને જવાબ મળ્યો કે શરણે આવવાનું નામ ન લો. તમે લડવાનું છોડી દો અથવા હિંમત હોય તો લડી લેઓ. આખરે જ્યારે એકપણ કારતુસ ચલાવવા બાકી ન રહ્યો ત્યારે તલવારો લઇને આગળ વધ્યા ને બધાએ દુશ્મનોના સેંકડો આદમીને કાપીને મેદાનમાં પ્રાણ મુકયા. થોડા જખમી માણસોને પાછળથી ઉચકી લાવ્યા પણ મેદાનથી સહીસલામત એક પણ રહ્યો નહીં. મેજર બ્રુન્ઝતાઈ પણ મેદાનમાં રહ્યો ને શહાદત હાંસલકરી.[1]

તે લડાઈ પૂરી થતાંજ સાર્ડિનીઆ એટલે પીડમાંટના રાજાનું લશ્કર પણ આવીને મળી ગયું અને બાકી સાકી રહેલું નેપલ્સના રાજાનું બળ તિતરબિતર[2] થઇ ગયું.

તા. ૧૦ મી અકટોબરે ગેરીબાલ્ડીએ નેપલ્સની રૈયત પાસેથી પીડમાંટના રાજાની રૈયત હોવા માટે વોટ માગ્યા. તા. ૨૧ મીએ માત્ર દસહજાર વિરૂદ્ધ એકલાખ ત્રીસહજાર માણસોના વોટથી રાજા વિકટર નેપલ્સ ને સિસિલીનો રાજા થયો. તા. ૨૩ મીએ ગેરીબાલ્ડીએ પોતાની સઘળી ફોજને કીલુરી ( કેંડી ) નામે જગાએ એકઠી કરી ને કર્નલમુરી ( મિસોરી ) ને રાજા વિકટર પાસે મુકયો. રાજાએ ગેરીબાલ્ડીને તેના વાલંટીઅરોની બેહદ પ્રશંસા કરી. રાજાને જનરલની મોલાકાત માટે પહેલો દિવસ મુકરર થયો. ગેરીબાલ્ડીના સિપાઇઓ પોતાનાં ચીંથરાં જેવાં કપડાં પહેરીને રાજાને આદર સત્કાર આપવા હારબંધ ગોઠવાઇ ગયા, ને ગેરીબાલ્ડી પણ પોતાના સાધારણ પોશાકમાં અને જે તલવાર તેના મિત્રોએ ઈંગ્લાંડમાં તેને ભેટ આપી હતી તે તલવાર મ્યાનમાં નાંખીને સલામ કરવાને આ-ગળ વધ્યો. બંનેએ હાથ મેળવ્યા. રાજાએ કહ્યું તમારી બહાદૂરી ને હિંમત વિના હજુ દસ વરસ સુધી ઈટાલી એકત્ર થવું અશકય હતું. ( રાજાએ પોતાના ધ્યાન પ્રમાણે દસ વર્ષનો વખત બહુ મોટો ધાર્યો પણ ખરૂં કહીએ તો એમાં આશ્ચર્ય નથી જે ગેરીબાલ્ડીની બહા-

---

૧ સ્વર્ગેગયો. ૨ વિખરાઇગયું.

હુરી ને હિંમત વિના ઇટાલીની સ્વતંત્રતા ને એકત્રતા સૈકાઓ સુધી મળી શકત નહીં. ) ગેરીબાલ્ડીએ જવાબમાં કહ્યું કે જો આપ પંડે ઉચ્ચમન, નમ્ર ને ઉદાર સ્વભાવના નહોત તો હું શું કરી શકવાનો હતો. ગેરીબાલ્ડીના સિપાઇઓએ બારહજાર જીબાનોથી "ઘણું જીવો વિકટર ઇમેન્યુઅલ ઇટાલીના રાજા" નો પોકાર ઉંચે સ્વરે કર્યો. રાજાએ જવાબમાં કહ્યું. "ઘણું જીવો ગેરીબાલ્ડીને તેના નોબલ[1] સિપાઇઓ." તે પછી રાજા અને જનરલ બંને ઘોડાપર સવાર થઇને બરાબર બેલોના સુધી સાથે ગયા. તે દરમીઆન બંનેએ મન ખોલીને વાતો કરી પણ દ્વેષી અદેખાઓ તજવીજમાંજ હતા. તે જેવો ગેરીબાલ્ડી રાજાથી જુદો થયો તેવાજ તેઓએ રાજાના કાન ભંભેરવા શરૂ કર્યા.

નેપલ્સના રાજાની કંઇક ફોજ નદીને પેલે પાર પડી હતી, રાજાએ ગેરીબાલ્ડીના સિપાઇઓને કેપુઆ ઉપર ઘેરો ઘાલવા હુકમ કર્યો ને પોતાની ફોજને નેપલ્સના રાજાની ફોજ સાથે મેદાનમાં લડવા રાખી. તે રાજકીય લશ્કરે નેપલ્સના લશ્કરને સખતહાર ખવડાવીને નસાડી મુકયો.

તા. ૧ લી નવેંબર નેપલ્સ શહેરના ઇતીહાસમાં યાદ રાખવા જોગ દીવસ છે. ગેરીબાલ્ડીએ પોતાના બહાદુર સિપાઇઓને ઇનામ વહેંચ્યાં અને હંગેરીઅન લેજન ( હંગેરીની ટુકડી ) ને નવો વાવટો બક્ષીસ કર્યો તે પ્રસંગે નીચે મુજબ ભાષણ કર્યું.

"આજનો દિવસ અમારા માટે યાદ રાખવા જેવો છે, કેમકે 'આજે બંને કોમો વચ્ચે એકત્રતાનું દોરડું મજબૂત થાય છે, અને' 'રૈયત વચ્ચે ભાઇબંધીની દોરી સંધાય છે. આજનો દિવસ તમો' 'એ બે કૃત્રિમ સાંકળો જેમાં કેદ થઇને ભાઇભાઇથી જુદા હતા' 'અને તેજ કારણથી બીજાઓના ગુલામ હતા તે સાંકળ તોડી' 'નાંખી. આજે ભાઇથી ભાઇ મલી ગયા એમના દુશ્મન તમારા' 'દુશ્મન છે અને તમારા દુશ્મન તેમના દુશ્મન છે પણ એ બ-'

---

૧ ઉચ્ચ કુળના.

'હારના દુશ્મનો ઉપરાંત અત્યારે તમારે અંદરના શત્રુ સાથે પણ '
' ...ળલો કરવાનો છે. તે બધાનો સરદાર પોપ છે. જો મેં તમારી '
' ...રોમાં સારો અભિપ્રાય મેળવ્યો છે તો તે એટલાજ કારણથી '
' ...ં ચોખ્ખી રીતે કહેતો રહ્યો છું આજે હું તમને જે મારો '
' ...તમારા ઉપર છે તે હકનીરૂએ કહું છું કે તમારો અર્વથી '
' મોટો શત્રુ પોપ છે. જેવી રીતે તમે ઇસુખ્રિસ્તનો ધર્મ પાળો છો '
' તેવી રીતે હું પણ ખ્રિસ્તિ છું અને મને તે ધર્મમાં રહેવા માટે '
' અભિમાન છે. મેં લોકોની ગુલામગિરિની બેડીઓ તોડી નાંખી '
' ને માણસોને સ્વતંત્ર થવાનું શિક્ષણ આપ્યું. પણ પોપ જે આ- '
' પણી પ્રજા ઉપર જુલમ કરે છે ને ઇટાલીની સ્વતંત્રતાનો દુશ્મન '
' છે તે ખ્રિસ્તિ નથી.

' જે સિદ્ધાંત ખ્રિસ્તિ ધર્મના મૂળ છે તેનો તે ઇનકાર કરે છે '
' માટે પોપ ઇસુની વિરૂદ્ધ છે. તમારી ફરજ છે કે આવાત નજીક '
' ને દૂર સરવે જગાએ ફેલાવી દેઓ. કેમ કે આખું ઈટાલી ત્યારે- '
' જ સ્વતંત્ર થઇ શકશે કે જ્યારે સઘળા ઇટાલીના લોકોને તે સ- '
' ત્યતા ઉપર પૂરે પૂરો વિશ્વાસ થઇ જશે."

તા. ૭ મી નવેંબરે રાજા વિકટર ગેરીબાલ્ડીની સાથે નેપલ્સ શહેરમાં દાખલ થયો ગેરીબાલ્ડીનીહાજરીમાં રાજા પોતાના દબદબા મહત્વતા અને રાજ્યનો મોટો વાલી હોવા છતાં નહાનો માલમ પડતો હતો ક્યાં તે મોટાઇ ને વડાઈ કે જે બહાદૂરી સત્યતાને પ્રજાકીય પ્રેમથી મળી શકે છે. અને ક્યાં તે મહત્વતા કે જે રાજાઓના ઘરમાં જન્મ લેવાથી મળે છે. રાજા ઉપર અમાત્ય કયુરનો એટલો બધો રોફ હતો કે તે તેની મરજી શિવાય આંગળી પણ હલાવી શકતો નહોતો. અમે ઉપર લખી ચૂકયા છીએ કે કયુર ને ગેરીબાલ્ડીના વિચારોજ મળતા આવતા નહોતા. જેણે રાજ્યો સ્વતંત્ર કરીને તેની બાદશાહતમાં દાખલ કરી દીધા હતા, દેશનાદેશ મેળવીને પોતાની ઉદારતાથી રાજાને ભેટ આપી દીધા હતા એવા માણસ સાથે આવખતે રાજા તરફથી એવી વર્તણુક શરૂ થતી જા-

દેશમાં આવેછે કે ગેરીબાલ્ડીએ જેટલી બાબતો સુચવી તે સરવે નામંજુર કરવામાં આવી. જે જે લોકોથી ગેરીબાલ્ડીને તિરસ્કાર થયો હતો અને જે જે લોકોએ તેને નુકસાન પહોંચાડયું હતું તે સરવેને માફી બક્ષવામાં આવી અને ગેરીબાલ્ડીના આત્મભોગ આપનારા સિપાઇઓનો કોઇએ ભાવ પણ પૂછયો નહીં.

અફસોસ કે કૃતઘ્ન રાજાએ પોતાના રાજયનો પાયો નાંખનારની એક નહાની સરખી દરખાસ્ત પણ મંજુર કરી નહીં. ગેરીબાલ્ડીએ દરખાસ્ત કરી કે જે બહાદૂર સિપાઇઓની મદદથી વિજય મેળવ્યા હતા તેમને કાયદાસર સિપાઇઓનો ભાગ આપવો જોઇએ અને જે હુદ્દા તેમણે ગેરીબાલ્ડીના હાથ નીચે ભોગવ્યા છે તેજ હુદ્દા રાજકીય લશ્કરમાં પણ આપવા જોઇએ. રાજાના હલકા સાંકડા મનના વજીરોએ તેની તે દરખાસ્ત પણ મંજુર થવા દીધી નહીં. ને ગેરીબાલ્ડી ભગ્ન હૃદયથી ત્યાંથી ચાલ્યો ગયો.

તારીખ ૯ મી નવેંબરે ગેરીબાલ્ડી અફસોસ નિરાશા ને ક્રોધથી ભરેલું નિમ્નલિખિત ભાષણ કરીને પોતાના સાથીઓથી જુદો પડયો.

"અરે મારા નવયુવાન મિત્રો ! આ મારો સમય[1] જે પૂરો' 'થવા આવ્યો છે તે આપણી કોમના નવા જન્મનો સમય સમજ-' 'વો જોઇએ. વીસ પેઢીઓથી આપણા દેશના ચુંટી કહાડેલા મા-' 'ણસો જે નિશ્ચય કરતા ચાલ્યા આવ્યા છે ને જે પૂરો કરવો આ' 'ભાગ્યશાળી સમયના હાથમાં આવ્યો તેને પૂર્ણ કરવા માટે નવી' 'તૈયારીઓ કરવી જોઇએ.

'અરે નવયુવાનો જે કાંઇ કાર્યો તમે કર્યા તેના બદલામાં' 'આખી દુનિઆ તમારી પ્રશંસા ને વખાણ કરી રહેલ છે, ઇટાલીના' 'લોકો તમારા એ કૃત્યથી ઉપકારી થયા છે ને ઋણી રહેશે, જયાં' 'તમે ગયા ત્યાં વિજય ને ફતેહ તમારી સાથે રહ્યા અને હવે પણ' 'ભરૂંસોછે કે જે તરફ તમે તમારાં પગલાં ઉઠાવસો ત્યાં વિજય' 'તમારી સાથેજ થશે. તમે સાબિત કરી બતાવ્યું કે જે મેસીડા-'

---

૧ ધર્મ, મઝહબ.

'નીઆના બહાદ્દર લશ્કરી વીરોએ એશિઆના મગરૂર વિજેતા-'
'ઓ સાથે મુકાબલાઓ કરી જય મેળવ્યા હતા તેમની બરોબરી'
'કરી શકો તેવા છો. આપણું હાલનું કૃત્ય આપણા ઇતિહાસમાં'
'હમેશાં બહુ જોસ ને પ્રકાશથી ચમકશે. પણ હજુ આપણે એક'
'બીજું પાનું ઉમેરવા માટે તૈયારીઓ કરવાની છે. ગુલામીમાં લો-'
'ઢાની જે સાંકળોથી આપણા પગો બાંધી લીધા હતા તેજ સાંક-'
'ળો તોડીને તેનાથી ધારવાળી તલવારો બનાવી લીધી છે, એ ત-'
'લવારની તીક્ષ્ણ ધાર હજુ પણ એકવાર દેખાડવાની છે. અરે'
'મારા વીરબંધુઓ તમે સર્વે બધા હથીયારો ઉપાડી લેઓ. સરવે'
'જુલમી અને અત્યાચારીઓ તમારી સમક્ષ ધૂળની પેઠે ઉડી જશે.'

'અરે મારા દેશની સ્રીઓ તમને પગેલાગીને કહુંછું કે તમે'
'બીકણ ને નિર્વીર્ય માણસને તમારી પાસે આવવા નહીં દેઓ.'
'કારણ કે જે સ્રી બીકણ કે કાયર માણસ સાથે સંગ કરે છે તેની'
'ઓલાદ પણ બીકણ ને કાયર થાય છે. અને આ ખૂબસુરત જમી-'
'નની પુત્રીઓ માટે બીકણ ને કમજોર ઓલાદને જન્મ આપે એ'
'વ્યાજબી નથી. તમે ઉચ્ચાશય વીરસંતાનને નહીં જણો તો ત-'
'મારો જન્મ વૃથા છે.

'સરવે કમજોર મનવાળા (ભીરૂત્વના) સિદ્ધાંતોથી ભરેલા'
'પાદરીઓને કહાડી મુકો ને તેમને કહીદો કે હવે બીજી જગાએ'
'જઇને ગુલામી ને ભીરૂત્વનો પ્રચાર કરો. આ કોમ હવે પોતાની'
'પોતે માલીક છે.

'જોકે બીજી કોમો સાથે ભ્રાતૃપણે વર્તણુક કરવાને તૈયાર છે'
'પણ જે તોછડાઇથી (ગર્વયુક્ત) વરતે તેની સામે તો તે પણ મ-'
'ગરૂર છે. અને પોતાની સ્વતંત્રતા માટે તેમને પગે પડવા તૈયાર'
'નથી. જેનાં અંતઃકરણો બેઇમાનીથી ભરેલાં (નીચ) છે તે લોકો'
'ના કહેવા પ્રમાણે હવે આ કોમ ચાલશે નહીં. ઇટાલીને ઇશ્વરે'
'વિકટર ઇમેન્યુઅલ જેવો રાજા આપેલો છે તેની સાથે થઇને આ-'
'પણે સરવે ટંટાફિસાદો મુકી દેવા જોઇએ અને દ્વેષભાવ આપણા'

'અંતઃકરણથી કહાડી નાંખવો જોઇએ.

"હવે હું ફરીથી યુદ્ધનો પોકાર ઉંચો કરૂં છું. આવો હથીઆર'
'પકડો. સને ૧૮૬૧ ની માર્ચ પહેલાં એકલાખ ઇટાલીયન હ-'
'થીઆરબંધ ન થાયતો ઈટાલીઅને ઇટાલીની સ્વતંત્રતા માટે ઘણી-'
'જ ફીકર છે. બલકે ઇટાલીનો જીવ પણ ભયમાં પડી જશે.

"નહીં હું શું ધારી રહ્યો છું માર્ચતો હજુ દૂર છે. જો જરૂર
'પડી તો ફેબ્રુઆરીમાંજ આપણે સરવે એકઠા થઇ જઇશું એટલે'
'તે સઘળા કે જેઓએ કેલાટફેમી, પાલરમો, અંકોના, વાલ્ટર્નુ,'
'કેસલફિડાર્ડુ ને ઇસાર્નિયાના કિલ્લાઓ ઉપર લોહી વહેવડાવ્યું છે;'
'અને એવા સઘળાઓ પણ કે જેઓએ ઈટાલીમાં જન્મ લીધો'
'હોય અને જેના માથાપર બાયલાપણાનો ડાઘ નહોય તેવા સ-'
'ઘળા એકઠા થઇ જઇશું."

'જુલમની ઇમારત હવે પડવા માંડી છે આવો પાલરમોના'
'હીરાઓની આસપાસ એકઠા થઇને આ પડીજતી ઇમારત ઉપર'
'ઠોકરો લગાવો તો પછી તેના પડી જવામાં કાંઇ પણ સંશય નથી.'

'ત્યારે હવે અરે મારા નવજવાન વાલંટીઅર મિત્રો ? મહ-'
'ત્વતાની લડાઇઓના અંત પછી હું તમને થોડા દીવસ માટે "પ-'
'ધારો" (Fare-well) કહું છું. હું અત્યંત પ્રિતિ ને શુદ્ધ અંતઃ'
'કરણથી તમને "પધારો" કહું છું. હું આજે પાછો જાઉં છું પણ'
'માત્ર થોડા દીવસ માટે. લડાઇના દીવસોમાં પાછો તમારી ને'
'બીજા મિત્રોની સાથે ઇટાલીની સ્વતંત્રતા માટે લડવાને તૈયાર'
'હોઇશ.'

'અમે અને તમે બહુ જલદીથી મળીશું અને આપણી માતૃ'
'ભૂમીને વહાલા ભાઇઓને પારકી કોમોના પંજામાંથી મુક્ત કરવા'
'માટે તલવાર હાથમાં લઇને લડીશું."

જ્યારે ગેરીબાલ્ડી જવા લાગ્યો ત્યારે તેના પ્રાઇવેટ સેક્રેટરીએ ખબર આપી કે ખીસામાં ૩૦ પોંડથી વધારે નથી. ત્યારે તેણે હસતાં હસતાં જવાબ આપ્યો કે આવો, કાંઇ ચિંતા નહીં કરો

અમારા કપરીરા બેટમાં પુરતું અન્ન ને લાકડાં તૈયાર છે તે વેચીશું તો પૈસો મળશે. જે રાજાને તેણે એટલું મહાન રાજ્ય સોંપ્યું હતું તે રાજા તરફથી ચાલતી વખતે સામાન્ય સલામી પણ ગેરીબાલ્ડીના માનમાં થઈ નહીં. પણ અંગ્રેજી નૌકા સેનાધિપતિ નંદીએ તે ખામી પૂરી કરી.

## કપરીરાના ટાપુમાં પાછું વળવું.

જેણે કેટલાક રાજ્યો સર કરીને રાજ્યોના રાજ્યો બક્ષીસ કરી દીધા તેવો મહાનુભવ ગેરીબાલ્ડી ભગ્ન ચિત્ત થઇને પોતાના વહાલા બેટમાં દાખલ થાય છે, ખાલી હાથે પોતાને ઘેર પાછો આવે છે. થોડો વખત આરામ લઈ પોતાની જીંદગીનું બાકીનું મીશન પૂરૂં કરવાની તૈયારીઓ કરવા માટે આવે છે.

પોતાની જમીનો ખેડે છે ને ખેડાવે છે. પોતાના હાથે ઝાડો ફૂલ શાકભાજી અને દ્રાક્ષ વાવે છે ને વવડાવે છે. પોતાના હાથથી વાવેલા છોડવાને તથા ફૂલોને તાજા ઉગેલા જોઇને કુદરતની ખુબસુરતીથી મનને આનંદ આપે છે. પોતાનાં બાલબચ્ચાં તરફના પ્રેમમાં ને સહવાસમાં મગ્ન રહી તેમના આરામ માટે એક મકાન બંધાવે છે. સારાંશ કે એક સદ્‌ગુણી ને સ્વચ્છ અંતઃકરણના માણસને પોતાનાં બાળબચ્ચાંઓમાં રહીને, પોતાના હાથે રોજી કમાઇને ખાવામાં જે આનંદને સુખ ભોગવાય છે તે અમારા બહાદૂર જનરલને આ બેટમાં મળે છે. મેમાનો આવે છે જનરલને મળે છે કેટલાક દીવસ તેના સહવાસમાં નિર્ગમન કરે છે, નમ્રતાને માનથી રજા લઇ જાય છે. ગેરીબાલ્ડી પોતાના બાળકો સાથે રમે છે. ને એ સમયે થોડો વખત એક બીજા ગરીબ પાડોસીના બાળકોને આશ્વાસન આપે છે. ઘણીકવાર પિતા અને પુત્ર કોઇ ડૂબતા વહાણની રડાકુટનો અવાજ સાંભળતાંજ તત્કાળ મછવા લઇ સમુદ્રમાં જઇ પડે છે ને સંકટમાં સપડાયલા વહાણને ભયથી ઉગારીને સીધા રસ્તાપર લાવે છે, અથવા મુસાફરો ને બચાવી લે છે.

એક વરસ સુધી જનરલ એવીરીતે પોતાના દિવસો નિર્ગમન કરતો રહ્યો.[1] જ્યારે ઇટાલીથી પાછી મદદ માટે પુકાર ઉઠેલી સાંભળવામાં આવી ત્યારે ગેરીબાલ્ડી હથીઆર લઇને ઈટાલી તરફ રવાનો થયો. ત્યાં ઘણીવાર ઈટાલીયન પાર્લામેંટમાં સામેલ થયો પણ રાજાના વજીરો સાથે તેને બન્યું નહીં, કારણ સ્વાર્થી વજીરોને તો માત્ર પોતાના પેટથીજ કામ હતું ઇટાલીનું મહત્વ, ને મોટાઇ એકત્રપણું અને રોમ તથા વેનીસની પરવા તેમને નહોતી. ફ્રાન્સની પોલીસીને સ્વાધીન ઇટાલી હતું. ફ્રાન્સના વજીરની શીખવણી પ્રમાણે ઇટાલીમાં અમલ ચાલતો હતો, છતાં ફ્રાન્સની મદદના ભરૂસાપર રાજ્ય ચાલી રહેલ છે એમ સમજતા નહોતા. ઇટાલીની લીબરલ પાર્ટિ એ સરવે વાતો જોઇને મનમાં ને મનમાં બળી રહેલી હતી. તેમની ઇચ્છાતો એવી હતી કે આખું ઇટાલી એક થઇ જાય, રોમ તેની રાજ્યધાની બને, વેનીસ પણ ઇટાલીમાં દાખલ થાય ને ઇટાલી કોઇનું પણ ગરજવાન રહે નહીં તે ન કોઇને દબાવે ને ન કોઇથી દબે. અગર કોઇની મદદ કરી શકેતો ઠીક છે પણ કોઇને તાબેતો રહે નહીં.

---

૧ સ્ત્રી જાતિનાં સુખસાધનો વધારવા તે તત્પર રહેતો, તેથી તેવા પ્રકારની સભાઓ સ્થાપવા સદ્ગુણી સ્ત્રીઓને સદા ઉત્તેજીત કરતો. દરિદ્ર સ્ત્રીઓને તેમનાં સંતાનોની અવસ્થા સુધારવાના ઉદ્દેશથી એક લંડોઝ ફીલાન્થ્રોપિક સોસાયટી સ્થાપાઇ હતી તેનું પ્રમુખ સ્થાન લેવા એક બાઇને કાગળ લખ્યો કે, "આજ ઘરની સ્ત્રીઓનાં શરીર સારાં નથી રહેતાં તેનું મુખ્ય કારણ એકે ને કંઇ કામ નથી કરતી જો તેઓ દીન દુઃખીનાં દુઃખ દૂર કરવાનું પરહિતવ્રત લે તો તેમની શારીરિક તેમજ માનસિક સ્થીતિ સુધરે એકવાર તો શરીરપર મન અધિકાર મેળવે તો સારીરિક ને માનસિક બળ આપો આપ આવે હૃદય સહિત શ્રમ કરવો એ ઈશ્વરને ચરણે મસ્તક નમાવવા બરાબર છે. જેઓ એ નીયમનું ઉલ્લંઘન કરે છે તેઓ ઇશ્વરના નિયમનો ભંગ કરે છે. તે મહાપાતકી તેમજ નરકના અધિકારી બનેછે. તેનું શારીરિકને માનસિક સુખ નાશપામેછે, કર્તવ્ય પાલન રૂપી આત્મ પ્રસાદથી સંસાર જીવનનું સુખ બેવડું વધેછે. "સંપાદક"

તે અરસામાં કયુર પણ મરી ગયો અને ઇટાલીયન અમાત્ય પણાની થોડી ઘણી મજબૂતી પણ તૂટી ગઇ. ગેરીબાલ્ડી ને તેની પાર્ટીએ ગવર્મેન્ટ રોમને તથા વેનીસને મેળવવા પ્રયત્નો કરે તેવા ઘણાએ પ્રયાસો કર્યા પણ કાંઇ વળયું નહીં ને ગવર્મેન્ટ તરફ પૂરી નિરાશા થઇ ત્યારે લીબરલ પાર્ટીએ પોતા તરફથી ફરી કામ શરૂ કર્યું. ગેરીબાલ્ડીએ પેમ્ફલેટ, આર્ટિકલો ને જાહેર ખબરો લખીને લોકોનો જુસ્સો એટલે સુધી વધાર્યો[૧] કે આખા ઇટાલીમાં રોમ અને વેનીસને સ્વતંત્ર કરવાની ઇચ્છા પ્રગટવા લાગી.

જો કે ગવર્મેન્ટ તરફથી કાંઇ પણ મદદની આશા નહોતી તો-પણ ગેરીબાલ્ડી ધારતો હતો કે રાજા તેના ઇરાદાઓને અડચણ કરશે નહીં ને તેને તે કામથી રોકશે નહીં. તેને એવો વિશ્વાસ હતો કે બીજા બળોથી ડરીને અને ખાસ ફ્રાન્સના ભયથી રાજા પંડે કંઇ પણ કરી શકશે નહીં, પણ હું જે કાંઇ કરીશ તેનાથી રાજા નાખુશ નહીં થાય એ વિચારથી સને ૧૮૬૨ ના ઉનાળામાં તે પોતાના બેટથી નીકળીને સિસિલી પોહોંચ્યો.[૨]

---

૧ ક્રિસ્ટમસ્‌ને દિવસ ટ્રીચના નગરની પ્રજાએ ગેરીબાલ્ડીને પત્ર લખ્યો હતો તેના જવાબમાં તેણે લખ્યું કે " આપધ્યાન દઇને મારી કથા સાંભળો. આપે સર્વ પહેલાં બળવાનો ઝુંડો ઉપાડ્યો હતો અને આપે સ-ર્વથી વધારે કષ્ટ ભોગવ્યું છે. એ હું જાણું છું. તમે હજી પણ રણસંગ્રામ-માં ઉતરસો એમાં શંકા નથી. રોમના પાદરીઓને તેના સહાયકો તમને કષ્ટ દેછે એ પણ હું જાણું છું. તેઓએ જેમનો વધ કર્યો છે તેઓનું માંસ ભક્ષણ કરી તેઓ ભલે બચ્યા છે પણ હવેથી તેમને જીવતા મનુષ્યનું માંસ ભક્ષણ કરવા દેવામાં આવશે નહીં. હું આપનો સાથે સત્વર મળવાની આશા રાખું છું. એટલા સમયમાં આપ હથીઆરથી સજ્જ થાઓ. ચારે બાજુના સ્વદેશીઓને પણ શસ્ત્રગ્રહણ કરવા ઉપદેશ કરો પછી જોઇ લેઓ કે પાદરીભટોની શી દશા થાય છે. મારૂં આરંભેલું કાર્ય ઉપાડી લ્યો. ઇટાલીને વિકટર ઇમેન્યુઅલના નામનો જયવાદ ઉઠાવો એણેજ આપણને આટલા પ્રબળ કર્યા છે " સંપાદક. "

૨ જ્યારે રોમ જીતવા " રોમ વા મૃત્યુ " શબ્દ સિસિલીમાં ગાજી

## રોમ ઉપર ચડાઇની તૈયારીઓ ને ગેરીબાલ્ડીનું જખમી થવું.

સને ૧૮૬૨ ના આગષ્ટની બીજી તારીખે ગેરીબાલ્ડીએ નીચે પ્રમાણે જાહેર ખબર પ્રગટ કરી.

" મારા સાથીઓ ? દેશ સેવાનું પ્રશંસાપાત્ર કામ આજ '
' આપણને ફરીથી એકઠા કરે છે. તમારી દેશ ભક્તિ એથીજ મા- '
' લમ પડેછે કે તમે તમારા ઘેરથી નીકળતી વખતે હું તમને '
' કયાં લઇ જઇશ એ પણ તમે પૂછયું નહીં. તમારા માટે ખાસ '
' સંપની જરૂર છે. પરમાત્માને માત્ર એજ પ્રાર્થના છે કે મારા ને '
' તમારા વચ્ચે વિશ્વાસ કાયમ રાખે. જો કે મહેનત ને મુસીબત '
' શિવાય બીજો વાયદો હું તમને આપી શક્તો નથી પણ મને ભ- '
' રૂસો છે કે તમે દરેક આત્મભોગ માટે તૈયાર છો. એ પણ કહે- '
' વું જરૂરનું નથી કે તમે બહાદૂરીથી લડશો. કારણ કે આથી પ- '
' હેલાં તમે એ બહાદૂરીની પૂરતી સાબીતી આપી ચૂકા છો. હું '
' માત્ર એજ દરખાસ્ત કરૂં છું કે તમે વ્યવસ્થા કાયમ રાખશો '
' ને કવાયદની રૂઢી પ્રમાણે વરતશો. કેમકે તે વિના ચાલશે '
' નહીં. પ્રાચીન કાળમાં તેજ સદ્ગુણોથી તમે રૂમાનીઆના મા- '
' લીક બની ગયા હતા. મેં વિજય માટે રોમમાં પ્રવેશ કરવાનો '

---

રહ્યા તે વખતે સ્ત્રીઓને ઉદ્દેશીને ગેરીબાલ્ડીએ કહ્યું. " હા હું રોમ જઇશ ઇટાલીની સ્વાધીનતાના એ નવ જીવનમાં તમારો પણ ભાગ છે. ઇટાલીયન વીરાંગનાઓ ? હું જાણું છું કે તમે પતી સેવામાં વૃથા કાળ નહિં ગુમાવો ને ભયથી સ્વામીઓને તેમજ પુત્રોને સંગ્રામ ચડતાં નહીં અટકાવો. પરંતુ સ્પાર્ટન વીર રમણીઓની પેઠે તેમને તમે તૈયાર કરશો ને બાયલાઓને વીર ગીતો ગાઇ રણસંગ્રામ તરફ દોડાવશો. જો એમ નહીં કરોતો તમારા સ્વામીઓને તથા પુત્રોને દાસ થઇ રહેવું પડશે. ભગિનિઓ ? દાસત્વ કરતાં મૃત્યુ સારૂં છે. મૃત્યુ કરતાં દાસત્વ ભયંકર છે એ તમને નવું શીખવવું પડે તેમ નથી.

" સંપાદક "

'સંકલ્પ કર્યો છે તેમ નહીં થાય તો તેના દરવાજા આગળ પ્રાણ'
'ત્યાગ કરીશ. જો હું મરૂં તો આરંભેલું આ પણ કાર્ય તમે પૂરૂં'
'કરજો."

જ્યારે ચારે તરફથી એવી વાત ચાલવા લાગી કે ગવર્મેન્ટ એ સર્વ તૈયારીઓને પસંદ કરે છે ને ખાનગી રીતે મદદ આપે છે. ત્યારે પાલરમોના સરદાર, પોલીસ ને ગવર્મેંટે તે રદકરવા માટે જાહેર ખબરો ચાલુ કરી ને લોકોને લડાઇની તૈયારીઓથી પાછા હઠવાની શીખામણ આપી. કાયદાસર સજા કરવાની ધમકીઓ આપવામાં આવી, પણ પ્રજાકીય આગ બુઝાવવી અશકય હતી. લોકો ટોળાબંધ ગેરીબાલ્ડી સાથે મળી ગયા, એટલા સુધી કે તેના સાથીઓની સંખ્યા ૨૦૦૦ સુધી પહોંચી. તેમને લઇને ગેરીબાલ્ડી પોતાના કામ માટે રવાનો થયો. બીજી તરફ રાજાએ તેને રોકવા માટે લશ્કર રવાના કર્યું. જ્યારે ગેરીબાલ્ડીને એ ખબર પહોંચી ત્યારે તે એવા રસ્તા શોધવા લાગ્યો કે રાજાના લશ્કરને મળવાનો પ્રસંગ આવે નહીં. કેમકે પોતાના ભાઇઓ સાથે લડાઇ કરવી તેને પસંદ નહોતી. પણ રાજકીય જનરલ તેને પકડવા ઇચ્છતો હતો. આખરે એક જગાએ રાજકીય લશ્કરે ગેરીબાલ્ડી ને તેના સાથીઓને પકડી પાડયા અને કાંઇ પણ ખબર આપ્યા વગર તેમનાપર ચડી આવ્યા. બીજી દગલબાજી તેઓએ ગેરીબાલ્ડીના લશ્કર સાથે એ કરી કે ઇટાલી, ઈટાલી ને ગેરીબાલ્ડી, ગેરીબાલ્ડી નામ પોકારતા તેની નજીક આવી પહોંચ્યા. જેથી ગેરીબાલ્ડીના સિપાઇ એમજ ધારતા રહ્યા જે ભ્રાતૃપણે આવે છે. જ્યારે તેઓએ આગળ પાછળ કાંઇપણ નહીં જોતાં ગોળીઓ ચલાવવી શરૂ કરી ત્યારે પત્તો લાગો જે શત્રુતાથી આવે છે. તત્કાળ ગેરીબાલ્ડીના પુત્ર મીનુતાઇએ પણ જવાબ આપવો શરૂ કર્યો. એ જોઇને ગેરીબાલ્ડી વચમાં આવી પડયો ને પોતાના લશ્કરને ગોળી નહીં ચલાવવા હુકમ કર્યો. તે હુકમનો અમલ થયો, પણ સામેવાળા અટકયા નહીં. એટલે સુધી કે બેગોળી એક તેની ટાંગમાં ને બીજી તેના અંગ ઉપર વાગી. એમ જખમી થયાછતાં ગેરીબાલ્ડી

ઇટાલી અને વિકટર ઇમેન્યુઅલના નામથી બંને બાજુને સમજા-વતો રહ્યો. જખમ એવા કારી થયા હતા કે મેદાનમાં પડી ગયો. એનો મોટો પુત્ર મીનુતાઈ પણ પિતાવત્ જખમી થયો. રાજકીય સિપાઇઓએ ગેરીબાલ્ડીને ઘેરી ને કેદ કરી લીધો ને ડોલીમાં નાંખી લઇ ગયા. ને તેજ દિવસ એક વહાણ ઉપર ચડાવી રવાના કર્યો. જખમ એવા સખ્ત લાગ્યા હતા કે બહુ દરદ થતું હતું તેથી તેણે કહ્યું કે કોઇ હોસ્પીટલમાં મોકલી આપો. પણ રાજાના માણ-સોએ સાંભળયું નહીં. સંપીરીઆ (સ્પેઝીઆ) મુકામે પહોંચીને તેણે તેના મિત્ર ડાકટર પ્રીટનીને બોલાવવા માંગણી કરી, તેજ સ્થાને તેને કેદ કીધો.[1] ગેરીબાલ્ડી લખેછે કે “ જે જે દુઃખો મને તે જખમોથી ને રાજકીય સરદારોની વર્તણુકથી થયાં તેનું વર્ણન ક-રતાં હું શરમાઉં છું. ” વજીરોનો ઇરાદો તેના ઉપર મુકદમો ચલા-વી ને ફાંસી દેવાના હતો પણ ફ્રાન્સના શહેનશાહને ઇટાલીના રા-જાની એટલી હિંમત નહોતી કે ઇટાલીના સઘળા રહેવાશીઓને પોતા તરફ ક્રોધાયમાન કરે. ઇટાલીના રાજાનું અપકારીપણું તે કૃ-તઘ્નતાતો આટલા કાર્યોથી હદ સુધી પહોંચેલી સાબીત થઇ હતી પણ ફ્રાન્સના શહેનશાહની હિંમત ચાલી નહીં. આખરે ગેરીબા-લ્ડીને માફી બક્ષવામાં આવી. તે છૂટીને પોતાને બેટ ચાલ્યો ગયો. ત્યાં તે લાંબા વખત સુધી તે જખમોથી પીડાતો રહ્યો આખર એક ફ્રેંચ સરજને તેના પગમાંથી ગોળી કહાડી તે પછી તે સાજો થયો.

---

૧ ગેરીબાલ્ડી ઘવાયો ને કેદપકડાયોછે એ સમાચાર સાંભળી આખું યુરોપ સ્તબ્ધ થઇ ગયું. સર્વ દેશની પ્રજા તેની આ દુર્દશા સાંભળી દુઃખી થઇ. ઇંગ્લાંડને આ સમાચાર મળયા કે તરતજ ત્યાંથી એક હજાર પૌંડ આપી પ્રખ્યાતશસ્ત્ર વૈદ ડો. પેટ્રીજને કેપ્રેરા મુક્યો. સર્વ પ્રકારના લોકોએ સભાઓ ભરી ગેરીબાલ્ડીને શાંત્વના પૂર્ણ પત્રો મોકલ્યા. માન્ચેસ્ટ-રથી એક મહીલા તેની સેવા સુશ્રુપા કરવા આવી ઉભી. તે માટે દ્રવ્ય જોઇએ તે પણ સાથે લાવી હતી.

“ સંપાદક. ”

ઇટાલીના રાજાએ જે વર્તણુક જનરલ ગેરીબાલ્ડી સાથે ચલાવી તે એમને ઉપકાર, અહેશાન, અને રાજાઓની નીતિનું એક મોટું દૃષ્ટાંત બતાવે છે. જેની કોન્શ્યશ બીજાના હાથમાં હોય; જે દુનિયાની દોલત, જાહોજલાલી ને રાજસત્તાને માટે એવી રીતે બીજાના મોથાજ હોય કે તેઓ જે કંઇ ઇચ્છે તે તેમની પાસે કરાવે; તો તેઓ તે જાહોજલાલી કાયમ રાખવા માટે દરેક પાપના અધિકારી થઇ પડે છે. જે તેમની નજરોમાં ન કરવા લાયક હોય એવું કોઇપણ પાપ દુનિઆમાં નથી. ધન દોલતને રાજ્ય કાયમ રહેતો બસ. બાકી ઇમાન કોન્શ્યસ અને ધર્મ એ સર્વે ધૂળમાં મળી જાય તેની શું પરવા છે?

રાજા વિકટરની કમજોરીની બીજી ઘણી સાબીતીઓ છે પણ તેના આ કૃત્યો તેના નામ ઉપર નિરંતરનો ડાઘ લગાડે છે.

( અરે અફસોસ કે લોકો ધર્મને નીતિને લાત મારીને કેમ આ દુષ્ટ દુનિઆના ધનદોલત પાછળ પડે છે અને પોતાના આત્માને કનિષ્ટ ને તુચ્છ બનાવીને મોક્ષના રસ્તામાં અડચણો નાંખે છે. )

આ લડાઇમાં ગેરીબાલ્ડીને તેના સિપાઇઓએ બીજા સંકટો સહેવા ઉપરાંત ઘણા દિવસો ભૂખમરામાં કહાડયા કેમકે રાજકીય લશ્કરે દરેક બાજુથી તેમને પહોંચવા કે પહોંચાડવાના સાધનો રોકી લીધા અને લોકોએ પણ ત્યાં પહોંચવા કે પહોંચાડવાથી રોકયા. જે દિવસ ગેરીબાલ્ડી પકડાઇ ગયો તે દિવસના એક પ્રસંગનું વર્ણન ઇતિહાસ કર્તા કરેછે કે–" જ્યારે અમે રીસપર વિફીન્ટીના મેદાનમાં પહોંચ્યા ત્યારે કંઇ બટાટા મળયા. પહેલાં પહેલાં તો ઘણા લોકોએ ભૂખના માર્યા તે કાચા ને કાચા ખાધા. પછી પેટમાં જ્યારે કંઇક શાંતિ થઇ ત્યારે રાંધી રાંધીને ખાવા લાગ્યા સ્વચ્છ ને પ્રશંસનીય તે આત્માઓ દેશ સેવામાં એવી રીતે સંકટો ભોગવે છે ને પછી પણ પ્રજાકીય સેવા માટે હરવખત તૈયાર રહે છે.

---

## ગેરીબાલ્ડી ઇંગ્લાંડમાં.

ઇટાલીની કોમને સ્વતંત્ર કરનાર ઉપર સને ૧૮૬૨ની સાલના આગષ્ટ મહીના સુધી જે જે બનાવો બન્યા તે અમો વર્ણવી ચૂકયા છીએ. પાછલા પ્રકરણમાં જખમી ગેરીબાલ્ડીને તેના બેટમાં પહોંચાડીને અમોએ તેને થોડા વખત માટે વીસારી મુકયો હતો, પણ અમારૂં દિલ તે આશ્ચર્યજનક પુરૂષ તરફ હજુસુધી લાગેલુંજ છે. અમારે અત્યંત દિલગીરી ને અફસોસથી જણાવવું પડે છે કે પાછલી લડાઇના જખમોથી જનરલની તનદુરસ્તીને હમેશનું નુકશાન પહોંચ્યું. તેની તનદુરસ્તી પાછી અસલી હાલતે પહોંચી નહીં. હવે લંગડાતો ચાલનાર ગેરીબાલ્ડી ઈંગ્લાંડ જાય છે ત્યાં ગ્રેટબ્રીટનના ટાપુમાં રહેનાર સ્વતંત્રતાના પુત્રો આ ઇટાલીને સ્વતંત્ર કરનારનું જે રીતે આતિથ્ય કરે છે, અને માન આપે છે, તથા તેના સત્કર્મોની કદર પીછાને છે, તે સર્વનું ટુંકમાં વર્ણન કરીએ છીએ; તેપરથી માલમ પડશે કે જોકે અંગ્રેજી કોમ નહીં, નહીં અંગ્રેજી અમલદારો કેટલીકવાર અમો કમનસીબ હિંદીઓ સાથે ઇનસાફની રાહે નહીં વરતતા હોય પણ જે ગ્રેબ્રીટનમાં સ્થાયી વસે છે તે કોમ કેવા ઉદાર સ્વભાવની, સ્વતંત્રતાને પસંદ કરનાર, પ્રજાકીય હિતચિંતકની કદર બુઝનાર ને સ્વદેશાભિમાની પુરૂષો ઉપર ફિદા ફિદા થનાર છે. કોઇ બીજી પ્રજાનો છતાં પણ એક સાચા દેશભક્ત પરાક્રમીની કેવી રીતે કદર બુઝે છે.

ગેરીબાલ્ડીને હમેશાં એ અભિમાન રહ્યો કે તે ગરીબ માણસનો પુત્ર હતો. પોતે ગરીબ હોઇને ગરીબો સાથે દીલસોજી રાખતો હતો. યુરોપમાં એક મોટો પક્ષ જેને અંગ્રેજીમાં વાર્કીંગમેન (Working men ) કહે છે તેનો છે. એનો ગુજરાતીમાં “ મહેનત કરનાર માણુસો ” એવો શબ્દાર્થ થાયછે પણ તેમાં તેનો પૂરો ભાવાર્થ આવી જતો નથી. ખરેખરો અર્થ જે મહેનતને સંકટથી જીંદગી ગુજારે છે એવો થાય. અંગ્રેજીમાં જેને કેપીટલીસ્ટ ( પૈસાદાર ) કહે છે તેથી

વિરૂદ્ધ એ શબ્દ વપરાય છે. ગેરીબાલ્ડીના બાપની પાસે કંઇ પૈસો નહોતો અને પંડે ગેરીબાલ્ડી પાસે પણ કદી પૈસો એકઠો થયો નહીં. તેને હમેશાં પોતાની ગરીબીનો અભિમાન રહ્યો. ગરીબ માણસો સાથે અથવા એમ કહો કે ધંધો કરનાર સાથે તેને હમેશાં પ્રીતિ રહી.

ઈંગ્લાંડના વર્કીંગમેનોએ જનરલ ગેરીબાલ્ડીને પોતાના ટાપુમાં આવવા આમંત્રણ કર્યું. અને તે તેણે માન્ય રાખ્યું. ઇ. સ. ૧૮૬૪ ની વસંત ૠતુમાં રીપન નામે વહાણમાં સવાર થઇને ઇંગ્લાંડને કિનારે પહોંચ્યો. સહુથી પહેલાં સોથામ્પટનની પ્રજાએ તેનો આદર સત્કાર કર્યો, વહાણ ત્યાં પહોંચવા માટે તારિખ બીજી શનીવારનો દિવસ મુકરર હતો. શહેરના લોકોએ બહુ તૈયારી કરી હતી બંદુકોને તોપોથી તેને સલામી આપવાનો ઇરાદો હતો. તે તારીખે દેશના દરેક ભાગમાંથી લોકો આવ્યાને એક મોટું ટોળું એકઠું થઇ ગયું. બધી તૈયારીઓ મોટા પાયા ઉપર કરવામાં આવી. પણ કમનસીબે વહાણ તે તારીખે પહોંચ્યું નહીં બીજે દિવસે રવિવાર હતો. તે દિવસ અંગ્રેજ કોમ કંઇ પણ કામ કરતી નથી ને દેવળમાં જાય છે. તેમાં પણ બપોર પછી જ્યારે લોકો મંદિરોમાં બેઠા હતા ત્યારે રીપન આવી પહોંચવાનો તાર શહેરના અમલદારને પહોંચ્યો. ઇંગ્લાંડના દરેક શહેરમાં એક અમલદાર હોય છે જે સામાન્ય રીતે મ્યુનીસિપાલ કમીટીનો અધ્યક્ષ અને સર્વથી મોટો માજીસ્ટ્રેટ હોય છે. જો કે દિવસ બહુ વાદળા વાળો હતો તેથી અંધારૂં હતું અને વચ્ચે વચ્ચે વરસાદ પણ પડતો હતો તે છતાં પણ તાર મારફતે ખબર પહોંચતાંજ આખા શહેરમાં ધામધૂમ મચી રહી. અને સંખ્યાબંધ માણસો બંદર ઉપર પહોંચી ગયા. સહુથી પહેલાં પાર્લામેન્ટનો મેંબર મી. સેલી અને ડયુક ઓફ સધરલેન્ડ બીજા કેટલાક મિત્રો સાથે વહાણ ઉપર પહોંચ્યા. ઉપરોક્ત બંને સાથિઓ સીધા ગેરીબાલ્ડીની કેબીનમાં ગયા ત્યાં થોડીવાર સાધારણ મુલકાત પછી તેઓ તેને જ્યાં બીજા લોકો હાજર હતા તે વહાણની મધ્યની કેબીનમાં લઇ આવ્યા ને હાજર રહેલા લોકો સાથે તેની મોલાકાત કરાવી. જનરલના પગમાં

હજુ સુધી દરદ હતું લંગડાતો લાકડીના ટેકાથી ચાલતો હતો, કેશ સેવામાં બાલ સફેદ થઇગયા હતા, ચહેરા ઉપર કરચલીઓ વળી ગઈ હતી. એમ માંદગી ને વૃદ્ધાવસ્થા છતાં પણ કપાળનું કદ ને ઉં-ચાઇથી બહુ દબદબાવાળો ને રોફવાળો જણાતો હતો. અંગ્રેજી લેખકોએ તેનો પોષાક, તેનો રંગ, તેનો ચહેરો એ સરવેના મોટા મોટા વિસ્તારપૂર્વક વૃત્તાંતો પોતપોતાના છાપામાં છાપ્યા હતા. વહાણુ કેટલેક અંતરે સમુદ્રમાં પડયું હતું અને હજુ બંદરમાં આવ્યું નહોતું ત્યાં એ લોકોથી મુલાકાત થઇ. તે પછી વહાણુને બંદર ઉપર લાવ્યા. ચોતરફ લોકોની અનહદ સંખ્યા ઉભી હતી ત્યાં જે વખતે વહાણુ લોકોની નજરે પડયું ત્યારે ખુશીના પોકારોએ આકાશ ગજાવી મુકયું. જે વખત ગેરીબાલ્ડી વહાણુથી નીકળીને બહાર ઉભો રહ્યો અને લોકોએ તેનો ચહેરો જોયો તે વખતતો એક અસાધારણુ દેખાવ થઇ રહ્યો હતો. હુરરે હુરરે બોલતાં લોકોના કંઠ બેસી ગયા. પછી આકાશ અને સમુદ્ર પણુ તેમના હુરરેના અવાજથી ધ્રુજવા લાગ્યાં. ગેરીબાલ્ડીએ વહાણુની ઉંચી ઉંચી જગા ઉપર ઉભા થઇને દરેક બાજુએ લોકોને દર્શન આપ્યા. જ્યારે હુરરેની ધૂમ ઓછી થઇ ત્યારે શહેરનો મેયર અને મ્યુનીસિપાલ કમીટીના ચુંટી કહાડેલા મેંબરોનું એક ડેપ્યુટેશન આગળ વધ્યું અને જનરલને ઉદ્દેશીને કહ્યું કે અમે માત્ર આ શહેર તરફથીજ નહીં પણુ આખા ઇંગ્લાંડ તરફથી આપને આવકાર આપીએ છીએ. અને આપ અમારા મેમાન બનો એવી દરખાસ્ત કરીએ છીએ. ગેરીબાલ્ડીએ સંપૂર્ણ વાજબી રીતે તે આમંત્રણુ કબૂલ કર્યું. જનરલ વહાણુ ઉપરથી ઉતર્યો તે વખતે પણુ લોકોએ મોટા અવાજથી હર્ષ જાહેર કર્યો, અને આખા રસ્તા ઉપર લોકોનાં ટોળે ટોળાં એવોજ ઉત્સાહ બતાવતાં રહ્યાં. શહેરનો અમલદાર ગેરીબાલ્ડીને પોતાને ઘેર લઇ ગયો. તે ઘર ઉપર ઈટાલીનો પ્રજાકીય વાવટો ફરકી રહ્યો હતો અને ઇટાલીના રાજાનો ક્રોસ પણુ લટકી રહ્યો હતો. બીજે દિવસે આખા શહેરમાં તહેવાર પાળી ખુશી બતાવવામાં આવી. દરેક ઘરની દિવાલો અને

મિનારા ઉપર ને વહાણોનાસઢો ઉપર ભિન્નભિન્ન રંગના વાવટા ફરકતા હતા. બધા ખલાસીને તથા મજુરોને પણ રજા મળી હતી. સવારના ભાગમાં જનરલના માનમાં ઘણાં ડેપ્યુટેશનોનાં માનપત્રો અપાયાં.[1] ઘણા લોકો જે ઉત્તર ઇંગ્લાંડ ને સ્કોટલાંડથી આવ્યા હતા તેમની મોલાકાતો કરી. તેમણે પોતપોતાના શહેર તરફથી ભિન્ન ભિન્ન મંડળોદ્વારા આમંત્રણની ચીઠીઓ ગેરીબાલ્ડી સમક્ષ મુકી ને તેમના શહેરમાં પધારીને માન આપવા હરખાસ્ત કરી. લગભગ અગીઆર વાગે એક મોટું સરઘસ શહેરના એક બજારમાંથી નીકળીને મેયરના ઘર સુધી આવ્યું. ત્યાં વાજીંત્રો વાગી રહ્યાં હતાં ને ગેરી-

---

૧ બધા માનપત્રોનો ઉત્તર ગેરીબાલ્ડીએ નીચે મુજબ આપ્યો હતો.

અંગ્રેજ પ્રજાની સહાનુભૂતિનું મને આ પ્રથમજ પ્રમાણ મળે છે એમ નથી. વળી તમારી સહાયતા માત્ર શબ્દોમાંજ આવી રહેતી નથી. મને એનાં પ્રમાણ અનેક કાર્યોથી મળીચૂક્યાંછે મારા જીવનને અનેક સ્થળે એ સહાયતાનાં પ્રમાણ મળ્યાં છે. અંગ્રેજ પ્રજાની સહાયતા ન મળી હોતતો દક્ષિણ પરની મારી ચડાઇ વ્યર્થજાત. તમે મને મનુષ્યદ્વારા, દ્રવ્યદ્વારા ને સૌથી વધારે અસ્ત્રશસ્ત્રદ્વારા સહાયતા ન આપી હોતતો એ સંકટમાંથી કોઇ પણ રીતે પાર નીકળી શકત નહીં. એવી સહાયતા ઇંગ્લાંડે આજજ કરી છે એમ નથી. જ્યારે જ્યારે માનવ જાતિનો કોઇ પરિવાર પોતાની સ્વાધીનતાને માટે રણક્ષેત્રમાં ઉતરતો. ત્યારે ત્યારે એ દેશે તે પરિવારને મુક્ત હસ્તે સર્વ સહાયતા આપી છે. તેણે અમારા માટે જે જે કર્યું છે, ને અમને હજી પણ ઉત્સાહિત કરવા એ જે જે ઉત્સાહિત વાક્યો બોલે છે તે માટે અમે ઇટાલીવાસીઓ સદાને માટે કૃતજ્ઞતાપાશથી બંધાઇ ચુક્યા છીએ. નગરપાલ મારામાટે જે ઉદાર ને દાક્ષિણ્યપૂર્ણ વાક્યો બોલ્યા છે તેના ઉત્તરમાં હું એટલુંજ કહી શકું છું કે હું મારૂં જીવન મારા દેશને સમર્પણ કરી શકયો નથી મારા દેશને માટે હું કંઇજ કરી શકયો નથી એમ પણ કહેતો નથી તો પણ માનવ માત્રનું જે કર્તવ્ય છે તેમાંનો એક અંશમાત્ર બજાવી શકયોછું. આજ આપે મારાપ્રતિ જે સપ્રેમ સન્માન દેખાડેલ છે તે માટે હું આપને અંતઃકરણથી ધન્યવાદ આપું છું ને મારૂં બોલવું સમાપ્ત કરૂં છું.

"પ્રકાશક."

બાલ્ડીનાં કાર્યોના ગુણગાન થઇ રહ્યા હતા. ત્યાંથી આખું સરઘસ પોતાના મેમાનને સાથે લઇને પાછું કૌન્સીલ હોલ તરફ ગયું. બજારમાંથી માણસોએ અને ખડકીમાંથી લેડીઓ તથા બાળકોએ ખુશી અને મુબારકબાદીના પોકારોથી આકાશ ગજાવી દીધો. એમ આખોદીવસ જે આનંદને લાગણી ફેલાઇ રહ્યા હતા તેનું યથાસ્થિત ચિત્ર ખેંચવા માટે અમારી પાસે પૂરતા શબ્દો પણ નથી.

ત્યાંથી જનરલ વ્હાઇટનામે બેટ તરફ રવાનો થયો. જતી વખતે પણ જેટલો તેના આગમન સમયે બતાવવામાં આવ્યો હતો તેટલોજ ઉત્સાહ જાહેર કરવામાં આવ્યો. વ્હાઇટના ટાપુમાં તે મી. સેલીનો મેમાન રહ્યો ને તેના આવવાની ખુશીમાં પાર્ટીઓ ને ઓત્સવો થતા રહ્યા. બહારથી કેટલાક લોકો તેને મળવા આવ્યા. ન્યુપોર્ટનગરમાં રાજકવી ટેનીસનના કંપાઉન્ડમાં તેણે પોતાના હાથથી એક ઝાડ રોપ્યું અને તે સ્થળે તે કેટલાક દિવસ રહ્યો. તે દરમીઆન લંડનમાં તેનો આદરસત્કાર કરવાને મોટા પાયા ઉપર તૈયારીઓ ચાલી રહી હતી. લંડનની બેસુમાર સોસાઇટીઓ એક બીજાથી વધીને સ્વતંત્રતાના મિત્ર જનરલ ગેરીબાલ્ડીને માન આપવાની ઇચ્છા રાખતી હતી. તેનો આદરસત્કાર કરવા માટે એક પાર્લામેંટના મેંબરોની અને બીજી શક્તિવાન લોકોની કમીટી બનાવવામાં આવી. મજુરોની ટોળીએપણ એક ખાસ કમીટી પોતાની કદર બુઝવાની લાગણી જાહેર કરવા માટે બનાવી. દેશનીકાલ થયેલા ઇટાલીઅનોએ પણ પોતાના ભાઇ અને પ્રજાકીય અભીમાનવર્ધક પુરૂષને માન આપવા માટે એક જુદીજ કમીટી બનાવી. લંડન શહેરની ધનવાન મ્યુનીસિપાલ કમીટીએ એક માનપત્ર અને " લંડનનો સ્વતંત્ર રહેવાશી " ( Freedom of the city of London ) એ ઇલકાબ આપવાનો ઠરાવ પસાર કર્યો. જર્મની ને પોલાંડના જે રહેવાશીઓ લંડનમાં રહેતા હતા તેમણે જુદા જુદા માનપત્રો ગોઠવ્યા. લંડનની સાઉથ વેસ્ટર્ન રેલવે કંપનીએ દસડબાની ખાસ ટ્રેન જનરલને આદરસત્કાર કરવા માટે શણગારી. અને તા. ૯ મી એપ્રીલને રોજ આદરસત્કા-

૧નું આખું પ્રોગ્રામ પ્રસિદ્ધ કરીદીધું. તા. ૧૧મી એપ્રીલ સોમવારે સવારમાં ૮ વાગે ગેરીબાલ્ડી પાર્લામેંટના કેટલાક મેંબરો સાથે વ્હાઈટના ટાપુથી રવાના થયો. રસ્તામાં પગલેપગલે લોકોનાં ટોળાં ગેરીબાલ્ડીનાં દર્શન માટે હાજર હતાં. રસ્તામાં કેટલીક જગાએ ટ્રેન ઉભી રખાવીને માનપત્રો આપવામાં આવ્યા. અને ઘણી મુશ્કેલીથી ટ્રેન બે વાગે સ્ટેશનની હદમાં દાખલ થઈ. જ્યાં સુધી નજર પહોંચી શકે તેટલામાં ગાડીઓ ઉપર, લાકડા ઉપર, પથર ઉપર, ભીંતો ઉપર, ઘરોની છતો ઉપર, મતલબ કે જ્યાં કંઇ બેસવા કે ઉભા રહેવાની જગા મળી ત્યાં માણસોના ચહેરા જોવામાં આવતા હતા. જ્યાં ઉભવાથી જીંદગીનું જોખમ હતું એવી જગાએ પણ લોકો ઉભા હતા. તેથી જીંદગીની પરવા વિના પણ જનરલને આવકાર ને માન આપવાનો ઉત્સાહ જણાઇ રહેતો હતો. જુદી જુદી પબ્લીક ટોળીઓ સવારના પહોરમાંજ પોતપોતાની જગાએ આવી ગઇ હતી અને પ્રોગ્રામને અનુસરી વરઘોડામાં સામેલ થતી હતી. જ્યારે ટ્રેન સ્ટેશન ઉપર આવી પહોંચી ત્યારે જુદીજુદી કમીટીના મેંબરો જનરલ ને તેની પાર્ટીને આવકાર આપવા માટે આગળ વધ્યા પણ ઉત્તમ પ્રકારની વ્યવસ્થા છતાં એક અસંખ્ય લોકોનું ટોળું સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર ઘુસી આવ્યું અને ઘણીવારસુધી હુરરેના અવાજથી અને રૂમાલ ઉછાળવાથી એક દબદબાભરેલો દેખાવ થઇ રહ્યો હતો. અને ધોરણસર કામ થયું નહીં. આખર ઘણી મુશ્કેલીથી શાંતિ થઈ ને આવકારની રીત મુજબ કારરવાઈ શરૂ થઈ સર્વથી પહેલાં ઇટાલીયન યુનિઅનની કમીટીએ પોતાના અધ્યક્ષની મારફત પોતાનું માનપત્ર આગળ ધર્યું. તેમાં તેઓએ અત્યંત ગંભીરને હૃદય ભેદક શબ્દોમાં ગેરીબાલ્ડીએ પોતાની કોમ અને દેશનાં ભક્તિમા કરેલ અસંખ્ય આત્મભોગોનું વૃત્તાંત આપેલુંહતું અને તેની સાથેજ અંગ્રેજોની પરોણાચાકરી, મદદ ને દિલસોજીનો ઉપકાર માન્યો હતો. તેઓએ આ મહાન આવકાર માટે પોતાના મહદ્ભિમાન ને ખુશી જાહેર કર્યાં તે માટે ગેરીબાલ્ડીએ પૂર્ણ વ્યાજબી શા-

ષ્દોમાં ઉપકાર માન્યો ને સંતોષ જાહેર કર્યો.

ત્યારબાદ શહેરની ને મજૂરોની કમીટી તરફથી માનપત્ર આપવામાં આવ્યા. શહેરની કમીટીના માનપત્રમાં ઈંગ્લાંડની રાજધાનીના સઘળા રહેવાશીઓ તરફથી જનરલને આવકાર આપવામાં આવ્યો તેમાં તેના પ્રશંસાપાત્ર સદ્ગુણોના વખાણ કરવામાં આવ્યા. આ માનપત્રનો એક પેરેગ્રાફ જેનાથી અંગ્રેજ કોમનો સ્વતંત્ર સ્વભાવ માલમપડે છે તે મુખ્યત્વે કરી વાંચવા લાયક છે તે નીચે આપીએ છીએ.

" સ્વતંત્ર ઈંગ્લાંડ સાચા અંતઃકરણથી અને અતિશય ઉંડા પ્રેમના આવેશથી સ્વતંત્રતાના મહાન સ્થાપકને આવકાર આપે છે. આ બહાદૂર ને જીવજાનથી લડનાર સિપાઈનો આદરસત્કાર કરે છે. જેણે ઇન્સાફની મદદ સિવાય કોઇવાર પોતાની તલવારને મ્યાનથી ખેંચીનથી તે રાજ્યના જીતનારને આવકાર આપે છે. જેણે ગુલામીના જુલમથી લોકોને બચાવ્યા. પંડે ગરીબ રહ્યો ને બીજાઓને દ્રવ્યવાન બનાવ્યા તે માણસને આવકાર આપેછે. જે નિરંતર પોતાપણાને મારીને પોતાના દેશને અને બધા લોકોની ભલાઇને પોતાની જીંદગીથી વધારે વહાલી સમજ્યો તે સાચા શુદ્ધ અંતઃકરણવાન અને નિષ્કપટી માણસને આવકાર આપે છે. જેના પ્રશંસાપાત્ર જાતી[1] સદ્ગુણો અને પબ્લીક[2] સદ્ગુણો બંને સમાન છે. વગેરે વગેરે "

મજૂરોની કમીટી તરફના માનપત્રનો પહેલો પેરેગ્રાફ આ હતો. " અરે—નામવર સરદાર ? જે મજૂરીથી પોતાની રોટી કમાય છે તે ગ્રેટબ્રિટનના પુત્ર ને પુત્રિઓના નામથી અમે આપને રાજધાનીમાં આવકાર આપીએ છીએ. " આ માનપત્રમાં મેઝિનીને પણ યાદ કરવામાં આવ્યો હતો અને તેના નામપર ઘણીવાર સુધી હુર્રેનો અવાજ ચાલુ રહ્યો હતો. જ્યારે એ માનપત્ર વંચાઇ રહ્યું ત્યારે

૧ જાતને ઉપયોગી, ખાનગી

૨ પબ્લીકને ઉપયોગી, પ્રજા ઉપયોગી પ્રસિદ્ધ.

એક ઇટાલીયન લેડી અચાનક વચમાંથી ઉભી થઇ ને તેણીએ પોતાની પ્રજા તરફથી અંગ્રેજ પ્રજાનો ઉપકાર માન્યો. જનરલે પણ તે પછી બ્યાજબી જવાબ આપ્યો, તે પછી સરઘસ રવાનું થયું. સહુથી પહેલાં ડ્યુકઓફ સધરલેન્ડની ગાડી હતી તેમાં જનરલ, ડ્યુક, મી. સેલી અને બીજા સાહેબ બિરાજ્યા હતા. તેના પછીની ગાડીમાં જનરલના પુત્રો હતા. જુદીજુદી પબ્લીક મંડળીઓ નંબરવાર ચાલી જતી હતી ને જનરલની ગાડીથી આગળ જઇને તેને સલામો કરતી હતી તે એટલે સુધીકે સરઘસ ચાલી શરૂ થવામાંજ કેટલાક કલાકો નીકળી ગયા. ગેરીબાલ્ડીની પછવાડે પણ એટલા બધા અસંખ્ય લોકોનાં ટોળાં એકઠાં થયાં કે આજ સુધી લંડનમાં તેવો દેખાવ કોઇ વખત પણ જોવામાં આવેલ નથી.સરઘસ લંડનના સઘળા મોટા મોટા બજારોમાંથી પસાર થયો અને રાત પડી ગઇ હતી છતાં પણ લોકોનો ઉત્સાહ ઓછો થયો નહીં. રાજાના મહેલો ઉપર પણ જે માણસ રાજાઓના જુલમ અને ઘાતકીપણાથી વિરૂદ્ધ બળવાનું શિક્ષણ પ્રજાને આપતો હતો તેના માનમાં તેનો (ગેરીબાલ્ડીનો) ત્રણ રંગનો વાવટો ફરકતો હતો. આવા માણસનો આટલો બધો આદરસત્કાર ઇંગ્લાંડની સ્વતંત્ર ભૂમી ઉપરજ થઇ શકે ઈતીહાસમાં હમેશાં ઇંગ્લાંડની જાતે મોટાઇ, ઉદારતા, ને ધૈર્યતાની યાદગિરી રહેશે. જ્યાં સુધી જનરલ ઇંગ્લાંડમાં રહ્યા ત્યાં સુધી એવીજ રીતે ઉત્સાહ ને આનંદ પ્રદર્શિત થતોરહ્યા ને જૂદીજૂદી કમીટીઓ ને સોસાઇટીઓ માનપત્ર આપતી રહી, અને જનરલ તેનો નિયમાનુસાર જવાબ આપતો રહ્યો, તથા જુદાજુદા આમંત્રણોનો લાભ લેતો રહ્યો, એક મીજબાનીમાં મેઝિની ને ગેરીબાલ્ડી (બે ચળકતા તારા જ્યાં સુધી પૃથ્વીના ગોળા ઉપર કાયમ છે ત્યાં સુધી ઇટાલી અને સ્વતંત્રતાની મર્યાદા ઉપર અનુપમ પ્રકાશ ને તેજથી હમેશાં રોશની પ્રસરાવતા રહેશે તે) સાથે હતા. એ મિજબાનીમાં મેઝિનીએ ગેરીબાલ્ડીની તનદુરસ્તી માટે પ્યાલો ઉઠાવ્યો ને નીચે પ્રમાણે ભાષણ કર્યું.

" જે બધી ચીજો મારી તજવીજમાં સામેલછે, જે બધાને '
' સહુથી વહાલી છે, જેને માટે અમે લડતા રહ્યા અને અમે પ્રય- '
' ત્નો કરતા રહ્યા, તે કોમોની સ્વતંત્રતાના માનમાં, કોમોની '
' ઐક્યતાના માનમાં, જે આવા મહાન વિચારોનો જીવતો અવતા '
' ર છે તે માણુસ ગેરીબાલ્ડીના માનમાં, જેના પુત્રો વર્ષ કરતાં વ- '
' ધારે વખતથી પોતાના વતનની સ્વતંત્રતા ખાતર લડીને મરી રહ્યા '
' છે તે ગરીબ સ્વચ્છ બહાદુર પોલાંડના નામમાં. " પૃથ્વીને સ્વતં- '
' ત્રતા " જેનો ભજન છે તે યંગરૂશીઆના નામમાં, વગેરે વગેરે '
' અંતે જેનાથી પ્રયત્ન કરવામાં મૃત્યુથી પણ નિડર રહીને અમા- '
' રા વિચારોને પૂરા કરવામાં અમારી શક્તિઓને ખરચ કરવાની '
' મદદ મળે છે તે સાચી ધાર્મિક ફરજના નામમાં આ પ્યાલો લે- '
' વાની હું દરખાસ્ત કરૂંછું. " એ પ્યાલો અત્યંત જોસને ઉત્સાહથી પીવામાં આવ્યો.

છેવટમાં ગેરીબાલ્ડી ઉઠયો તેણે નીચે પ્રમાણે ભાષણ કર્યું. " '
' જે મારે આથી બહુ વખત પહેલાં કરવી જોઇતી હતી તે ઓળ- '
' ખાણ આજ હું તમોને કરાવું છું. આજે આપણામાં એક '
' એવો પુરૂષ હાજરછે કે જેનાથી વધારે ન કોઇએ દેશની સેવા '
' કરી છે. અને ન કોઇએ સ્વતંત્રતાના વિચારોને ફેલાવ્યા છે. '
' જ્યારે હું યુવાન હતો અને મારા વિચારો પણ સદાચરણ તરફ '
' લાગેલા હતા ત્યારે મને મારા જવાનીના સમયમાં રસ્તો બતા- '
' વનાર ને સલાહ આપનાર પુરૂષની જરૂર પડી. તરસ્યો માણુસ પા- '
' ણીના ઝરાની શોધમાં ફરે છે તેવી રીતે હું તેવા માણુસની શોધમાં '
' ફરતો રહ્યો ને આખરે જેની તરફ મારો ઇસારોછે તે માણુસ મને '
' મળ્યો. જ્યારે સર્વે ઉંઘતા હતા ત્યારે તે એકલો જાતે રખેવાળી '
' કરતો હતો. તેણે પંડે એકલે તે પવિત્ર મસાલને હમેશાં બળતી '
' રાખી ને હોલાવવા દીધી નહીં. તે હમેશાં મારો મિત્ર રહ્યો ને '
' હમેશાં પોતાના દેશના પ્રેમમાં એકજ રીતે ડૂબ્યો રહ્યો ને સ્વ- '
' તંત્રતાનો વકીલ બન્યો રહ્યો. તે માણુસનું નામ જોસફ મેઝિની '

'છે. બસ હું આ પ્યાલો મારા મિત્ર ને ગુરૂ મેઝિનીના નામમાં'
'પીવાની દરખાસ્ત કરૂં છું." આ પ્યાલો પણ અત્યંત પ્રેમથી'
'પીવામાં આવ્યો.

તા. ૧૭ મી સોમવારને દીવસ આખો દીવસ જનરલ લોકોથી મુલાકાત કરતો રહ્યો લોકોની મોટી સંખ્યા તેને મળવા આવતી હતી ને ઘણાક ડેપ્યુટેશન ઈંગ્લાંડના જુદા જુદા ભાગોથી આવ્યા જો અમે તેમની સંખ્યા ગણવા બેસીએ તો કદાચ સેંકડોની થાય.

લોકોની ખુશી અને આદરસત્કારનો ઉત્સાહ હજુ ઓછો થયો નહોતો એટલામાં લોકો વચ્ચે એક એવી અફવા ફેલાઇ કે ફ્રાન્સની ગવર્મેન્ટ કે ઇટાલીની સરકાર કે આસ્ટ્રિઆના શહેનશાહની સૂચના ઉપરથી ઈંગ્લાંડની ગવર્મેન્ટે ગેરીબાલ્ડીને જલદી ચાલ્યા જવાની દરખાસ્ત કરી છે. વજીરોના મિત્રો તેના જવાબમાં એ બહાનું કહાડતા હતા કે જનરલની તનદુરસ્તી એવી સખ્ત ભયભરેલી હાલતમાં છે કે તેને જલદી પાછો જવાની જરૂર પાડે છે. ત્યાં સુધી વાત આવી કે સામાન્ય પ્રજાની નારાજી ઓછી કરવા વજીરોને એવા જવાબ આપવા પડયા કે એ અફવાઓ ખોટી છે ને જનરલની રવાનગીમાં કોઇ ગવર્મેન્ટનો હાથ નથી.

તા. ૨૦ મી એપ્રીલે લંડન શહેરની મ્યુનિસિપાલ કમીટીએ ગેરીબાલ્ડીને લંડન શહેર તરફથી. "લંડનના ઓનરરી રહેવાશી" (Honourary cityzen) થવાનો માનવતો ઇલકાબ આપ્યો. આ પ્રસંગે તેને મોટા વરઘોડાથી લઇ જવામાં આવ્યો. લંડનની કાર્પોરેશન તરફથી એક ઉંચા પ્રકારનું માનપત્ર આપવામાં આવ્યું તેમાં તેના મનમોહક સદ્ગુણો, તેના આત્મભોગ, તેના સુકૃત્યો ને તેના વિચારોના વખાણ અત્યંત સારા શબ્દોમાં કરવામાં આવ્યા.[1] તે

---

૧ લંડન શહેરની મ્યુનિસિપાલીટીએ આપેલ માનપત્રમાં નીચેનીલીટીઓ ઉતારૂં છું. લોર્ડ મેયર કહે છે કે " મ્યુનિસિપાલીટી આપના જીવનની રાજનૈતિક ઘટનાનું વર્ણન ન કરતાં માત્ર ચરિત્ર માહાત્મ્યનું વર્ણન કરવા અમને કહે છે. ઇતિહાસની એવી એ ઘટનાઓ ફરી ફરી બને છે એ

ક્રિયા પછી ગેરીબાલ્ડીને અત્યંત ભભકા ને માનથી પાછો તેને ઉતારે પહોંચાડવામાં આવ્યો. રસ્તામાં ભીડ ને લોકોનાં ટોળાં પહેલો લંડનમાં દાખલ થયો તે વેળા હતા તેટલાજ આ વખતે હતા. બીજે દીવસ ગેરીબાલ્ડી ને તેના પુત્રોએ પાર્લામેન્ટ જોઇ ત્યાં કેટલીક વાર સુધી ઉપર ગેલેરીમાં બેસીને વાદવીવાદ સાંભળતા રહ્યા. તે વિદાય થતા પહેલાં મી. ગ્લાડસ્ટને એક ભાષણમાં કહ્યું કે ગેરીબાલ્ડીની રવાનગીમાં કોઇ પોલીટીકલ બાબત નથી. બલકે મેં પંડે જનરલને દરખાસ્ત કરી હતી, કેમકે તેની તનદુરસ્તી સારી નથી માટે તે ખાસ ચુંટી કહાડેલા શહેરોમાં જાય અને આખા ઇંગ્લાંડમાં ફરવાનો વિચાર માંડી વાળે. જનરલે જવાબમાં કહ્યું કે મારા માટે મુશકેલ છે કે હું કઇ જગાએ વધારે પ્રસંદ કરૂ ને કઇ જગાને

---

ખરૂં તોપણ ઇતિહાસ ગ્રંથના પાના ઉથામી ઉથામીને જોવા છતાં જોસફ ગેરીબાલ્ડી જેવો મહાત્મા અમને તો જડયો નહિ. મહાત્મન્ આ નગરીની કાલ્પનિક નવલ કથાઓમાં પણ આપના જેવું ચરિત્ર દ્રષ્ટાંત અમને જડતું નથી. પ્રાચીન રોમનો પોતાના ગૌરવકાળમાં સ્વદેશનેમાટે ધન સંપતી, સુત, દારા ને જીવન પણ અતિ ઉલ્હાસે સમર્પણ કરતા. એ ગૌરવ દિનોમાં પણ અમે શોધી શોધીને જોયું તોપણ આપના જેવું દ્રષ્ટાંત અમને જડતું નથી તેથીજ આજ લંડન નગરી આપને સન્માન આપી આપની સાથે પોતાનું નામ અમર કરી લેવાની તક સાધે છે. દેવ! લોકોને આજસુધી એવો ભ્રમ હતો કે પ્રાચીન કાળના આત્મસમર્પણ સાથે અર્વાચીન ગુણાર્પણ સરખાવી શકાયજ નહિ. એવા આત્મસમર્પણ આજે કેવળ અસંભવિત છે, કલ્પનારૂપ છે. પરંતુ આપના ચરિત્રથી તેમનો એ ભ્રમ દુર થયો છે. આપમાં દિગ્વજયી યુદ્ધ કુશલ સેનાપતિ જેટલું ગૌરવ છે. નવલ કથામાં વર્ણવેલા સમુદ્રપતિ જેવી અસીમ સાહસિકતા અને તીવ્રકાન્તિતા છે દાસત્વની સખ્ત બેડીઓ તોડી સર્વ રાજ્યોને સ્વતંત્ર કરીશકો એવું વીરત્વ છે. લિયોનિડાસના જેવું અતિ સાહસ છે ઓ જનસુલભ કોમળતા છે. બાળકના જેવી સત્યપ્રિયતાએ સર્વ છે. આપ સકલ સદ્ગુણ સંપન્ન છો. વળી આપમાં વિશ્વજનીનશાંતિ, ભ્રાતૃભાવ ને સ્વાધીનતાની ઉત્કંઠા છે. માનવજાતિ ઉપર તથા ઇશ્વર ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે.

"સંપાદક"

છોડીદઉં માટે વધારે સારૂં એ છે કે હું અહીંથીજ પાછો ચાલ્યો જાઉં.

તા. ૨૨ મી એપ્રીલ શુક્રવારે પ્રીન્સઓફવેલ્સે જનરલથી મુલાકાત કરી ને તેજ દીવસ રવાના થયો. જવા પહેલાં તેણે એક વિદાગિરીની ચિઠી લખી તેમાં ઇંગ્લાંડની પ્રજા અને તેમની ગવર્નમેંટ નો અંતઃકરણપૂર્વક ઉપકાર માન્યો શનીવારે તે ડોવર પહોંચ્યો. તા. ૨૫ મીએ તેણે ઇટનકોલેજની મુલાકાત લીધી ને ત્યાંથી ડેવનશાયર જવા રવાનો થયો, રસ્તામાં દરેક સ્ટેશન ઉપર ઇંગ્લાંડના લોકો પોતાના ઘરમાંથી નીકળીને જનરલના દર્શન માટે એકઠા થતા હતા ને બરાબર આખે રસ્તે લોકોની મોટી સંખ્યા રેલની બંને બાજુ તરફ ઉભી રહી ને ખુશીના પોકાર કરતી હતી. મંગલવારે પ્રાતઃકાળે એક વાગે તે પ્લીમૌથ પોતો તે વખતે પણ એક લાખ માણસ તેનો આદરસત્કાર કરવા માટે એકઠા થયા હતા.

તા. ૨૭ મી એપ્રીલે તે વહાણ ઉપર સવાર થયો. ઇંગ્લાંડની જમીનથી બહાર પગ મૂકવા પહેલાં તેણે ઇંગ્લાંડના લોકોને સંબોધીને એક વિદાયગિરીની ચિઠી લખી તેમાં પોતાતરફથી ને ઇટાલી તરફથી અંગ્રેજ કોમનો ઉપકાર માન્યો. તેમાંનો નીચેનો પેરેગ્રાફ ઉતારીએ છીએ.

" અંગ્રેજ કોમને હું એવી કોઇ વાત કહેવા ઇચ્છતો નથી કે '
' જે પહેલાંથી જાણી ન હોય. આપ જાણો છો કે ઇટાલીની શી '
' ઇચ્છા છે ? ઇટાલીએ જીવતા રહેવા માટે ખાસ નિશ્ચય કરી '
' લીધો છે. અને તેવો ઇરાદો કરવાનો હક તેને મળેલો છે. તે બા- '
' બતમાં કોઇને જો કંઇ સંશય હોય તો તેને એટલુંજ કહેવું પુરતું '
' છે કે અસલમાં તે હરવખત જીવતી છે અને જગતમાં કોઇ વસ્તુ '
' તેને પોતાની પ્રજાકીય શક્તિ પરીપૂર્ણ કરવાથી રોકી શકનાર '
' નથી. ઇટાલીની માત્ર એ ઇચ્છા છે કે જે વિરૂદ્ધ રાજ્યો તેના ઉ '
' પર જુલમ કરે છે તેમના જુલમને દૂર કરવા. ( પરદેશી રાજ્યો- '
' ની ધૂસરી કહાડી નાંખવી. ) અને આખી દુનિઆને માલમ રહે '
' કે જ્યાં સુધી એ ઇરાદો પરિપૂર્ણ નહીં થાય ત્યાં સુધી ઇટાલી '
' ચુપ રહેશે નહીં. કેમકે ઇટાલી માટે આ સવાલ જીવન ને મૃ- '

'સ્યુનો સવાલ છે. અંગ્રેજ કોમની પ્રજાકીય પ્રીતિ પ્રસિદ્ધ છે. કો-'
'મની કોમ સમુદ્રમાં પાયમાલ થઈ જાય ત્યાંસુધી કોઇ પારકો'
'માણસ અંગ્રેજી જમીનની પવિત્ર સ્વતંત્રતામાં ખલેલ નાંખી શકે'
'એ તદ્દન અશકય છે. એવી કોમ સમજી શકેછે કે ઈટાલીની'
'ઇચ્છા બિલકુલ વ્યાજબી છે. અને તેનો ઇરાદો ટળી શકે તેમ'
'નથી. હું આ કિનારાથી રજા લઉં તે પહેલાં મારા મનની અસલી'
'ઇચ્છાને જાહેર કરવા વગર રહી શકતો નથી. હું અંગ્રેજ કોમ કે'
'જે દુનીઆમાં સહુથી વધારે ઉદાર ને અકલમંદ કોમ છે તેને'
'ભલામણ કરૂં છું કે જે કોમો ઉપર જુલમ ગુજરેલો હોય તેની'
'મદદ કરે વગેરે વગેરે."

ઈંગ્લાંડની સહેલ કરાવીને અમે જનરલ ગેરીબાલ્ડીને બિમાર હાલતમાં સિસિલીના બેટમાં કોમો ઉપર જે જુલમ ગુજરેલો હતો તેના ઉપર ગંભીરપણે વિચારકરતો જોઇએ છીએ. વેનીસ અને રોમની ધુન હજુ સુધી તેને લાગેલી છે એ બંને ઈલાકા તેના જુલમ ગુજારનારના પંજામાંથી કેવી રીતે છૂટકારો પામે તેની ચીંતામાં ગેરીબાલ્ડી છે.

એકવારતો એવી સ્થિતિ થઇ ગઇ કે કદાચ તેની ચિંતા મનમાંજ રહીજાત. ગેરીબાલ્ડી ઈંગ્લાંડથી પાછો આવીને એટલોસખત બિમાર થઇગયો કે તેના જીવવાની આશા રહી નહીં અને અંતે તેના મેડીકલ સલાહ આપનારાંઓએ હવાપાણી ફેર બદલ કરવાની સલાહ આપી. જ્યારે બેટથી નીકળવા લાગ્યો ત્યારે બેટના સરવે ગરીબ લોકો જેમની સાથે તે હમેશાં મહેરબાનીથી વરતતો હતો તે તેના આંગણામા પોતાના મુરબ્બીના છેવટના દર્શન કરી લેવાના ઇરાદાથી એકઠા થયા. હજુ પાંચ નહોતા વાગ્યા તે વખત સેંકડો માણુસો તેના આંગણામાં આવી એકઠા થયા. ઘોંઘાટ અને બોલવાનો અવાજ શાંભળીને તેણે પૂછયું કે આ ઘોંઘાટ શાનો છે? જવાબ મળ્યોજે આ ટાપુના ગરીબ લોકો આપને સલામ કરવા માટે હાજર થયા છે. જનરલે કહ્યું આવવાદો તે પછી દરેક માણુસ અંદર ગયો. જનરલે હસતે ચહેરે દરેક સાથે કંઇને કંઇ વાતચીત કરી ને બધાને

રવાના કીધા. તેનામાં બધા સાથે હાથ મેળવવા જેટલી શક્તિ નહોતી. થોડીવારે જનરલના કાન ઉપર એવો અવાજ આવ્યો કે "નહીં નહીં તમને હું અંદર જવાદઉં તે અશક્ય છે" જનરલે પૂછ્યું જે શું છે ? ગાર્ડે જવાબ દીધો કે સાહેબ વૃદ્ધ બપીઉ આવે છે. તે અરધો ગાંડો છે જે એટલો બધો મેલો ને ગંદો છે કે અમે તેને અંદર આવવાની પરવાનગી આપી શક્તા નથી. એ સાંભળીને જનરલે ત્યાંથીજ જવાબ દીધો જે આવ વહાલા ભાઇ આવ. મારા વાસ્તે તમે મેલા ને ગંદા નથી. આખરે વૃદ્ધ બપીઉં અંદર ધસ્યો ને જનરલને જોઇને રોઇ પડયો જનરલે તેનો હાથ પોતાના હાથમાં લઇને આશ્વાસન આપી રવાના કીધો. ચાર માણસ જનરલને ડોળીમાં બેસાડીને બોટના કિનારા સુધી લઇ ગયા. લોકોએ ડોળીને ફુલથી વધાવી લીધી ને વાજા વગાડતા તેની સાથે ગયા. અંતે સર્વની રજા લઇને જનરલ બોટમાં દાખલ થયો અને જ્યાંસુધી લોકો નજરે પડતા રહ્યા ત્યાં સુધી તેમના તરફ હાથ હલાવતો રહ્યો. તે જતી વખત કોઇની આંખ આંસુ વિનાની નહોતી. બધા માણસો પોતાના એ વહાલા જનરલની એ સ્થિતિ જોઇને રોવા લાગ્યાં. કપરીરામાં ગેરીબાલ્ડીની તનદુરસ્તી સુધરવા લાગી અને હજુ મહીનો પણ થયો નહોતો કે બહાદૂર ગેરીબાલ્ડી હંગરીના લોકોની મદદ માટે જવાને તૈયાર થઇ ગયો. એ વાતની રાજાને ખબર પડતાં તેણે બહુ સમજાવીને એ કામથી રોકયો. કારણ કે હજુ તેની તનદુરસ્તી બરાબર થઇ નહોતી. અને ભય હતો કે રખેને એ મુસાફરીથી જનરલ પાછો આવી શકે નહીં. હંગરીના લોકોની મદદે જતો તો તેને રોકવામાં આવ્યો પણ વેનીસને રોમના ચિત્રો તો તેને સામેજ હતા. તેને હરદમ ચિંતા રહેતી કે રખે રોમ ને વેનીસની ચિંતા ટાળ્યા પહેલાં તેના પ્રાણ ચાલ્યા જાય અને જીંદગીનું મિશન અધૂરૂં રહી જાય. છેવટ તેને અવાજ આવ્યો કે જનરલ ઉઠ તારી આશાઓને પૂર્ણ કરવાનો વખત નજીક આવી પહોંચ્યો છે.



## અંતે વેનીસ સ્વતંત્ર થયું.

આસ્ટ્રિઆને પ્રુશિઆની લડાઇ એવા પ્રસિદ્ધ બનાવોથી અનેલીછે કે ૧૯ મી સદીના ઇતીહાસને યાદ રાખવા લાયક બનાવે છે. યાદ રાખવું જોઇએ કે પ્રુશીઆ ને ફ્રાન્સ વચ્ચે પ્રાચીન વખતથી દુશ્મની છે. વાટર્લુની લડાઇએ ફ્રાન્સને હલકો પાડયો ને જર્મનીમાં આ જે જે શક્તિ છે તેને લાયક બનાવી. જર્મનીના પ્રાંતોમાં કુદરતીરીતે દ્વેષ ને અદેખાઇ પેદા થયા ને આસ્ટ્રિઆને પ્રુશિઆ વચ્ચે શ્રેષ્ઠતા માટે પરસ્પર લડાઇ થઈ ગેરીબાલ્ડીએ જોયું કે આસ્ટ્રિઆ મુશ્કેલીમાં હોવાથી તેથી પાસેથી વેનિસ જીતી લેવાની આ તક છે. ઉત્તરમાં આસ્ટ્રિઆ પ્રુશિઆ સાથે લડી રહ્યો હતો દક્ષિણમાં ઇટાલીના રાજાએ લડાઇ જાહેર કરી એવી રીતે આસ્ટ્રિઆને સકંજામાં લઇને ગેરીબાલ્ડીએ એ પ્રસંગનો લાભ લીધો. અને તરતજ રાજાના હુકમને અમલમાં મુકવા માટે પોતાના વાલંટીઅરોને લઇને તૈયાર થયો.[1] પણઅફસોસ છે કે પરસ્પરના દ્વેષભાવથી અને વજીરોના નિરર્થક કાવત્રાથી આ વખતે પણ એક સામાન્ય દરજાના વાલંટીઅરો પાસે પૂરતો લડાઇનો સામાન, ખોરાક ને પોશાક એકઠા થઇ શકયા નહીં. પણ ગેરીબાલ્ડીને તેના વાલંટીઅરોને હમેશાં સામાન (સાધન) વિના લડવાની ટેવ પડી હતી. તેતો માત્ર પોતાનું કામ પૂરૂં કરવા ઇચ્છતા હતા. સાધનની પરવા રાખતા નહોતા. તે સાધન વિના લડતા રહ્યા. કેટલેક ઠેકાણે દુશ્મનોપર જય

---

[1] સને ૧૮૬૬ના એપ્રીલની તા. ૧૫ મીએ ઇટાલી ને આસ્ટ્રિઆ વચ્ચે વિગ્રહ શરૂથયો. ગેરીઆલ્ડીની સેનામાં અનેક જાતિના લોકો હતા અંગ્રેજો સર્વથી વધારે હતા. એ સૈનિકોનો પોશાક સીવતાં સીવતાં મીલાન નગરની સર્વ સ્ત્રીઓની આંગળીઓ ઘસાઇ લોહી લુહાણ થઇ ગઇ હતી. જે તરૂણો ગેરીબાલ્ડીની સેનામાં જોડાયા નહીં તે તરૂણો ઉપર તે સ્ત્રીઓએ ઢીંગલીઓ લડવા મોકલી ને હાંસી કરી. વધારે તો શું પણ એક સત્તર વર્ષની છોકરી મર્દનો પોશાક પહેરી તે સૈન્યમાં દાખલ થઇ.

'સંપાદક'

મેળવ્યો ને કેટલીક જગાએ હાર્યા એક જગાએ મોટી ખુનખ્વાર લડાઇ થઇ તેમાં જનરલ બહુ જખમી થયો, ઇટાલીના બહાદૂરોની મોટી સંખ્યા મારી ગઇ. તે વિજય ને વળી બીજા કેટલાક વિજયથી આસ્ટ્રિઆની હિંમત વધતી ગઇ, પણ ઉતરતી લડાઇઓની જરૂરીઆતથી લાચાર થઈ તેને દક્ષિણની લડાઇઓ બંધ કરવી પડી અને આખરે ફ્રાન્સના શેહેનશાહને વચમાં નાંખીને વેનીસ પાછું આપવાના કોલકરાર કર્યા. અને અનેક પોલીટિકલ કાવાદાવા પછી સને ૧૮૬૬ માં વેનીસ સ્વતંત્ર થવા ભાગ્યશાળી થયું.



## રોમની સ્વતંત્રતા માટે તાજી કારરવાઇઓ ગેરીબાલ્ડીનું પકડાવું કેદ અને છુટકારો.

વેનીસતો ઇટાલીમાં ભેળવીદેવામાં આવ્યું, પણ રોમ હજુ સુધી પોપના પંજામાં રહતું હતું. રોમ સિવાય ઇટાલીની સ્વતંત્રતા અધુરી, ઇટાલીનું મહત્વ નકામું અને ઇટાલિયન કોમની ભવિષ્યોન્નતિ કલ્પના માત્ર હતી. તેથી ઇટાલીની આખી પ્રજાની નજર રોમ ઉપર હતી સરવે સમજતા હતા કે જયાં સુધી રોમ ઇટાલીની રાજધાની ન બને ત્યાંસુધી ઇટાલી સ્વતંત્ર ને ભય રહિત નથી. સને ૧૮૬૪ ના સપ્ટેમ્બરની તા. ૧૫ મીએ જે તહનામું ઇટાલી ને ફ્રાન્સ વચ્ચે થયું હતું તેમાં એક એવી સરત હતી કે ફ્રાન્સે બે વરસની અંદર રોમમાંથી પોતાના સિપાઇઓ લઇ જવા. તે બે વરસ પૂરા થવા ઉપરાંત એક વરસ વધારે થઇ ગયો અને ૧૮૬૭ નો સપ્ટેંબર મહીનો આવી પહોંચ્યો, પણ ફ્રેંચ સિપાઇઓ હજુ રોમમાંથી ગયા નહોતા કારણ ફ્રાન્સના લોકો ફ્રાન્સની પાર્લામેંટ અને અનેકફ્રેન્સ વજીરો રોમ ઉપર ઇટાલીના રાજાનો કબજો ને કાબુ થાય એ વાતથી બહુ વિરૂદ્ધ હતા. પણ આ તરફ ગેરીબાલ્ડી અને તેના મિત્રો રોમને જીત્યા વિના પોતનું જીવતર શરમભરેલું સમજતા હતા. તેમની નજરમાં રોમ મેળવવું એ જીવન મૃત્યુનો સવાલ હતો. તેમણે પોતાના મનમાં નિશ્ચય

કરેલો હતો કે ગમે તેમ થાય પણ રોમ ઇટાલીની રાજધાની થવી જોઇએ. આખરે ૧૮૬૭ ના સપ્ટેંબરમાં ગેરીબાલ્ડીએ રોમ ઉપર ચડાઈ કરવાની તૈયારીઓ શરૂ કરી. તે તૈયારીઓમાં લાગેલો હતો એટલામાં સીનાલુંગા શહેરમાં ઇટાલીની સરકારના હુકમથી તેને પકડવામાં આવ્યો ને ત્યાંથી ઇન્સ્ટડીઆ કિલ્લામાં તેને મોકલવામાં આવ્યો. ત્યાંથી જીનીવા થઇ કપરીરા ટાપુમાં તેને નજરકેદ કરવામાં આવ્યો. ઘણા એક લડાઇના ને બીજા પ્રકારના વહાણો ટાપુની આજુબાજુ પહેરા માટે મુકવામાં આવ્યા. અને તે કદી પોતાના ઘરથી નીકળવા પામે નહીં તે માટે ઘણી સાવચેતી રાખવામાં આવી. જેમાં બાપની હિંમત વારસા તરીકે આવેલી હતી એવા તેના પુત્રો ને બીજા મિત્રો હિંમત હાર્યા નહીં અને બરાબર લડાઇની તૈયારીઓ કરતા રહ્યા. કોઇ વાલંટીઅરો એકઠા કરતા રહ્યા ને કોઇ હથિઆર એકઠા કરતા રહ્યા કોઇ રોમની આજુબાજુની વસ્તીમાં લડાઇના વિચારો પ્રસરાવતા રહ્યા. એક જણ કેટલાક મિત્રો સાથે રોમમાં પહોંચીને રોમના લોકોને શિક્ષણ આપતો રહ્યો ને તેમને રાજકીય ફેરફાર માટે તૈયાર કરતો રહ્યો એક જણ સમુદ્ર માર્ગે ઘણાએક હથિઆર ને લડાઇનો સામાન લઇને રોમમાં દાખલ થઇ ગયો. એમ ગેરીબાલ્ડી કેદમાં હોવા છતાં તેના પુત્રો ને મિત્રો તેના અંતઃકરણની ઇચ્છા પૂરી કરવાની ચિંતામાં હતા. અને પોતાની જીંદગીથી બેપરવા થઇને રોમની સ્વતંત્રતા માટે યુક્તિ કરતા ફરતા હતા. આ તરફ ગેરીબાલ્ડીને રોમની ધુન લાગેલીજ હતી તે વર્તમાનપત્રોદ્વારા બધી ખબરો વાંચતો રહ્યો ને મનમાંને મનમાં બળતો રહેતો હતો. નિશ્ચયપણાનું બળ ને અંતઃકરણની પવિત્રતા સામે પહેરાવાળા શું કરી શક્તા હતા ? ટાપુની ચારે તરફ નૌકાસૈન્યનો સખત પહેરો હતો તેમછતાં ગેરીબાલ્ડી માત્ર એક મિત્રને સાથે લઇ તે ટાપુમાંથી નીકળી ગયો ને ઘણી એક મુશ્કેલીથી સંકટોને મુસીબતો સહન કરતો સાર્ડિનીઆને રસ્તે રોમની ભૂમિમાં દાખલ થયો. તા. ૧૪ મી અકટોબરે ગેરીબાલ્ડી ઘેરથી નીકળ્યો ને તા. ૨૦ મીએ ફ્લોરેન્સ પ-

હોર્યો. ત્યાં લોકોએ તેના છૂટીઆવવા ઉપર હર્ષ દર્શાવ્યો.

તારીખ ૨૩ મીએ ગેરીબાલ્ડી લશ્કરમાં દાખલ થયો અને તા. ૨૪ મીએ તેના લશ્કરે કસ્બા મોંટેરોટંડા ઉપર હુમલો કર્યો તેમાં ઘણી એક ખુનરેજી ને કતલ પછી તે કસ્બો હાથ આવ્યો. ને શત્રુ કિલ્લામાંથી નીકળી ગયો. અહીં ગેરીબાલ્ડીને ખબર મળ્યા કે રોમની પ્રજા બળવો કરવા તૈયાર છે. એ સાંભળી ગેરીબાલ્ડી ચાલાકીથી આગળ વધ્યો પણ કેટલાક દીવસ સુધી જ્યારે બળવાની ખબર ન આવી ને બીજી બાજુથી બીજા કેટલાક ફ્રેન્ચ સિપાઇઓ રોમમાં દાખલ થઇ જવાના ખબર મળ્યા ત્યારે ગેરીબાલ્ડી પાછો આવી ને કિલ્લામાં રહ્યો. તેના પાછા આવવાથી તેના સિપાઇઓ બહુ ખળભળી પડયા વળી ટાઢની રૂતુ હતી, સિપાઈઓ પાસે પૂરતા લૂગડા નહોતા અને વરસાદ પડી રહ્યા હતો તેથી સિપાઈઓએ એક પછી એક છોડી જવું શરૂકર્યું. એટલે સુધી કે છ દિવસમાં અરધા સિપાઈઓ જતા રહ્યા. તેમ છતાં ગેરીબાલ્ડી, તેના પુત્રો ને બહાદૂર સાથીઓ હિંમત હાર્યા નહીં. ફ્રેન્ચ લશ્કરે પોપના લશ્કર સાથે મળીને તેમના ઉપર હુમલો કર્યો અને મેંટાના મુકામ ઉપર ગેરીબાલ્ડીને પાછો હઠાવ્યો. અંતે જ્યારે સિપાઇઓએ લડાઇથી જવાબ આપી દીધો ત્યારે ગેરીબાલ્ડી પાછો હઠયો ને રસ્તામાં કેદ કરવામાં આવ્યો એમ બીજીવાર પણ કેદ થઇને વેરિગ્નોના કિલ્લામાં પૂરવામાં આવ્યો. ને ત્યાંથી થોડા દિવસ પછી મુક્ત કરવામાં આવ્યો.

રોમની સ્વતંત્રતા માટે આ પ્રયત્ન નિષ્ફળ ગયો અને સેંકડો ઇટાલીના પુત્રો પોતાની મહાન પ્રાચીન રાજધાનીને પાછી મેળવવા લડતા લડતા શહીદ થયા.

પરાજય તો નિઃસંશય થયો પણ એ પરાજય છતાં એમ સાબીત થયું કે ઇટાલીના પુત્રો રોમ મેળવ્યા વિના નિરાંત કરી બેસી શકતા નથી. અંતે ૧૮૭૦ માં જ્યારે ફ્રાન્સ ને જર્મનીની લડાઇમાં ત્રીજા બોનાપાર્ટનો તારો અસ્ત પામ્યો ત્યારે ઇટાલીના રાજાએ થોડીક હિંમત માત્રથી રોમ મેળવ્યું.

સને ૧૮૭૦ માં રોમ સ્વતંત્ર થયું અને આખું ઇટાલી આલ્પ્સ-પર્વતથી લઇને તે સિસિલી સુધી, ને વેનીસથી લઇને તે રોમ સુધી એક રાજ્યમાં મળી ગયું. ઇટાલીને પ્રજાકીય રાજ્ય મળ્યું અને મેઝિની અને ગેરીબાલ્ડીના અંતઃકરણની ઉમેદો પૂર્ણ થઇ. સ્વતંત્રતાની આ લડાઇમાં સેંકડો ઇટાલીના પુત્રો મુઆ, સેંકડો ઘરને તાળાં દેવાઇ ગયાં, સેંકડો તારાજ થઇ ગયા, સેંકડો સ્ત્રીઓ વિધવા થઇ, સેંકડો છોકરાં માબાપ વગરનાં થઇને અન્નવસ્ત્રની તંગીથી મુઆં. એ સર્વ વાતો ભૂલી જવામાં આવશે, પણ ઇતિહાસનાં પાનાંમાં એ વાત યાદગાર રહેશે કે, ઇટાલીના પુત્રાએ ૧૯ મી સદીમાં અનુપમ શૂરવીરતા, આત્મભોગ, હિંમત ને બહાદૂરીથી પોતાના જીવની પરવા નહીં રાખી ને પોતાની જન્મ ભૂમિને ગુલામગિરિથી મુક્ત કરી દીધી. ક્યાં ૧૮૪૮ ના પરાજયો ને નિરાશાઓ ? બાવીસ વર્ષના અરસામાં રોમ આખી ઇટાલીની રાજધાની થઇ ગયું. અને મેઝિની તથા ગેરીબાલ્ડીના તમામ આત્મભોગો ઉપયોગી થયા. જ્યાં સુધી દુનિઆની ભૂગોળમાં રોમનું નામ રહેશે ત્યાં સુધી મેઝિની ને ગેરીબાલ્ડીનાં નામો અમર રહેશે. પરમાત્મા તેમનાં આત્માઓને આશિર્વાદ આપે અને ઇટાલીની પ્રજાના અંતઃકરણમાં તેમની ભક્તિ ને તેમના વિચારો દિન પ્રતિદિન મજબૂત કરે.

---

## ફ્રાન્સને મદદ, બીજાં કામો અને મૃત્યુ.

ઇટાલી સ્વતંત્ર થયું, રોમ તેની રાજધાની થઇ, ગેરીબાલ્ડીની જીંદગીનું મિશન પૂરૂં થઇ ચુક્યું પણ તેનો અંતરાત્મા જેના ઉપર સંકટો ગુજરેલા હતા તેવી કોમોની સાથે દિલલગી કરવાવિના રોકાઇ શકતો નહોતો. માત્ર જીભથી દિલસોજી બતાવવાની તેની ટેવ નહોતી. પણ પોતાના જીવને બીજાને માટે જોખમમાં નાંખવો એ તેની દિલસોજીની સાબીતી હતી.

જેણે આટલી મુદત સુધી ઇટાલીને ગુલામ રાખ્યું, જેણે ઇટા-

લીના રસ્તામાં કાંટા વાવ્યા, જેણે સેંકડો ઇટાલીના પુત્રાના લોહીમાં પોતાના હાથ રંગ્યા, જેણે અનેકવાર ગેરીબાલ્ડીને હંફાવ્યો તે ફ્રાન્સ તે સમયના ચમત્કારને લીધે નમી ગયું. પ્રુશીઆના સકંજામાં પ્રજાકીય જીંદગી નિરાશ છે જેથી પોતાના જાની દુશ્મન ગેરીબાલ્ડીને મદદ માટે ફ્રાન્સ અપીલ કરે છે. એ અપીલ સ્વીકારીને મહાન હિંમતવાન ગેરીબાલ્ડી પૂર્વની બધી હરકતોને ભૂલી જઇને અને જે જખમો ફ્રેંચ સીપાઇઓથી થયા હતા તેના ઉપર પટીઓ બાંધીને આ વૃદ્ધાવસ્થામાં પોતાની આસાએસને મૂકીને પરાજય પામેલા ફ્રાન્સની મદદ માટે રવાના થાય છે. તેની ઉદાર વૃત્તિ ને પુષ્કળ હિંમતના કામ માટે આખું જગત આશ્ચર્ય પામે છે. ખરેખર સત્ય બહાદૂરી ને શૂરવીરતા તેનુંજ નામ છે. ગેરીબાલ્ડીના કહેવા મુજબ પ્રજાકીય સ્વતંત્રતા પવિત્ર છે તેનું રક્ષણ કરવું ને તેના રક્ષણ માટે મદદ કરવી એ દરેક મનુષ્યની ફરજ છે. ઇટાલી સ્વતંત્ર થયું, પ્રુશિઆ ફ્રાન્સની સ્વતંત્રતા પાછળ લાગ્યું છે. ઇટાલીની ફરજ છે કે ફ્રાન્સની સ્વતંત્રતાના રક્ષણને મદદ કરે. ફ્રાન્સની મદદમાં ગેરીબાલ્ડીએ જે જે યુદ્ધો કર્યાં તેમાં તેની અસાધારણ શૂરવીરતા ને ડહાપણ કે જે જીંદગી પર્યંત બીજા પ્રસંગોમાં દેખાડતો રહ્યો હતો તેની આ વખતે સાબીતી બતાવી આપી. આખી લડાઇમાં ફ્રાન્સની નજર ગેરીબાલ્ડી ઉપર લાગી રહી હતી. અને જરૂરી પ્રસંગે ગેરીબાલ્ડીએ ફ્રાન્સને મદદ કરી તેથી શહેરે શહેર ગેરીબાલ્ડીનું નામ લોકોની જીભાન પર હતું. દરેક શહેર ગેરીબાલ્ડીને પોતા તરફથી પાર્લામેંટનો મેંબર બનાવવા આગળ વધતું હતું. સારાંશકે ગેરીબાલ્ડીએ એ લડાઇમાં પણ પોતાનાં સુકૃત્યો અને ઉમદા સદ્ગુણોથી ઉચ્ચ પ્રકારની લોકપ્રિયતા મેળવી. અંતે ફ્રાન્સ ને પ્રુશિઆ વચ્ચે સલાહ થઇ ને ગેરીબાલ્ડી પાછો વળી આવ્યો.

જ્યારે ફ્રાન્સ ને પ્રુશિઆની સલાહ પછી ગેરીબાલ્ડી પાછો આવવા લાગ્યો ત્યારે એક મિત્રે એવી સલાહ આપી કે "તમે ફ્રાન્સને તમારી જન્મભૂમી નાઇસ શહેર પાછું આપવાની દરખાસ્ત કરો." એ

સાંભળીને ગેરીબાલ્ડીએ ઉંડો નિશ્વાસ મુકયો અને કહ્યું કે અફસોસ કે આ વખતે મારી જીભ એવી દરખાસ્ત કરવા માટે અશક્ત છે. મારી ખીજમતોના બદલામાં હું એવી માંગણી કરી શકતો નથી અને જ્યાં સુધી ઇટાલીયન પાર્લામેંટ તે પાછું મેળવવાની ઈચ્છા ન કરે ત્યાં સુધી એવા પ્રકારની કોઇ પણ દરખાસ્ત કરવી એ મારા માટે યોગ્ય નથી.

સને ૧૮૭૦ થી ૭૫ સુધી ગેરીબાલ્ડી પોતાના ટાપુમાં આરામથી રહ્યો. માંદગી ધીમે ધીમે વધતી ગઇ, તેની સખ્ત વેદના હતી, બાકી આટલી બધી ફતેહો મેળવીને પોતાનાં બાલ બચ્ચાંઓ સાથે આનંદમાં ને સુખી હતો. સને ૧૮૭૫ માં બાલ બચ્ચાંઓ સાથે રોમના દર્શન માટે રવાના થયો. રોમની પ્રજાએ તેનો એવો માનપૂર્વક આદરસત્કાર કર્યો કે રોમના અર્વાચીન ઇતિહાસમાં તેના જેવો બીજો જોવામાં આવતો નથી. અહીંઆં તે પાર્લામેંટમાં દાખલ થયો. અને તેની સૂચનાઓથી રોમ શહેર એક મહાન બંદર બનવા ભાગ્યશાળી થાય એવી ઉન્નતિ માટે ટાઇબર નદીમાં ખરચવા સાઠ કરોડ રૂપીઆ મંજુર થયા. ગેરીબાલ્ડી પોતાની ટેવ પ્રમાણે થોડા વખત સુધી તેજ કામમાં મંડયો રહ્યો અને ઈજીનીઅરો સાથે ટાઇબર નદીના રસ્તા બદલવા વગેરે યોજનાઓ વિચારતો રહ્યો. જીંદગી પર્યંત યુદ્ધની ખિજમતોને પૂર્ણ કરીને, એક અપૂર્વ સરદાર પોતાની વૃદ્ધાવસ્થા પોતાની કોમના વ્યાપારની ઉન્નતિ માટે વાપરે છે, ને જુવાનની માફક ઉમંગ ને હર્ષથી જેવો પ્રજાકીય સ્વતંત્રતાની લડાઇમાં ભાગ લેતો રહ્યો તેવીજ રીતનો ભાગ લેછે. યુરોપિઅન કોમોની મોટાઇ એવી છે. દીર્ઘદ્રષ્ટિનું પરિણામ એ છે.

તેજ દિવસોમાં રોમના મજુર વર્ગે ગેરીબાલ્ડીને માનપત્ર આપ્યું તેના જવાબમાં તેણે તેમને શીખામણ આપી કે "પોતાના 'પુત્રોને ખેતી અથવા કંઇ ને કંઇ હુન્નર શીખવજો જેથી તેઓ ઈ-' 'માનદારીથી પોતાના મિત્રોના આશ્રય વિના પોતાની રોજી ક-' 'માવાને શક્તિવાન થાય. તેણે તેમને યાદ દેવડાવ્યું કે તેઓ એક'

' મહાન પ્રાચીન કોમના વંશજ છે અને તેમની ફરજ છે કે પ્રા-'
'ચીન રોમન પ્રજાના પગલાંના ચિન્હોપર ચાલીને તેમની માફક'
'મહેનતુ, નિર્ભય, અચલ, દૃઢસ્વભાવ, હિંમતવાન ને નિશ્ચયવાન'
'થવા પ્રયત્નો કરો." હાલની કોમોમાં અંગ્રેજી કોમની તેણે નકલ
કરવા લાયક પસંદ કરી ને તેમને અનુસરવા પોતાના વતનીઓને
ભલામણ કરી. તેણે કહ્યું કે " અંગ્રેજોની રીતમાં મુખ્યત્વે કરીને'
'જેથી તેઓ અત્યંત દૃઢતાથી પોતાના કામને પૂર્ણ કરે છે તે ગુણ'
'ખાસ નકલ કરવા લાયક છે. સંકટ, નિરાશા, અને નિષ્ફલતા અં-'
'ગ્રેજ બચ્ચા સામે અડચણ કરી શકતાં નથી. એક વખત કોઇ'
'કામ કરવાનો ઇરાદો કરે તો પછી તે નિરાશ થતા નથી. પરાજય'
'ઉપર પરાજય કેમ ન થાય પણ તે ધીમે ધીમે બરાબર દૃઢતાથી'
'પોતાના કામમાં લાગ્યા રહે છે."

રોમમાં તેની તનદુરસ્તી બહુ બગડતી ગઇ. તેના જુના જખમ-માં દરદ થવા લાગ્યું અને લાકડીનો ટેકો લઇને ચાલવું પડતું હતું. આખરે તેણે ઈટાલીયન પાર્લામેંટને રાજી નામું આપ્યું, પણ ઘણા મિત્રોની વિનંતિ ને રાજા તથા વજીરના દબાણથી પોતાનું રાજી-નામું પાછું ખેંચી લીધું. ઇટાલીમાંથી જતી વખતે દરેક શહેરમાં તે-ના માનમાં ભારે દબદબાવાળા આદરસત્કાર થયા. વીકટર નગ-રમાં સ્વતંત્રતા માટે લડતાં લડતાં માર્યા ગયેલા બહાદૂરોની યાદદા-સ્તમાં એક મિનારો ઉભો કરવામાં આવ્યો ને ખુલો મુકવાની ક્રિયા કરવામાં ગેરીબાલ્ડી સામેલ થયો, તે પ્રસંગે લોકોએ અત્યંત ઉત્સા-હ ને ખુશી દરશાવ્યાં. માઇલો સુધી લોકો તેની ગાડી સાથે ચાલ્યા ગયા, સેંકડો ગાડીઓ ને સવારો તે સરઘસમાં સામેલ હતા. વીસ-હજાર માણસ પગે ચાલતાં હતાં. ૨૭ સોસાઇટીઓ પોતપોતાના વાવટાઓ લઇને સામેલ હતી. ૨૭ મ્યુનિસિપાલ કમીટીઓના મે-મ્બરો સાથે હતા. ગેરીબાલ્ડીએ લાકડીના ટેકાથી ઉભા થઇને ભાષણ કર્યું. એવી રીતે ઇટાલીના લોકોએ તે પ્રસંગે પોતાને સ્વતંત્ર કરના-રની સેવાઓની કદર પીછાની. ગેરીબાલ્ડી રોમથી પાછો વળીને પો-

તાના ટાપુ કપરીરામાં ગયો ને ત્યાં પોતાના કુટુંબકબીલામાં વૃદ્ધાવસ્થાનાં દિવસ પસાર કરવા લાગ્યો. જોકે તેનું શરીર હવે પવનમાંના દીવાની માફક હતું પણ તેના આત્માની દિલસોજી, ધૈર્યતા ને હિંમતમાં કંઇપણ તફાવત પડયો નહીં. જુલમ ગુજરેલ અને તાબેદારી ભોગવતી કોમો સાથે તેને બહુ દિલસોજી હતી. અને તે લાગણી દરશાવ્યા વિના તે રહી શકતો નહોતો. તેજ અરસામાં યુરોપિઅન ટરકીમાં રોમાંનિયાઆદિ પ્રાંતોએ બળવાનો વાવટો ચડાવીને સ્વતંત્રતાની લડાઇ શરૂ કરી દીધી હતી. ગેરીબાલ્ડીએ તા. ૬ ઠી અકટોબર ૧૮૭૫ ને રોજ હરજેગોવિનાના બળવાખોરોને હિંમત આપવા માટે એક ચીઠી લખી, તેમાં તુરકોની કતલ, ખૂન ને જુલમ યાદ દેવડાવી ને ટરકીની જુદી જુદી વસ્તીઓને અપીલ કરી કે તેઓ એકત્ર થઇને સ્વતંત્રતાનો વાવટો ઉંચો કરે અને તુર્કોને યુરોપની હદોમાંથી કાઢી મુકે.

૧૮૮૦ ના નવેંબરમાં મીલાનના મોડરેટ ( મધ્યમ વિચારના ) અને સ્વતંત્ર વિચારના પક્ષોએ મેંટોનાના યુદ્ધમાં જે વીરોએ પ્રાણ અર્પણ કર્યા હતા તેમના સ્મર્ણાર્થે એક સ્મૃતિ સ્તંભ કાયમ કરવાનો ઇરાદો કર્યો. તે હીલચાલને ટેકો આપવા માટે ૧૮૮૦ માં ગેરીબાલ્ડી પોતાના ટાપુથી નીકળ્યો. જોકે તેના હાડકામાં દમ નહોતો. હીલચાલને લાયક તે રહ્યાં નહોતાં, તેને હદથી વધારે તકલીફ હતી અને તેની જીંદગી ડગુમગુ થઇ રહી હતી. હવે મુસાફરીને લાયક રહ્યો નહોતો અને પબ્લીકમાં આવવા જેવી સ્થિતિ પણ નહોતી; તેમ છતાં તેનો નિશ્ચય ફરે તેવો નહોતો. તેની હિંમત અદ્વિતીય હતી. એક ખાટલા જેવી ડાળીમાં નાંખીને તેને ગાડી પર લઇ ગયા. જ્યારે તેની ગાડી બજારોમાંથી પસાર થઇ ત્યારે એક આશ્ચર્યકારક દેખાવ જોવામાં આવ્યો. સઘળા દરવાજા ને દિવાલો ઉપર માણુસો ભરાઇ ગયાં હતાં. ખુશીના પોકારો એક પછી એક થઇ રહ્યા હતા. આખા રસ્તામાં અનુપમ દેખાવ થઇ રહ્યો હતો. ગેરીબાલ્ડીમાં એટલું બધું જોર નહોતું કે તે ઉત્સાહ ને ઉમંગના જવાબમાં કોઇ પ્રકારે ખુશી દરશાવી

શકે. માત્ર એક હાથ હાલી શકતો હતો તે હાથથી અને હાસ્યયુક્ત વદનથી લોકોના પોકારનો જવાબ આપતો રહ્યો. અંતે જ્યારે ગાડી પીયાઝ્ઝાસેન્ટામાર્ટા નામે બજારમાં પહોંચી ત્યારે ઘોડા છોડીને ગાડીને પ્રજા જનોએ ખેંચી નીમેલી જગાએ લાવી ઉભી કરી. પછી ગેરીબાલ્ડીની પ્રાર્થનાથી સ્મૃતિ સ્તંભ ઉપરથી લૂગડું ઉતારવામાં આવ્યું ત્યારે પથ્થરની ચોરસ વેદી ઉપર એક સ્ત્રીની સ્થાપન કરેલી મૂર્તિ દેખાઇ. એ મૂર્તિ ઇટાલીદેવીની હતી. તેના હાથમાં ફૂલોની માળા હતી. એ વેદીની ચારેબાજુએ ચાર ઐતિહાસીક બનાવ કોતરવામાં આવ્યા હતા. એક બાજુએ મેન્ટોનાની લડાઇની આત્મરક્ષા બતાવી હતી. બીજી બાજુએ મોંટીરૂટુંડોનો બચાવ ચિતરેલો હતો. ત્રીજી બાજુએ રોમના સ્થાપનાર રોમ્યુલસ અને રેમસને ધવરાવતી વરૂની માદા બતાવી હતી અને ચોથી બાજુએ મેંટોનાના યુદ્ધમાં કામ આવેલા વીરોનાં નામો કોતરેલાં હતાં. ગેરીબાલ્ડીએ તે સમય માટે એક ભાષણ તૈયાર કરેલું તે સેનાપતિ કેન્ઝીઓએ વાંચી સંભળાવ્યું. તેમાં દરશાવવામાં આવ્યું હતું કે મેંટોના સ્થળે જોકે ઇટાલીના લોકોનો પરાજય થયો છે પણ ખરેખર તે પરાજય એક નીતિ યુક્ત વિજય હતો.

મેંટોનાથી પાછો આવીને ગેરીબાલ્ડી આરામમાં રહ્યો. ડાકટરનો હુકમ હતો કે તેને પૂર્ણ આરામ મળવો જોઇએ. તેની સ્ત્રી ફ્રાન્સેસ્કા તેના કાગળો વાંચતી હતી તેમાંથી જેથી તેના મનમાં કોઇપણ પ્રકારનો જોશ પેદા ન થાય એવી બાબતો માત્ર તેને સંભળાવતી હતી. તે છતાં ગેરીબાલ્ડી છેવટના શ્વાસસુધી કંઇને કંઇપણ કામ કરતો રહ્યો. કોઇવાર ખેતરોમાં ચાલ્યો જતો અને ખેડૂતોના કામ જોતો હતો. કોઇવાર નોવેલ લખતો હતો. કોઇવાર વહાલી ઇન્ટાના નહાના પુત્ર મેનલિઆરને શિક્ષણ આપતો હતો. એ છોકરા સાથે તેને બહુ પ્રેમ હતો. સને ૧૮૮૪ ના જાનેવારી મહીનામાં એક વખત તે છોકરો માછલીઓ પકડી રહ્યો હતો તેને ગેરીબાલ્ડી પોતાની બેલગાડીમાં બેઠો જોઇ રહ્યો હતો એટલામાં અચાનક તે બેલગાડી ઉથલી

પડી ને એક પથ્થર ઉપર ટકરાવાથી માથામાંથી લોહી નીકળવા લાગ્યું ને થોડીવાર બેભાન રહ્યો. જ્યારે તેને ભાન આવ્યું ત્યારે જુએછે તો છોકરો ભય અને દુઃખથી બિલકુલ ગભરાઇ ગએલો ઉભો છે. તેને એવી સ્થિતિમાં જોઇને કહેવા લાગ્યો કે " વાહ ! ! બે ટીપાં લોહી જોઇને ગભરાઇ ગયા ? તમારેતો બહાદૂર સિપાઇ બનવું છે." જો કે જખમતો બહુ નહોતો થયો પણ એથી તેના શરીરને એટલું બધું નુકસાન પહોંચ્યું કે તે બહુ લાચાર થઇ ગયો, તે ઉપરાંત ઉધરસે પણ તેને બહુ સંતાપ્યો. આખરે ઠરાવ થયો કે કોઇ ગરમ જગ્યાએ તેને લઇ જવો જોઇએ. ડાસીલીપો નામે શહેર તે કામ માટે પસંદ કરવામાં આવ્યું, તે નેપલ્સની પડોસમાં છે. આખું નેપલ્સ શહેર તેના દર્શન માટે નીકળીને સમુદ્ર કિનારે આવી એકઠું થયું. મધ્યમપક્ષના વર્તમાનપત્રોએ લખ્યું છે કે ઓછામાંઓછા બે લાખ માણસો ગેરીબાલ્ડીને આવકાર આપવા સમુદ્ર કિનારે એકઠા થયા હતા. વહાણના કપ્તાનની કેબીનમાં તેની ડોળી હતી ત્યાંથી જ્યારે ઉતારવામાં આવી ત્યારે ચિંતાને લીધે એટલી બધી મોટી સંખ્યાના માણસોનો શ્વાસ બંધહતો કે કોઇએ શ્વાસ પણ લીધો નહીં. ઘણાએક ડાકટરોએ સલાહ કરી ને તેના માટે દવાની તજવીજ કરી ને પૂર્ણ આરામથી રહેવાની શીખામણ આપી. તેના પુત્ર મેનલિઆરના અવાજ સિવાય કોઇનો સ્વર કે ઘોંઘાટ તેના કાન સુધી પહોંચી શકતો નહોતો. જોકે અત્યંત સંકટ, દુઃખ ને દરિદ્રતાની સ્થિતિમાં હતો છતાં આશ્ચર્યકારક સહનશક્તિવાળો હતો. કોઈને વિનાકારણે તકલીફ આપતો નહોતો, સ્વભાવમાં ચિડીઆપણું બિલકુલ નહોતું. અંતના શ્વાસસુધી પોતાના વહાલા પુત્રને પોતાની લડાઇઓની વારતાઓ, પોતાની માતા અને પહેલી સ્ત્રી ઇન્હાનું વર્ણન સંભળાવતો રહ્યો. ગેરીબાલ્ડી પોતાની માતાનો ભક્ત હતો. તે ઘણીવાર કહેતો કે મારામાં કાંઈપણ ભલાઇ છે તો તે મારી માતાના પ્રશંસાપાત્ર સદ્ગુણો ને પવિત્ર આચરણોનું પરિણામ છે.

ત્યારબાદ તે એકવાર સિસિલીમાં ગયો. ત્યાંની પ્રજાએ એક

પ્રાચીન ઐતિહાસિક યુદ્ધની વરસગાંઠ કરી હતી તેમાં ગેરીબાલ્ડીને બોલાવ્યો હતો. પણ ગેરીબાલ્ડી એટલો કમજોર થઇ ગયો હતો કે પબ્લીકમાં નીકળી શકયો નહિ. ત્યાંથી પાછો પોતાના ટાપુમાં આવ્યો.

સને ૧૮૮૪ ના જુનની તારીખ ૨ જી એ તેનો આત્મા તેના શરીરથી જૂદો પડયો. અને ઇટાલીની પ્રજાનો સહુથી મોટો જનરલ, યુરોપનો સર્વથી મોટો હીરો, ઇટાલીને સ્વતંત્ર કરનાર, અમર દેશ તરફ સિધાવ્યો. આ ખબર દેશમાં ફેલાતાંજ બધાં સરકારી ખાતાં, સ્કુલો ને કોલેજો બંધ થયાં.[1] બધાં થીએટરો બંધ થયાં ને આખા દેશે શોકનાં લૂગડાં પહેર્યાં. શહેરોનું તો શું કહેવું પણ ઇટાલીના દરેક ગામડામાં દુકાનો બંધ થઇ. સરવે કારોબાર બંધ થયો, શોકના વાવટા ફરકયા, અને આખા ઇટાલીમાં શોક પ્રસરી રહ્યો. રાજાએ ગેરીબાલ્ડીના મોટા પુત્રને દીલાસાનો તાર કર્યો.[2] સારાં-

---

૧. મીલાન અને ઇટાલીના બીજા નગરોની શાળાઓ અને ઓફીસો ગેરીબાલ્ડીના શોકમાં બંધ રાખવામાં આપી હતી. પણ એક કન્યાશાળાના માસ્તરે કોઇ કારણથી પોતાની શાળા બંધ નહોતી કરી. જેથી કન્યાઓ વખત થતાં શાળામાં ગઇ ને એકત્ર થઇ અધ્યક્ષ પાસે જઇ બોલી માસ્તર સાહેબ–ભોજન ઉત્સવના તહેવારોને દિવસે તો આપે શાળા બંધ રાખી હતી ત્યારે આજે કેમ બંધ નથી રાખી. એમ કહી ટેબલ ઉંચી વાળીને બધી કન્યાઓ ઘેર ચાલી ગઇ.

"પ્રકાશક."

૨. તે તાર આ પ્રમાણે હતો—તમારા પિતાના મરણથી મને જે શોક થાય છે તે સમસ્ત ઇટાલીને થતા શોક કરતાં પણ વધારે છે. મને બાળપણથીજ મારા પિતાએ આપના પિતાના ગૃહસ્થાઇ ને બહાદુરીયુક્ત ગુણોની પૂજા કરતાં શીખવ્યું હતું. ત્યાર પછી એમના અદ્ભુત વીરત્વના કાર્યો મારી આંખે જોવાનો પ્રસંગ આવ્યો. ને ત્યારથી હું તેમનો ભક્ત થઇ પડયો હતો. તેમના વીરત્વને માટે તેમના પ્રતિ મારી ભક્તિ ને તે મારા પર સ્નેહ રાખતા તેથી તેમના પ્રતિ મારી કૃતજ્ઞતા સદાકાળ અચળ રહેશે ને તેમની ખોટ અને એ રીતે બેવડી સાલશે. હું સમસ્ત ઇટાલીયન પ્રજા

શકે આખા દેશની બધી કોમોએ પોતાની કોમને પ્રજાકીય સ્વતંત્રતા અપાવનારના મૃત્યુ ઉપર અત્યંત શોક કર્યો. યુરોપના બીજા દેશોએ પણ તે શોકમાં ભાગ લીધો. અને આખા યુરોપમાંથી એક સ્વરે એ અવાજ નીકળ્યો કે "હાય યુરોપનો સર્વથી મોટો હીરો ચાલ્યો ગયો."

સત્ય છે. મૃત્યુ હોતો એવું હજો. એક ફારસી કવીએ કહેલું છે કે—

"યાદ રાખ કે તારા જન્મ વખતે સરવે હસતા હતા ને તું રડતો હતો. પણ એવી રીતે જીંદગી ગાળ કે તારા મૃત્યુ વખતે સરવે રડે ને તું હસે."

દુનિઆમાં એવા થોડાજ પુરૂષો થયા છે કે જેના મૃત્યુ ઉપર સિંહ જેવા પુરૂષો, એ મહાન હિંમતવાન અને ઉદાર ગેરીબાલ્ડીના મૃત્યુ ઉપર કર્યો તેવો શોક ને ખેદ કરેલ હોય.

## ગેરીબાલ્ડીના વિચારો.

જો કે ગેરીબાલ્ડી જન્મથી ખ્રિસ્તિ હતો પણ તેના જીવનચરિત્રના કેટલાક ભાગો ઉપરથી એવું માલમ પડે છે કે તે ખ્રિસ્તિ ધર્મના મોટા મોટા સિદ્ધાંતો માનનારો નહોતો. તે ઇસુખ્રિસ્તને મોક્ષ અપાવનાર માનતો નહોતો અને તે ત્રિપુટીના સિદ્ધાંતને પણ માનતો નહોતો. રોમન કેથલિક ધર્મ ઉપર તેને બહુ તિરસ્કાર હતો. તે ઇટાલીની અવનતિનું કારણ પાદરીઓને તેમનાં શિક્ષણને ધારતો હતો. પોતાના જીવનચરિત્રમાં તેણે ઠેકાણે ઠેકાણે પાદરીઓ તરફ ઘણાજ કઠોર શબ્દો વાપર્યા છે. અને તેમને માણસાઇ, શૂરવીરતા

---

સાથે તેમના મૃત્યુ માટે શોક પ્રદર્શિત કરૂંછું. મારા તથા મારી સમસ્ત પ્રજાના પ્રતિનિધિ સ્વરૂપે અમારો આ શોક તમારા પરિવારને જણાવશો અને આશ્વાસન આપશો.

"હુમ્બર્ટ."

અને ઉન્નતિના દુશ્મન ગણ્યા છે. ગેરીબાલ્ડી ઉત્તમ પ્રકારનો અ-દ્વૈતવાદી હતો અને ઇશ્વરનો ભક્ત હતો. તેની ભક્તિ ખાસ કોઇ પ્રકારની નહોતી પણ તે ઉત્તમ હિંમત ઉત્તમ વિચારવાળા સારા માણસની હોય છે તેવા ઉંચા પ્રકારની હતી. તેનું આચરણ ઘણું શુદ્ધ હતું ને તેની ટેવો ઘણી સાદી ને ગંભીર હતી. ઉદારતા તો તેની રગેરગમાં ભરેલી હતી. તેની જીંદગીના દરેક બનાવથી ઉદારતા ને અત્યંત ઉચ્ચ પ્રકારની હિંમત પ્રદર્શિત થાય છે. ઇ. સ. ૧૮૭૫ માં પાર્લામેંટે તેની ગરીબાઇ ઉપર વિચાર કરીને દસલાખ ફ્રાંકની બક્ષિસ અને પચાસહજાર ફ્રાંકનું વાર્ષિક પેન્સન મંજુર કર્યું. પણ ગેરીબાલ્ડીએ તરતજ તે કબુલ રાખવા ના પાડી.

તેની ગરીબાઇ એટલે દરજ્જે પહોંચી ચુકી હતી કે તેનું પોતાનું હરવા ફરવા જવાનું વહાણ જે તેને અંગ્રેજ મિત્રોએ ભેટ આપ્યું હતું તે વેંચવું પડયું. સરકારી મદદ તો તેણે એવી રીતે નાકબૂલ કરી, પણ જુદા જુદા લોકોએ તેને મદદ તરીકે પૈસા આપવા માંડ્યા તે પ્રસંગે તેણે એક ચિઠીદ્વારા પોતાની ગરીબાઇના સાધન દર્શાવ્યા, ને લોકોને જાહેર કર્યું કે તેની ગરીબાઇ નકામું ખર્ચ અથવા કોઇ-જાતની મોજશોખનું પરિણામ નથી, પણ તેના પુત્રને વ્યાપારમાં ઘણીવાર નિષ્ફળતા થવાથી નુકસાન ઉઠાવવું પડયું તેથી થઇ છે. ગેરીબાલ્ડીએ બેંકને તેની જામીનગારી આપી હતી અને નુકસાન થવાથી તે જામીનગીરી પૂરી કરવી પડી.

અંતે જ્યારે ગેરીબાલ્ડીની સ્થિતિ બહુ તંગીમાં આવી ત્યારે રાજાના વજીરોએ ગેરીબાલ્ડી ઉપર દબાણ કર્યું. એટલે સુધી કે તે-ણે અતીશય આનાકાની ને દિલગીરીથી બક્ષિસ મંજુર કરી. એ મંજુરીનો શબ્દ તેની જીભથી નીકળ્યો તે વખતે તેનો રંગ ફીકો થઇ ગયો અને એક મહાન દુઃખથી ઘેરાયલો હોય તેવું માલમ પ-ડતું હતું. બક્ષિસ મંજુર કરીને તેણે સહુથી પહેલાં પોતાનું ને પો-તાના પુત્રનું દેવું આપી દીધું અને પછી પોતાની સ્ત્રી તથા બચ્ચાં-ઓને માટે ઘટતી રકમ મુકરર કરીને બાકીની રકમ એક મિત્રને

બક્ષિસ આપી. તે મિત્રને વહાણુ બનાવવાના કારખાનામ બહુ નુ-કસાન પહોંચ્યું હતું.

ગેરીબાલ્ડી પ્રેમનું પૂતળું હતું. એકવાર જેનાથી પ્રિતિ કરતો તેની સાથે જીંદગી પર્યંત નિભાવતો હતો. મેઝિની સાથે ઘણીવાર તકરાર થઇ, અને તેના સાથીઓએ ઘણીવાર તેને મેઝિની વિરૂધ ભંભેર્યો. કદાચ કેટલીક વાર તેણે મેઝિની સંબંધમાં ખોટા અભિ-પ્રાયો પણ જાહેર કર્યા, પણ મેઝિની ઉપરનો પ્રેમ અને અદબ તેના અંતઃકરણથી કદી દૂર થયાં નહીં. ઇગ્લાંડમાં તેણે જે શબ્દોમાં મે-ઝિનીનાં વખાણ કર્યાં છે તે અમે ઉપર લખી ચુકયા છીએ. મેઝિનીના મૃત્યુની ખબર સાંભળતાંજ તેણે જીનીવા તાર કર્યો કે જેણે સિ-સિલીને સર કર્યું તે હજારો બહાદૂરોના વાવટા તેના જનાજા ઉપર ફરકાવો. તે કોઇને પણ આપી શકતો હતો તેમાં આ સહુથી ઉંચા-માં ઉંચા પ્રકારનું માન હતું અને પોતાના ગુરૂ શિવાય મિત્રને કે બીજા કોઇને એવું માન તેણે આપ્યું નહોતું. મેઝિનીની યાદગાર કાયમ કરવામાં પણ તેણે બહુ મોટો ભાગ લીધો હતો.

પોલીટીકલ મૂળતત્વોમાં ગેરીબાલ્ડી સ્વતંત્ર સત્તાનો માનનાર હતો. તે એવો ગાંડો નહોતો કે કોઇની મરજી વિરૂદ્ધ પોતાના મૂળ-તત્વો (વિચારો) બીજા ઉપર ઠસાવે. તેનો વિચાર એ હતો કે દરેક કોમનો હક છે કે પોતા માટે જેવી જોઇએ તેવી ગવર્નમેંટ બનાવી લે.

મૃત્યુ પછી તેની લાસને બાળી નાંખવામાં આવે એવી ગેરીબા-લ્ડીના અંતઃકરણની ઇચ્છા હતી. એ વિષયે તેણે પોતાના કેટલાક મિત્રોને ચીઠીઓ લખી હતી. અને તેના મિત્રોએ તેની ઇચ્છાનુસાર વ્યવસ્થા કરવા વચન આપ્યું હતું. મરતી વખતે પોતાની સ્ત્રીને તેણે હુકમ કર્યો હતો. પણ અફસોસ કે તેના મરવા પછી કોઇમાં તેના હુકમને અમલમાં મુકવા જેટલી હિંમત આવી નહીં. તેના મૃ-ત્યુથી સમુદ્રમાં ને જમીન ઉપર એટલું મોટું સખત તોફાન આવ્યું હતું કે પહેલાં કદી ભાગ્યેજ આવેલ હશે. પાછળ રહેનારાઓએ તે ની લાસને મુશ્કેલીથી જમીનમાં મુકીને ત્રણ પથરોથી ઢાંકી દીધી.

ત્યાં હજી સુધી ઇટાલીને સ્વતંત્ર કરનાર, ઇટાલીના સર્વથી મોટા હીરા, ઇટાલીના સહુથી બહાદુર જનરલ, ઇટાલીના ઉદ્ધાર પુરૂષનું શરીર પડેલું છે અને રાહ જુએ છે કે કોઇ વફાદાર મિત્ર તેને ત્યાંથી કહાડીને તેની છેવટની ઇચ્છાને અમલમાં મૂકવામાં આવેલો અંતનો સંસ્કાર તેને બક્ષિસ કરે ! ! !



# જાહેર ખબર.

આયુર્વેદિક ઔષધો અમે જાતે બહુ સંભાળથી તૈયાર કરેલાં અમારી પાસેથી કીફાયત ભાવે મલીં શકશે.

લોહ, બંગ જસત, હડતાલ, અબરખ, સુવર્ણમાક્ષિક, મંડૂર, પ્રવાલ, સાબરસીંગ વગેરે ઘણી જાતની ભસ્મો, અનેક જાતના રસો તથા ચૂર્ણો તૈયાર રહે છે.

આંખનાં ફુલાં તથા દુખાવા માટે અમે બનાવેલ જાતજાતના સુરમા તથા નયનામૃત નામે પ્રવાહી અજમાયશ કરેલ તૈયાર છે.

ગરમીના દરદો તથા કમતાકાત માટે રામબાણ નીવડેલી ગોળીઓ અમારી પાસે તૈયાર છે.

મરગીના દરદી માટે એક અકસીર દવા બનાવવામાં આવી છે જે સુંઘવા માત્રથી ફાયદો કરે છે.

ક્ષયરોગ જેવા જીવલેણરોગ તથા ખાંસી, શ્વાસ, નબળાઇ વગેરે અનેક દરદો ઉપર ફતેહમંદ નીવડેલી "સુવર્ણ વસંત" તૈયાર છે.

દેવજી કુંવરજી.

મુંદરા—કચ્છ.



## રા. રા. ગણુપતરાવ ગોપાલરાવ બર્વે સંગીતશાસ્ત્રીનાં બનાવેલાં પુસ્તકો.

૧. યોગદિવાકર—પ્રાચીન અર્વાચીન શાસ્ત્ર ( સાયન્સ ), ધર્મ ( રીલીજીયન ) અને તત્ત્વજ્ઞાન ( ફિલોસફી ) ને આધારે યોગવિદ્યાનું અર્વાચીન દૃષ્ટિથી નિરૂપણનો ઉત્તમ ગ્રંથ કીં. રૂ. ૩–૦–૦

૨. ગાયન વાદન પાઠમાળા—ગાયન વિદ્યાના અભ્યાસીઓને માટે સંગીતના પ્રાથમિક શિક્ષણનો અપૂર્વ ગ્રંથ. કે જેમાં હારમોનિયમ, પિયાનો, સિતાર, દિલરૂબા, ફિડલ, તબલાં વગેરે વાદ્યો વગાડવાની સમજણ આપી છે. ને સ્વર તથા તાલ વિષે સંપૂર્ણ માહિતી આપી છે. તે ઉપરાંત અનેક નૃત્તો અને ગુજરાતમાં ગવાતાં લોકપ્રિય ગાયનોની સારી ગમો આપી છે. કીં. રૂ. ૩–૦–૦

૩. સુરતરંગિણી—લગભગ ૨૦૦ વર્ષે પૂર્વે એક સંગીતશાસ્ત્રીએ રચેલો સંગીતશાસ્ત્રનો હિંદીભાષાનો ગ્રંથ. કે જેમાં સ્વરશાસ્ત્ર રાગવિદ્યાનો સમાવેશ કરી ૨૦૦ રાગોનાં લક્ષણો આપ્યાં છે. એ ગ્રંથ છાપી પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. કીં. રૂ. ૧–૮–૦

૪. શ્રુતિસ્વર સિદ્ધાંત—બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ આગળ વાંચેલો નિબંધ. કે જેમાં સંગીતશાસ્ત્રમાંની ૨૨ શ્રુતિઓને સુધારી ૨૪ શ્રુતિઓ સિદ્ધ કરવામાં આવેલી છે. ગુજરાતી ભાષામાં આ વિષય ઉપર આ પ્રથમ ગ્રંથ છે. કીં. રૂ. ૧–૦–૦

૫. અર્વાચીન સુધારણા અને અધોગતિ—વર્તમાન સુધારણા એ કેવળ અધોગતિને લઇ જનારી છે, જેથી સુધારણાનાં કરવો જોઇતો સુધારો, અને તે સુધારો ઇવોલ્યુશનને નિયમે થવા વિષે જૂના પક્ષવાળાઓ તરફનો પૂર્વપક્ષ (છપાય છે.)

वंदेमातरम्.

દેશોદ્ધારક મહાવીર પુરૂષોનાં ચરિત્ર. અંક ૧ લો.

# જોસેફ મેટ્ઝીની.

ઇટાલીના નષ્ટ થએલા પ્રાચીન વૈભવને પુનઃઅર્પનાર, અને હજારો વર્ષોથી પરતંત્રતાની બેડીમાં જકડાઇ રહેલા એક મહાન દેશને મુક્ત કરનાર મહાત્મા ગેરીબાલ્ડી અને મેટ્ઝીનીનાં જીવનો દુનિયાંની પરતંત્ર પ્રજાએ બહુજ અનુકરણ કરવાં જોઇએ. એ બે મહાપુરૂષોએ ઇટાલીને સ્વતંત્ર કરી જગત્માં અસ્તિત્વ આપ્યું. આપણા ભારત દેશમાં જેમ **શિવાજી** અને સમર્થ સાધુ **મહાત્મા રામદાસ સ્વામી** જેવી રીતે થઇ ગયા તેમ એ બે પુરૂષો ઇટાલીમાં થઇ ગયા. ગેરીબાલ્ડી તે ઇટાલીનો શિવાજી હતો, તેમ મેટ્ઝીની તે ઇટાલીનો **રામદાસ સ્વામી** હતો. એ મેટ્ઝીનીનું જીવન જેના લેખોથી ઇટાલીની ૨ કરોડ પ્રજાને નવું ચૈતન્ય પ્રાપ્ત થયું. જેના લેખોની તીક્ષ્ણ ધારા ગેરીબાલ્ડી તીખી તલવારમાં જણાઇ આવી, જેના લેખોથી અન્યાયનાં સિંહાસનો કંપાયમાન થવા લાગ્યાં, અને જેના લેખોથી ઇટાલી સ્વતંત્ર થયું, તે સ્વતંત્રતાના પૂર્ણમહાન ભક્ત **મેટ્ઝીનીના** લેખોનો સાર પણ આ ગ્રંથમાં આપવામાં આવશે. આશા છે કે દરેક સ્વદેશી બંધુઓ આવા ઉત્તમ પુસ્તકના ગ્રાહક થઇ પોતે ભારતના મેટ્ઝીની થવા પ્રયત્ન કરશે.

| | |
|---|---|
| મુ. મુંદરા કચ્છ. | કર્ત્તા.<br>દેવજી કુવરજી. |



## પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

| | | |
|---|---|---|
| સંપાદક પાસેથી. | | મુંદરા (કચ્છ) |
| ઠક્કર-દેવજી કરશનદાસની દુકાનેથી કાપડ બજાર. | | માંડવી (કચ્છ) |
| મીસ્રી-રાજાભાઇ નારણની પેઠી પરથી. | | અંજાર (કચ્છ) |

રા. રા. ગણુપતરાવ ગોપાલરાવ બર્વે સંગીત શાસ્ત્રી સાંકડી શેરી, લાખાપટેલની પોળ. } અમદાવાદ.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર ત્રણદરવાજા. અમદાવાદ.

પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી, બુકસેલર કાલબાદેવીરોડ. મુંબે.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કું. ” ”

“ કચ્છ-કેસરી ” ઓફીસ, ભાતબજાર. ”

---

સંગીત શાસ્ત્રી, મી. બર્વેનાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં—

અમદાવાદ—સાંકડી શેરી. લાખાપટેલની પોળ. ગ્રંથકર્ત્તાને ત્યાંથી.

મુંબઇ—જ્યેષ્ઠારામ મુકુંદજી. બુકસેલર કાલબાદેવી રોડ.

” એન, એમ, ત્રિપાઠી. ” ”



